પાઠ્યપુસ્તકઃ—૪

# કાવ્ય સંગ્રહ

( વિનય મંદિરના ધો. ૪, ૫ અને ૬ માટે )


પ્રકાશક

ચરોતર એજ્યુકેશન સોસાઇટી, આણંદ

( આવૃત્તિ પહેલી )

સંવત ૧૯૮૦ ] પ્રત ૧૫૦૦ [ સને ૧૯૨૪

કિમ્મત રૂ. ૧–૧૨–૦

# પ્રસ્તાવના



આપણી ભાષામાં કાવ્ય સંગ્રહો કેટલાયે બહાર પડી ચૂકયા છે. કેટલાક સામાન્ય સંગ્રહ છે અને કેટલાક પાઠય–પુસ્તક માટે થયા છે. પણ તેમાં કોઇ સંગ્રહ ધો. ૬–૭ માં ચલાવવા લાયક છે, તો કોઇ ધો. ૪–૫ માટે જ છે. કેટલાકમાં પ્રાચીન કાવ્યો વિશેષ છે તો કેટલાકમાં અર્વાચીન છે. પરંતુ વિનીત વર્ગ માટે વિદ્યાપીઠ પાઠય–પુસ્તક નક્કી કરતી હોવાથી પ્રાચીન–અર્વાચીન કાવ્યોનો ધો. ૪–૫ અને ૬ ના વિદ્યાર્થીઓને શીખવવા માટે જોઇતો કાવ્ય સંગ્રહ અમને ન મળ્યો તે ઉણપ પૂરવાનો આ પ્રયત્ન છે. પ્રયત્ન કેટલે અંશે સફળ થયો છે તે તો અનુભવી શિક્ષકો જ કહી શકે.

પુસ્તકને છપાવવામાં અસાધરણ વિલંબ થયો છે. તેને માટે ક્ષમા યાચીએ છીએ.

સંગ્રહને ઉપયોગી કરવામાં અમારા મિત્ર ભાઇશ્રી દેસાઇભાઇ નાથાભાઇએ ટિપ્પણ આપી આભારી કર્યા છે.

યથાશક્તિ યથામતિ પ્રયત્ન છે. તેમાં સૂચનાઓને અવકાશ છે જ. જે શિક્ષક ભાઈઓ સૂચનાઓ કરશે તેનો યોગ્ય ઉપયોગ બીજી આવૃત્તિ વખતે થશે.

વૈશાખ સુદી ૯
મંગળવાર

લી.
ફુલસિંહ ભારતસિંહ ડાભી.

---

**તા. ક. આપેલા શુદ્ધિપત્ર પ્રમાણે ભુલો સુધાર્યા બાદ પુસ્તકનો ઉપયોગ કરવા વિનંતિ છે.**

# કાવ્ય સૂચી

# કવિ સૂચી

# ટૂંકું ટીપ્પણ

૧

વાચ, કાછ, મન—વાચ—વાચા

કાછ—કછોટો. લંગોટ. ( હનુમાનનો વજ્ર કછોટો )

મન—વિચાર.

વૈરાગ્ય—વિ + રાગ- ગયેલો રાગ.

—વિશેષ રાગ. ચોક્કસ પ્રકારનો સ્નેહ.

તાળી—લ્હે. ( તાલ ઉપરથી )

૨

ખરખરો—ચિન્તા.

શકટ—ગાડું.

૩

વૂઠી—વરસી. ( સં. વર્ષ્—વરસવું )

૪

બાયબલમાં ' પેરેબલ્સ ' છે તેવી પુરાણકારોએ લખી છે. ચોકખું સત્ય સાધારણ જનોને ગળે ઉતરતું નથી, તેથી તેમને તે કાઇ વાર્તાદ્વારા આપવાની યોજના પુરાણકારોની છે. નાગદમન એ એક એવી પેરેબલ છે. આનુ તાત્પર્ય કલાપીના ' માલા ને મુદ્રિકા ' માંથી જોઇ લેવું.

૫

ઉછંકળ—ઉદ્ધત. ઉછાંછળું. ( સં. ઉચ્છૃંખલ )

મોરાર—( સં. મુરારિ ) મુરના શત્રુ.

મેળાવો—મિલન.

બરકી—બૂમ મારી.

## નરસિંહ મહેતા

નરસિંહ મહેતાનું ટૂંકું જીવન ભાગ્યે જ કોઇ નહીં જાણતું હોય. એ ગુજરાતી ભાષાના આદ્ય કવિ ગણાય છે. તેમના પહેલાં ગૂજરાતી ભાષામાં કવિતા નહોતી રચાતી કે નહોતી લખાતી એમ નથી. હાલ તેવાં કાવ્ય

મળી આવ્યાં છે. પણ નરસિંહ મહેતા જ આદ્ય કવિ તરીકે સ્વીકારાયા છે. તે કવિ માત્ર નથી, પણ ભક્ત છે ને કવિ છે. પ્રભુસ્તવન તેમણે સર્વત્ર કર્યું છે: ભજનોમાં, શગારનાં પદોમાં, આખ્યાનોમાં, કે પ્રભાતીઆંમાં. પ્રભાતીઆં તો માતાજીનાં જ.

કાવ્યસંગ્રહમાં આપેલાં પ્રભાતીઆં તો વાનગી માત્ર છે.

અત્યારે આપણી પાસે મહેતાજીની કવિતાની જે ગુજરાતી ભાષા ઉતરી આવી છે તે તે વખતની નથી એ તો સ્પષ્ટ જ છે. તે વખતની ભાષા તો આપણને સમજવી પણ કઠણ છે. એમનાં કાવ્યો તો જાણે ગઇ કાલની ગુજરાતીમાં લખાયાં હોય તેવાં છે. જે કવિઓ લોકપ્રિય હોય છે, તેમની કવિતાની આવી જ દશા થાય છે. કવિતાનો આત્મા કાયમ રહે છે, પણ તેનો દેહ યુગે યુગે બદલાય છે. ને કદાચ આત્મા પર પણ યુગ યુગના સંસ્કાર બેસી ય જાય. મહેતાજીની કવિતાની કાયા તો પલટાઇ જ છે. મીરાંબાઇની કવિતાનું પણ તેમજ છે. આ તેમની લોકપ્રિયતા સૂચવે છે.

૮

સરખાવો.

" અમે ચેલા બધા ઘેલા પ્રભુની પાઠશાળાના "

" મને ઘેલો કહી લોકો હજારો નામ આપો છો,
હમો મનસુરના ચેલા ખુદાથી ખેલ કરનારા ! "

૯

મિરાંત-વારસો. ( આ૦ ભિરાસ )

૧૧

જગજીવન-જગત્+જીવન-જગજ્જીવન.

## મીરાંબાઇ

એ મૂળ ગુજરાતનાં નહીં. છતાં તેમનાં ભક્તિભર્યાં ગૂજરાતી પદ ગૂજરાતને એટલાં ગમી ગયાં છે કે તેણે તે ઝીલી લીધાં છે. જેમ નરસિંહ મહેતાની કવિતાનું કલેવર બદલાઇ ગયું છે, તેમ મીરાંબાઇની કવિતાનું પણ.

" ગોવિંદો પ્રાણ હમારો રે " એ પદમાં મીરાંબાઇના જીવનની એક

ઘટના સમાઇ છે. એ વાત સત્ય છે કે કેમ તેની આજે કોઇ કોઇને શંકા થાય છે. ( મણિશંકરનો મીરાંબાઇનો સંવાદ જુઓ )

એ પ્રેમઘેલાં હતાં. નાનપણથી તેમને હરિરસની ધુન લાગી હતી. કૃષ્ણને એટલે જગજ્જીવનને તે મનથી વરી ચૂકયાં હતાં. આખું જગત તેમને મન નારીમય હતું. પુરૂષ માત્ર એક જ; અને તે પરબ્રહ્મ પુરૂષોત્તમ. જીવા ગોસાંઇ અને મીરાંબાઇના મિલનનો પ્રસંગ આની શાખ દે છે.

ફારસી સુફીઓ ઇશ્વરને સનમ, ને પોતાને આશક ગણે છે. આપણા ભકત કવિયો પ્રભુને પોતાનો પ્રિયતમ, અને પોતાને તેની પ્રિયતમા ગણે છે. અનેક ભકતોએ પોતાને ગોપી ગણી કૃષ્ણનો પોતાની સાથેનો વિહાર ગાયો છે.

પ્રભુની સાથેના આવા સંબંધ વિશે રા. મશરૂવાળાનું લખાણ વિચારવા જેવું છે. ( **રામ અને કૃષ્ણની** પાછળની ટીપ જુઓ. )

મીરાંબાઇએ શૃંગારનાં અનેક પદ લખ્યાં છે. તે હિન્દી કવિ પણ છે પ્રભુની પ્રિયતમા તરીકે પોતાના ભાવ પ્રકટ કરવા છતાં મીરાંબાઇમાં વિલાસિતા નથી આવી. પણ શુદ્ધ પ્રેમ અને વિરાગ ઉત્કટ થયેલ છે.

૧૨

ટળ–ટળે તેવું. નાશવંત.
ખે–ક્ષય.
ઘડવોણો–ઘડવિહોણો. ઘડ વિનાનો.

૧૩

**ज्ञानलवदुर्विदग्धं ब्रह्मापि नरं न रंजयति ।**

કરપીધન–કૃપણનું ધન.

૧૪

ભૂર–વધારે. ઘણું. ( સં. **भूयस्** )
કરખ–દુઃખ, શોક.

## અખો

એ વેદાન્તી કવિ જાતે સોની. અમદાવાદ પાસે જેતલપુર તેનું જન્મ સ્થાન હતું એમ કહેવાય છે. બ્હેનનું મરણ, અને એક બાઇને તેણે કરી

આપેલા હારની શુદ્ધતામાં તે બાઇ વિશ્વાસ ન મુકી શકી-આ બે કારણોથી તેને ઘણે ભાગે વિરાગ થયો. તેણે ઘણાં તીર્થમાં ઘણા સાધુસંતો પાસેથી સત્યજ્ઞાન મેળવવા યત્ન કરેલો. આખરે તેને જે જ્ઞાન પ્રાપ્ત થયેલું તે પોતાની રીતે તેણે બહાર આપ્યું.

ખરું જોતાં અખો કવિ નથી; એ જ્ઞાની છે. તેને જે કહેવું છે તે પદ્ય કરતાં ગદ્યમાં વધારે સારી રીતે કહી શકાય. પણ તેના સમયમાં ગદ્યનું લખાણ ન હોવાથી કદાચ તેણે ગદ્યમાં નહિ લખ્યું હોય. તેની ભાષા ઘણીવાર ક્લિષ્ટ થઇ જાય છે; કોઇ કોઇ વાર તો કેમે કર્યો અર્થ હાથમાં આવતો જ નથી. છતાં તેનું લખાણ સચોટ છે. તેને જે કહેવું હોય છે, તે આપણા હૃદયમાં ઠસાવવા તેણે ઘરગથુ એવાં દૃષ્ટાન્ત આપ્યાં છે, ને તે પણ એટલા ટુંકાણમાં કે તે દૃષ્ટાન્ત હૃદયમાં બરાબર જડાઇ જાય છે. તેની કેટલીક ઉક્તિઓ તો આપણી ભાષામાં કહેવત રૂપે પ્રચલિત થઇ છે. અખાનાં પદોમાંથી જો એવી ઉકિતઓનો જૂદો સંગ્રહ કરવાનો યત્ન કરનારને લાભ થાય.

કેટલીક ઉક્તિઓ:—

૧ ભાષાને શું વળગે ભૂર. જે રણમાં જીતે તે શૂર.

૨ નિત્ય નૈમિત્તિક માથે પડયાં.

૩ ઉંડો કુવો ને ફાટી બોખ, શિખ્યું સાંભળ્યું સઘળું ફોક.

૪ ઓછું પાત્ર ને અદકું ભણ્યો, ને વઢકણી વહુએ દીકરો જણ્યો.

૫ મારકણો સાંઢ ને ચોમાસું મહાલ્યો, ને કરડકણા કુતરાને હડકવા હાલ્યો.

૬ મરકટને વળી મદિરા પીએ, અખા એથી સહુ કો બીએ.

૭ કથા સૂણી સૂણી ફુટયા કાન, અખા તોય નાવ્યું બ્રહ્મજ્ઞાન.

૮ પત્થર એટલા પૂજે દેવ.

૯ કહ્યું કંઇ ને સરજ્યું કસું, આંખનું કાજળ ગાલે ઘસ્યું.

૧૫

આ શ્લોકોમાં પ્રેમાનન્દનો ગુર્જરગિરા પરનો પ્રેમ સૂચિત થાય છે. એમણે ગુર્જરગિરાને ગૌરવાન્વિત કરતાં સૂધી પાગડી નહીં પહેરવાની પ્રતિજ્ઞા કરેલી એમ કહેવાય છે. એમાં એ કેટલા સફળ થયા છે તે તેમનાં કાવ્ય વાંચવાથી સમજાશે.

૧૬

હીસી હીસી—આતુર થઇને. સોરી મરીને.
મખાંતર—બહાનું. ( સં. મિષ + અન્તર ).
ઉખળ—ખાંડણી. ( સં. ઉલૂખલ ).

૧૭

ઓચરે—બોલે. ઉચરે ( સં. વચ્—બોલવું ).
મહિયર—માતૃગૃહ. માનું ઘર.
મુદ્રડી—વીંટી. ( સં. મુદ્રા. )
સાવલિયો—જાળાવાળુ કપડું.

૧૮

ગર્ભજોગી—શુકદેવજી.
દુગણાં—દ્વિગુણું—બેગણું. બમણું.

વર્ષાઋતુ અને શરદઋતુનાં વર્ણન નર્મદાશંકર તથા દલપતરામે કર્યાં છે. ગિરધરકૃત રામાયણમાં પણ વર્ષાઋતુનું વર્ણન છે.

૧૯

વાજ આવ્યો—નિષ્ફળ થયો.

૨૦

નાંધડીઆ—અનાથ. નધણીઆ—ધણી વગરના.
કંથ—ધણી. ( સં. કાન્ત ).
પ્રાક્રમ—( સં. પર + આક્રમ ).

૨૧

ઓસાન—હામ. હિમ્મત.
ભડ—વીર. ( સં. ભટ ).
અખાડો—અષાડો. અષાડ માસનો.
દોહલો—મુશ્કેલ. દુઃખવાળો.
દદામું—ઢોલ. ડંકો. ( સં. દુંદુભી ).

૨૨

પરસાળ—( સામું ઘર ) ( સં. પ્રતિ+શાળ ). ઘરનો પહેલો ઓરડો.

૨૩

ખીટળીઆળા–વાંકડીઆળા.

૨૪

મામેરૂં–મામા તરફથી જે કરવામાં આવે તે. મોસાળું.

" શું જાણે વૈષ્ણવનો મહિમા વિષયી પુરનાં લોકજી ..

આવી ઉક્તિઓ મામેરામાં અને સુદામાચરિતમાં ઘણી છે.

વસાત–મિલ્કત. ( આ. વિસાત = બિછાનું ).

૨૫

વસમો–ખરાબ. કઠણ. ( સં. વિ + સમ ).

દોદશ–દશ દિશ.

મેર–મેરુ પર્વત.

ફાંસુ–મફત. વ્યર્થ. ફોગટ.

૨૬

ધોરી–બળદ ( સં. ધુરિન્–ધરાવાળો ).

તતખેવ–તરતજ. ( સં. તત્ + ક્ષણ + એવ ).

૨૭

શળક–શળી. ( સં. શલાકા )

દોત–ખડિયો. ( આ. દૌત ).

ભામણે–વારણે.

પારસી–સમશ્યાની–સંકેતની–ભાષા.

૨૮

પરતાળ–ગાળ.

૨૯

હરિવદની–ચંદ્રવદની ( સં. હરિ–ચંદ્ર, વદની–મુખવાળી )

કંભાચ–બાંચ.

૩૧

સંકર્ષણ–હળધર. બળદેવ. ( કૃષ્–ખેડવું. ખેંચવું ).

મથુરા–એનું મુળ નામ મધુપુરી. મધુએ વસાવેલી નગરી.

૩૨

વાગલાં—ફાંફાં.
આંગલાં—અંગ પર પહેરવાનાં વસ્ત્ર.
માધવ—સં. મા+ધવ.
 મા—લક્ષ્મી. માયા.
 ધવ—ધણી.
" બ્રાહ્મણને ભીખતાં શી લાજ. "

આ ચિત્ર અત્યારના બ્રાહ્મણોનું છે. આવો વિચાર તે સમયની બ્રાહ્મણ પત્નીને તો ન જ આવે.

સુદામાચરિત્ મુળ ભાગવત્ પુરાણમાં છે. ( દશમસ્કંધનો એંશીમો અધ્યાય ). નરસિંહ મહેતાએ પણ લખ્યું છે. ત્રણેય સરખાવવા જેવાં છે. તેમાંની ઋષિપત્ની, ને પ્રેમાનન્દના સુદામાચરિતની ઋષિપત્નીની તુલના કરવાથી કઇ પત્ની સુદામાને વધારે યોગ્ય છે તે સમજાશે.

૩૩

ભાવઠ—આપદા. દુઃખ ( સં. ભાવ+વૃત્તિ ).
પ્રતિવાય—અડચણ, વાંધો.
પરિવાર—કુટુમ્બી જનો. આસપાસનાં માણસો. ( સં. પરિ+વૃ ).

૩૪

શાળ—ડાંગર
નવનિધિ—**महापद्मश्च पद्मश्च शंखौ मकरकच्छपौ मुकुंदकुंदनीलाश्च**
 **खर्वश्च निधयो नव ॥**

૩૫

પાડોશણ—( સં. પ્રતિ+વેશિની ) સામે રહેનારી.

૩૬

ભાખે—બોલે. ( સં. ભાષ્—બોલવું ).

૩૭

લોચન—આંખ. ( સં. લુચ્—જોવું )

૩૮

પખાલી—ધોઇ. ( સં. પ્ર+ક્ષલ્ ).

૪૨

પ્રાશીને–ખાઇને. ( સં. પ્ર+અશ્ ).
દામોદર–દામ+ઉદર–જેને પેટે દોરડું છે તે.

૪૩

સંમાર્જની–સાવરણી. ( સં. સમ્+માર્જની ) મૃજ્–માંજવું.
પદ્મિની–ચાર પ્રકારની સ્ત્રીઓમાંની પ્રથમ પંક્તિની સ્ત્રી.

भवति कमलनेत्रा नासिकाक्षुद्ररन्ध्रा
अविरलकुचयुग्मा चारुकेशी कृशांगी ।
मृदुवचन सुशीला गीतवाद्यानुरक्ता
सकलतनुसुवेशा पद्मिनी पद्मगंधा ॥

૪૪

વિખાણ–પ્રશંસા. ( સં. વિ+ખ્યાન. ખ્યા–કહેવું. )
પાખી–સિવાય.
કાકવંઝા–( સં. કાકવંધ્યા. ) કાગડી એકજ વખત વાય છે એમ મનાય છે. કેળ પણ એકજ વખત ફળે છે. તેથી કેળ કાગડીના જેવી વાંઝણી ગણાય છે.

૪૫

ગુણની ગીતા કહી કવિ શેની ગીતા ગાય છે તે ધ્યાનમાં લેવા જેવું છે.

"જેણે દમયંતી નવ જોઇ ... ..."

કવિએ જોઇ હશે ?

"જાણે સાગરથી કહાડી મથી."

દેવો અને દાનવોએ સાગરનું મંથન કર્યું ત્યારે લક્ષ્મી પણ નીકળ્યાં. દમયન્તી પણ તેવી રીતે ન નીકળી હોય !

"પૂતળું" શબ્દ દમયન્તીના બધા વર્ણન પર પાણી ફેરવે છે.

૪૭

અવસ્થા–વ્યર્થ.
હુતાશન–અગ્નિ. ( સં. હુત+અશન )
ખાધાવેધ–ડખા.
ઉવેખવું–અવગણના કરવી. ( સં. ઉપ+ઇક્ષ્ )

નળી સર્વોત્કૃષ્ટતા સિદ્ધ કરવા કવિએ દેવો પાસે નળનું રૂપ લેવરાવી જે ચાળા કરાવ્યા તે પરથી આપણા દેવોનો શો ખ્યાલ કરાય ? મનુષ્યને ચડાવવા જતાં દેવોને નીચા પાડવામાં કેટલું કવિત્વ રહ્યું હશે તે સહજ સમજાય તેવું છે.

૪૮

પિયેર–પિતૃ+ગૃહ–બાપનું ઘર.

૪૯

દામણાં–દયામણાં. બાપડાં. બિચારાં.

પ્રેમાનન્દની રસ જમાવવાની શક્તિનું ભાન આ કડવામાં થશે.

૫૦

' પોતાનાં લોક. '–દ્વાર બંધ કરે તેને પોતાનાં લોક કેમ કહેવાય ? કોઇ પણ રાજા પાછળ ભારતવર્ષની પ્રજા કયારે ય પણ મરી ફીટી છે ?

સાંસતાં–ધીમું.

' કહે રે પાપણી '—જે સતીએ પતિની મૂર્ખાઇથી જાતે વનવાસનાં દુઃખ વહોરી લીધાં, તે સતીને નળરાય જેવો સાધુરાય આવાં કઠોર વચન કેવી રીતે કહી શકે ?

કવિએ મૂળમાં અહીં ફેર કર્યો છે, ને તેમ કરતાં તે ઉતર્યા છે. ગદ્યસંગ્રહમાંથી નળ દમયન્તીનો વનવાસ જોઇ લેવો. એ મૂળને અનુસરીને છે. દમયન્તીના ત્યાગનું પણ તેમ જ છે.

૫૧

ઉફરાટી–અવળી.

પાશ–બંધ.

પરજળ્યો–બળ્યો. ( સં. પ્ર+જ્વલ્ ).

ઉંવાટે–આડે રસ્તે.

સાસોટ–હાંફતો. ( સં. શ્વાસસહિત ).

૫૨

વલ્લભ–વ્હાલું.

૫૪

કારમાં–સુંદર. ( કદાચ કોમળ અર્થ કર્યો હશે ).

ઉધડકે–ચમકે.

૫૬

કરતળ–કર+તલ–હથેળીઓ.

૫૭

મદગળ–જેના મસ્તકમાંથી મદ ઝરે છે તે. હાથી.

૫૮

સલુણા–સુન્દર. સ+લુણા. લુણ–મીઠું.

મીઠા વિનાની ચીજ ફિકી હોય છે, ને તેથી સુન્દર નથી હોતી.

૫૯

નળ પાસે " મોતીનું હ્હેરીઉં ", " મુગટે માણેક " અને " કરણે કુંડળ " વગેરે હોવાનો સંભવ ખરો ?

૬૧

પરભવી–દુભવી. અનાદર કર્યો.

અરોપરો–અરૂંપરૂં. આડાઅવળી.

કુંભીપાક–એ નામનું નરક.

૬૨

હાર ચોરાયાનો પ્રસંગ મૂળમાં નથી.

માસીને ઘેર ને પૂરા સન્માનથી રહેતી હતી.

૬૪

વણઝારા–વેપારનો માલ એક સ્થળેથી બીજે સ્થળે લઇ જનાર ને લાવનાર. ( વાણિ જય હાના ).

૬૫

સવાય–સંગ્રહ. ટોળાં.

વાડવ–બ્રાહ્મણ.

પ્રેમાનન્દે આ પ્રકરણમાં કમાલ કરી છે.

સુદેવને " કલેવરમાં કષ્ટ " એટલું છે કે

ને " કહ્યું કોનું નવ સાંભળે ", ને " જગન મંડપ જોયો નહીં, નહીં જોયો દીક્ષિત નરેશ; ઘેલો જસો આવ્યો ધસ્યો, સર્વને મારે ઠેસ. " અન્તરની જ્યારે આવી તન્મય સ્થિતિ થાય ત્યારે જ ઇચ્છેલું મળે.

નેહ—સ્નેહ. નેગ.
એંધાણુ—ચિહ્‌ન. નિશાન. ( સં. અપિ+ધાન )
અપિ—આસપાસ ધા—મૂકવું. ધારણુ કરવું.

૬૭

નહેરી—નેફો.
ધર્મધોરિંધર—ધર્મ+ધોરિંધર.
ધર્મની ધુરાને ધારણુ કરનાર. ધોરિંધર- ( સં. ધુરા+ધર. )
બાહુકનું વર્ણન ટૂંકું પણુ આબેહુબ છે. બાહુકે સુદેવને કહેલાં વચન, અને ગદ્યસંગ્રહમાં તેણે તેને કહેલાં વચન સરખાવો. પ્રેમાનન્દના નળમાં ને મહાભારતના નળમાં કયો મોટો પ્રભેદ છે તેનો ખ્યાલ કંઇક આ પરથી આવી શકશે.
ઘોડાર—ઘોડશાળ.
સાંસામાં—શંશયમાં ( સં. સંશય. )
હારદ—મનનો ભાવ. રહસ્ય.
અનાહૂત—અણુધારી

## પ્રેમાનંદ

તે વડોદરાના રહીશ. વડોદરા જેવી ભૂમિમાં આવો કવિ થયો એ નવાઇ છે: કારણુ કે એ ભૂમિએ બીજા રત્ન ઉપજાવ્યાં હોય એવું જાણવામાં નથી. પણુ આ રત્ન તેની કુખે એવું જન્મ્યું કે જે ગુજરાતી સાહિત્યમાં પ્રથમ પંક્તિનું નીપજ્યું. કવિ પ્રેમાનન્દનું પૂરેપૂરૂં અને યથાસ્થિત જીવન જાણુવામાં આવ્યું નથી. પણુ તે વિ. સં. ની સત્તર ને અઢારમી સદીમાં હયાત હતા. એમ કહેવાય છે કે બાળપણુમાં તે મૂઢ હતા. જેમ કાલિદાસ અને મહેતાજી દેવી કે સાધુની પ્રસાદીથી કવિકુલગુરૂ થયા તેમ પ્રેમાનન્દ પણુ.

એમણે જે ગ્રંથો રચ્યા છે, તે પુરાણોને આધારે. તેમણે તેમાંથી વસ્તુ લઇ, મનમાન્યા ફેરફાર કરી, રૂચિ પ્રમાણે ભારણુ ભર્યું છે. સુદામાચરિત અને નળાખ્યાનમાં મૂળમાંથી કયા કયા પ્રસંગો મચરડેલા છે એ જોઇ જવું. અને તે પરથી કવિની સૃજન શકિતનો ખ્યાલ બાંધવો.

પ્રેમાનન્દની ભાષા કિલષ્ટ નથી, તેમ જ અર્થ પણુ સહજોપલબ્ધ છે. વળી તેઓ રસ જમાવવામાં એક્કા છે. એક રસમાંથી બીજામાં તેઓ આપણુને એવી રીતે સરકાવી દે છે કે આપણુને તેનું ભાન પણુ હોતું નથી.

" પ્રેમાનન્દની કવિતામાં ચાર રસ વિશેષ છે. કરૂણા, શૃંગાર, હાસ્ય ને વીર, એમ ઉતરતે અનુક્રમે જોવામાં આવે છે. કરુણામાં તો એક્કો છે. એનો શૃંગાર પ્રૌઢ છે પણ મસ્ત નથી. "

તેમનાં કાવ્ય આપણી સમક્ષ આખી જીવન્ત સૃષ્ટિ ખડી કરી દે છે, એ જ એમની ખૂબી. પ્રાચીન અને અર્વાચીન ગુજરાતી કવિઓમાં લાંબાં કાવ્યો ઉંચી પંક્તિનાં લખનાર તો પ્રેમાનન્દ જ; એમાં એમની સાથે કોઇથી ઉભા રહેવાય એમ નથી. શ્રોતાઓને રસમાં તરબોળ કરે, છતાં કવિત્વની ઉચ્ચ ભૂમિકા પરથી નીચે ઉતરે નહીં ત્યારે કવિનું સાચું કવિત્વ. બીજો કોઇ પણ ગુજરાતી કવિ સાધી શક્યો હોય તેના કરતાં આ કવિ એ વિશેષ સાધી શકયા છે. ને તેથી જ પ્રેમાનન્દ ગુજરાતના મોટા કવિ છે.

એમનામાં દોષો નથી એમ પણ નથી. એકને ચડાવવા તે બીજાને ઉતારી દે છે. વર્ણન કરતી વખતે ઘણી વાર અસંગતિ દોષ આવે છે એક પાત્રનું ચારિત્રાલેખન એક સરખું જળવાઇ રહેતું નથી. વિરૂદ્ધ ગુણો પણ આલેખી જવાય છે.

૭૧

અરણવ-સમુદ્ર.
જનયું-જન્મ્યું.
અહિપત-નાગરાજ. ( અહિ+પતિ. )
ગારવા-અભિમાન. ગર્વ.

૭૫

ઉવાણે-અડવાણે. ઉઘાડે.

૭૬

છાર-રાખોડી. ( સં. ક્ષાર. )
નોળીકર્મ-નાલિકા-નાસા-વાટે પાણી પીવાનું કર્મ.

૭૭

અલખત-દૌલત. માલમિલ્કત.

૭૮

માહર-કાબેલ. હોશિયાર.
સાયર-શાહેર. કવિ.

હુંડી-હાંડી પાટીને.
મોહોકમ-મક્કમ.
થાન-સ્તન.
ઓસરે-પાછો હટે. ( સં. અપ+સૃ .)

૮૦

આય-કૌવત.
વૂઠ્યો-વરસ્યો.
નગરાં-ગુરુ વગરનાં.
ઘરુણી-ઘરવાળી. ( ગૃહિણી )

## શામળભટ્ટ

અમદાવાદ પાસેના ગોમતીપુરના એ રહીશ. જેમ સાહિત્યોપાસકોને કરવું પડે છે તેમ એ કવિને સુંઝના રખિલદાસ પટેલનો આશરો લેવો પડેલો. "પેટ કરાવે વેઠ" જેવા છપ્પા લખતાં કવિનું કાળજું કેટકેટલું કોરાઇ ગયું હશે ?

શામળને વ્રજ ભાષાનો ઠીક ઠીક અભ્યાસ હોવાથી તેણે છપ્પા અને સવૈયા ગુજરાતી ભાષામાં આણ્યા. હજી પણ છપ્પા તો શામળના જ ગણાય છે.

એમણે જે જે લખ્યું છે તેમાંનું ઘણું તો ગદ્યમાં વધારે શોભે તેવું છે. એમની કવિતા સાદી ગણાય છે. ખરે એમની વાર્તાઓ તો સાદી ભાષામાં જ છે. નંદબત્રીશી, સુડાબહોતેરી, બત્રીશ પુતળીની વાર્તા, પંચદંડ, ઉદ્યમકર્મ સંવાદ વગેરે સુપ્રસિદ્ધ છે. પ્રેમાનંદે પુરાણોની કથાઓનાં ખોખાં-માં સંભાર ભર્યો, જ્યારે શામળે કલ્પનાથી વાર્તાઓ રચી કહાડી. આટલી બાબતમાં તે પ્રેમાનંદથી ચડે ખરા. પણ રસની જમાવટ અને શુદ્ધતા જેટલી પ્રેમાનન્દ સાચવી શકે છે, તેટલી શામળ નહીં. શામળનું બધુંય સાદું જ. છતાં એમની સાદી કવિતામાંથી રત્નકણિકાઓ અનેકાનેક મળી આવે છે. જેટલી રત્નકણિકાઓ શામળનાં કાવ્યોમાંથી મળી આવે તેટલી પ્રાચીન ગુજરાતી કવિઓમાંથી ભાગ્યે જ મળી આવે.

શામળના છપ્પા તો ગૂજરાતી સાહિત્યમાં અમર સ્થાન ભોગવે છે ને ભોગવશે. એ છુટા છવાયા છપ્પામાં કવિત્વ ભલે ઓછું વધતું હોય, પણ એક એક છપ્પો એક એક અણુમોલું રત્ન છે એ તો નિ:શંક છે.

છતાં શામળમાં એક દોષ તો ઘણો મોટો છે. શામળની વાર્તાઓ ચોક્કસ ઉપદેશ માટે લખાયલી હોય છે: પણ તેમ કરવા જતાં અનેક ખરાબ ચિત્રો તે દેખાડે છે; ને તેથી બકરી કહાડતાં ઉંટ પેઠા જેવું થાય છે. જે ઉપદેશ મન પર ઠસાવવાનો હોય છે, તે ઠસાવવા જતાં શામળ એવાં દૃષ્ટાન્તો રજુ કરે છે કે જેથી બીજાં દશ દૂષણ ઘુસી જાય. એક ગુણ દઢ કરવા જતાં, બીજા દશ અવગુણ દાખલ થઇ જાય.

કાલક્રમે કદાચ શામળની વાર્તાઓ ઉચ્ચકોટિના વાચનમાંથી દૂર થાય. પણ તેમના છાપા તો કાયમ રહેશે.

૮૨

ત્રિવિધ તાપ–ત્રણ પ્રકારના તાપ. આધિ, વ્યાધિ, ને ઉપાધિ.
માંટી–માટી. જબરો પુરુષ.

૮૪

સંચ્યા–સિંચ્યા. ખડક્યા.
અવરાણું–આવરણથી ઢંકાઇ ગયું.

કવિ દેવાનંદની વાણીમાં સચોટતા છે. તેના બોલ હૃદય પર ઠીક સપાટા લગાવે છે.

સ્વામીનારાયણના પંથે ભક્ત સાધુઓ ગૂજરાતને આપ્યા છે. એમનામાં મુક્તાનંદ ને નિષ્કુલાનંદ પ્રથમ પંક્તિ ભોગવે છે. વૈરાગ્ય તો નિષ્કુલાનંદનો જ. " કુલ રે તજી નિષ્કુલ થયા, તેનું કુલ અવિનાશજી. " મુક્તાનંદ ઉદ્ધવગીતા માટે સુવિખ્યાત છે.

૮૬

પેજાર–જોડો.

૮૭

વલભીઆં–થોભ્યાં. ( સં. વિલમ્બ ).
વંદે–પ્રસાદ લે. ખાય.
ઓગનીઆ–કાનનું ઘરેણું.

આ કાવ્ય પર અમરતાની છાપ છે.

૮૮

પરખવું–પરીક્ષા કરવી.

નરખવું-નિરીક્ષા કરવી

પ્રીતમ કવિ સંદેસરના એક મહાદેવની પૂજા કરતા, ને લોક તેમનાં ભજન સાંભળી ભક્તિજલમાં સ્નાન કરી કંઇક શાન્તિ મેળવતા. એમનાં પદ જ્ઞાનનાં, ભક્તિનાં, ને શૃંગારનાં પદ છે.

૯૦

પંખ-વિના.
તી ભાડાથી-તેમાથી.
સીંચાણો-બાજ પક્ષી

૯૧

કુપ્પો-શીશી
વણસવું-બગડવું.

## ધીરો ભક્ત.

એ સાવલીનો બારોટ. એને કોઇ સાધુસંતની પ્રસાદીથી જ્ઞાનચક્ષુ પ્રાપ્ત થયેલાં કહેવાય છે કે વાવવાના ઘઉં સાધુ સંતોને ખવરાવી દીધા પછી તેણે ખેતરમાં રેતીના કણ વાવ્યા, ને પાક ઘઉંનો ઉતર્યો. ધીરો વેદાન્તી છે. તે પોતનું તત્ત્વજ્ઞાન કોઇ અજબ ઢબે આપે છે. અખો, ભોજો, ને ધીરો-એમને પોત પોતાની હથોટી છે. કાફી ધીરાની, ચાબખા ભોજાના, ને અખાની તો વાતજ નોખી.

૯૯

જુગતેશુ-જગદીશ.

૧૦૨

"ઘાએલનાં" વાંચોઃ— "વિદ્ધ મૃગ." "મોરલીની અસર."
"નેહ સુખથી ન વાધે રે, દેખી દુઃખે નવ ઘટે."
સરખાવોઃ—
"જેનું રૂપ ન થાય અન્ય અવળું દુઃખે સુખે સર્વદા,
જેને પામી શકે જનો સહજમાં સર્વે અવસ્થા વિશે."

( ઉત્તરરામચરિત. )

" લજ્જા સુધબુધ સાગ્રથ રે ... ... "

સરખાવો:—" नीर नार भरन चली शुध न रही शरीर की. "

" વિસરી ત્રાસ લોકલાજ સજની આવો આવો રે, "

" જેનું મન જેશું માન્યું રે, તેને સુખ તેથી મળે. "

સરખાવો:—

" મને મારો રામજી ભાવે રે, બીજો તેની તોલે નાવે રે. "

૧૦૬

નટવર—નટ+વર—નટોમાં શ્રેષ્ઠ.
પાંગળું—લૂલું ( સં. પંગુ. )

" મોરલીની અસર; " " પ્રેમ પરીક્ષા; " " ધણ; " " અજબ કેરા વેણું વાગી; " " હૈયાનાં હેત વહેતી વાંસળી વાગી. " " સંગીત લુબ્ધ મૃગ; " " વિદ્ધ મૃગ; " આવાં કાવ્યો એક સાથે વાંચવાં જોઇએ.

૧૦૮

" ભલુ થયુ ભાગ્યો જંજાળ. "

સરખાવો:—

" ભલું થયું ભાગી જંજાળ, સુખે ભજીશું શ્રી ગોપાળ. "

( મહેતાજી )

## રસિક દયારામ

દયારામને ગુજરાત પાસે વિશેષ ભાવથી સ્વીકારાવવાનું માન ગોવર્ધનરામને ઘટે છે. નર્મદે દયારામને દટાતો કહાડ્યો, ને ગોવર્ધનરામે ગુજરાતમાં ફેરવ્યો. " દયારામનો અક્ષર દેહ " વાંચી લેવો.

પ્રાચીન કવિઓએ શૃંગાર પુષ્કળ ગાયો છે. દયારામની ગરબીઓનો શૃંગાર ઉંચો છે. તન્મયતા અનુભવવી એ કંઇ સહજ સાધ્ય નથી. " ઇશ્ક છે શી ચીજ તે કવિ મસ્તને પૂછવું ઘટે. "

શૃંગારને સમજવો મુશ્કેલ છે. એની ઉપર ઉપરની ભૂલભૂલામણીમાં ન ફસાતાં ઢાંઈને સમજવું એ સહેલું નથી. અને તેથી જ દયારામની

ગરબીઓ વગેરે જ્યાં જ્યાં પ્રચાર પામ્યાં છે ત્યાં ત્યાં ઘણે ભાગે વિષયલાલસા વધી છે.

દયારામ ડભોઇના. ત્યાંથી તે ચાણોદમાં જઇ રહ્યા. તે બાલપણથી જ છટકેલ ને ઇશ્કી હતા. તેમના આ પરમ દોષ છેવટ સુધી તેમને વળગેલો રહ્યો હશે એમ માનવાને કારણો છે. તેમની વિષયાશક્તિને પરિણામે જ તેઓ પાંચ અસાધ્ય મહારોગના ભોગ થઇ પડી, અતીવ પીડા પામી આલોક છોડી ગયા.

તેમની અનેક શિષ્યાઓમાંની રતન સોનારણ ખાસ. તેમના અન્ત પર્યન્ત તેણે તેમની અનન્ય ભક્તિથી સેવા ઉઠાવી એટલું જ નહીં પણ તે જીવી ત્યાં સુધી તેણે તેમનું જ ધ્યાન ને રટણ કર્યા કર્યું.

૧૦૯

લંક—પાતળી કેડ.

" કુસુમ જેવું ભારી. " આપણે " ફુલ જેવું હલકું " કહીએ છીએ " ફુલ જેવું ભારે " નથી કહેતા.

૧૧૧

વિકાળ—વિ+કરાળ.

પરછંડે—પડઘે.

ખડતાલ—લાત. મુગ્ગ.

૧૧૨

પરઠીઆ—કરાર કર્યો. વિદાય કર્યો. પકડ્યો.

તાજ—ત્યાગ.

દ્વાદશ અક્ષર—ॐ नमो भगवते वासुदेवाय ॥

આસવાસના—આશ્વાસન.

## કાલિદાસ

કાલિદાસ વસાવડનો રહીશ. તેનાં આખ્યાન ભક્તિભર્યાં છે. પ્રહ્લાદાખ્યાન, ધ્રુવાખ્યાન, કે સીતાસ્વયંવર જોતા જણાશે કે તેનામાં ભક્તિરસ ઉભરાય છે; શૃંગારનું તો કયાંઇ નામ જ નથી. સુદામા ચરિતમાં પ્રેમાનન્દને શંગાર લાવ્યા વિના ન ચાલ્યું. કાલિદાસે સુદામાચરિત્ લખ્યું હોત તો તેમાં કદાચ શંગાર ન આવત.

એનાં આખ્યાન સ્ત્રીઓમાં માનીતાં થઇ પડયાં છે. એની વર્ણનશક્તિ કંઇ કમ નથી. પ્રેમાનન્દની જેમ એ રસ જમાવી શકે છે. આખો સીતા-સ્વયંવર વારંવાર વાંચીએ તો પણ અભાવ થતો નથી; તેમ જ ધ્રુવાખ્યાન ગમે તેટલી વાર ગાઇએ તો પણ ફરી ફરીને ગાવાનું મન થાય છે. કાલિદાસની કલમમાંથી ખંડસૃષ્ટિ ઉદ્ભવે છે.

૧૧૬

" સીતાજીની કાંચળી " નો આખો પ્રસંગ મુળમાં નથી. " દિન પ્રત્યે ચોપટ બહુ ખેલે. "

આટઆટલા કવિઓએ રામાયણ લખ્યાં, પણ તેમને જે ન સુઝયું તે કૃષ્ણાબાઇને સુઝયું. ચોપટ રમવાનું દૂષણ કદાચ રાજ મહેલમાં હોઇ શકે—જ્યાં વખતને મારવો પડતો હોય ત્યાં હોઇ શકે. પણ વનમાં—કુદરતના સાન્નિધ્યમાં—અનેક બાલચેષ્ટાઓ અને ક્રીડનો મુકીને ચોપટ રમવામાં સીતારામ જેવાં દંપતી રોકાય એ તે કેમ બને !

ઉજાતો—દોડતો.

વાજ આવ્યા—પીડામાં ઉતર્યાં. હેરાન થયા.

ગૂજરાતીમાં સ્ત્રી કવિઓ ગણીગાંઠી છે. મીરાં, પુરી, કૃષ્ણા ને ગવરી બાઇ. તેમાં સહુથી શ્રેષ્ઠ તો મીરાંબાઇ જ. કૃષ્ણાબાઇની સીતાની કાંચળી બહુ પ્રસિદ્ધ છે, ને સ્ત્રીઓમાં તે પૂરેપૂરી પ્રચલિત છે. પણ તેનું લખાણ ઉંચી કોટિનું નથી. સીતા અને રામની વચ્ચે મૃગને હણવા માટે જે સંવાદ થાય છે, તે પરથી સીતા એક ક્ષુલ્લક પ્રાકૃત નારી માલમ પડે છે. કોઇ પણ કવિએ સીતાજીને આટલાં ક્ષુલ્લક બનાવ્યાં નથી.

## નવોયુગ

નર્મદાશંકર અને દલપતરામથી ગુજરાતી કવિતાસાહિત્યમાં નવોયુગ શરૂ થાય છે. જૂના યુગમાં પુરાણો પરથી આખ્યાનો રચાતાં, શામળ જેવા નવી વાર્તાઓ જોડતા, જ્ઞાનનાં, શૃંગારનાં કે ભક્તિનાં પદ, ગરબી કે લાવણીઓ લખાતાં. વળી ક્વચિત્ શિખામણની ગરબીઓ રચાતી, તિથિઓ અને મહિના લખાતા કે દેવ દેવીઓનો મહિમા ગવાતો પણ નર્મદાશંકર અને દલપતરામે નવોયુગ પ્રવર્તાવ્યો. સામાન્ય વિષયો—સમાજ સુધારા, ઋતુવર્ણન, સૃષ્ટિ સૌન્દર્ય, પક્ષીનાં ગાન, દંપતીનો પ્રેમ, મિત્ર વિરહ,—વગેરે અનેક બાબતો પર સાચાં કાવ્ય લખી શકાય છે એ એમણે ગુજરાતી આલ-

મને ગતાવી આપ્યું. અંગ્રેજીમાં જેવી Lyric Poetry છે તેવીજ કવિતા ગુજરાતમાં નર્મદાશંકર અને દલપતરામે આણી. પછી તો એ ક્ષેત્ર એટલું વિશાળ થઇ ગયું છે ને તેમાં એવાં ઉચ્ચ કોટિનાં કાવ્ય લખાયાં છે કે પ્રાચીન અને અર્વાચીન કવિતાયુગને સરખાવાવાનું શકય રહ્યું નથી. પ્રાચીન યુગ પોતાના ક્ષેત્રમાં અદ્વિતીય છે, તેમ અર્વાચીન યુગ પણ પોતાના ક્ષેત્રમાં અદ્વિતીય છે. બન્નેને એક બીજા સાથે મૂકી શકાય એમ છે જ નહીં.

૧૧૭

લટવું—પાછા હઠવું.
સાબૂત—પ્રમાણ. ખાત્રી.

૧૧૮

સિકંદર—આબાદ. ચડતો.

૧૧૯

ગર્દ—મસ્ત.

## નર્મદાશંકર

નવાયુગના સાચા કવિનાં માત્ર પાંચ જ કાવ્ય વાંચવાથી તેમની બધી ખૂબી સમજી શકાય નહીં. નર્મકવિતામાંથી બીજાં કાવ્ય વાંચી લેવાં જોઇએ. કવિતાનો આત્મા લાગણીનું પૂર, હૃદયનો તનમનાટ, અને સચોટ વાણી છે. નર્મદાશંકર હંમેશ તો નહીં, પણ ઘણીવાર આ સાધી શકયા છે. એટલે એમની કવિતામાં કવિત્વ રહેલું છે.

તેઓ જીવનના બધા પ્રદેશોમાં ઘૂમ્યા છે, ને તેથીજ તેમની કવિતા પણ બધા પ્રદેશોમાં ઘૂમી વળી છે. તે ઉગ્ર સુધારક, ને સાચા સ્વદેશાભિમાની હતા: ને તેમની કવિતા પણ તેવીજ. **પ્રેમ** અને **શૌર્ય** એ એમના મુદ્રાલેખ.

સાચા ગુજરાતી ગદ્યનું મંડાણ નર્મદાશંકરે કર્યું એમ કહીએ તો ચાલે. વળી કલમને જ આશ્રયે રહેવાનું સ્વીકારનાર કવિ તો નવા યુગમાં એ એકલા જ થઇ ગયા: એ કંઇ ઓછું પ્રશંસનીય નથી.

નર્મદ અને દલપતમાં કયો એક મોટો પ્રભેદ છે, તે તેમનાં કાવ્યો વાંચીને સમજી લેવું જોઇએ.

## દલપતરામ

જેમ નર્મદાશંકરની વાનગીનું છે, તેમ દલપતરામની વાનગીનું પણ. દલપતસારમાંથી તેમનાં ઉત્તમ કાવ્ય જોઇ લેવાં. તે પરથી તેમની કવિતાનો ઠીક ખ્યાલ આવશે. એમનું મળંગ સંક્ષિપ્ત જીવન દલપતરામ સારમાં ઘણું સારૂં છે. તેમનામાં કવિત્વ ઓછું છે: નર્મદ જેટલું તો નહીં જ. તે જાતે શાન્ત અને ધીરે ધીરે પગલાં ભરનારા રહ્યા, એટલે એમનાં પદ્ય પણ શાન્ત અને શાણાં. એ ઉત્તમ શિક્ષાગુરુ ખરા, પણ સાચા કવિ તો અલ્પાંશે જ. છતાં ખૂબી તો એ છે કે ગૂજરાતે 'કવિ'નું તખલ્લુસ તેમને આપ્યું છે, નહીં કે નર્મદને. એમનાં કેટલાંક પદ્ય માત્ર જોડકણાં છે, કેટલાંક ભાટઇ છે, ને જૂજ જ કાવ્ય છે. તેમણે સ્ત્રીઓને ગાવાની ગરબીઓ રચીને બેશક ગૂજરાત પર ઘણો જ ઉપકાર કર્યો છે. એમનું પદ્ય લખાણ સાદું, સરળ ને પવિત્ર હોવાથી ઉછરતાં બાળકોને જરૂર વાંચનીય છે. એમનો કવિતા વિશેનો મત 'દલપતરામ કાવ્ય' માંથી જોઇ લેવો.

દલપતરામનું જીવન પરમ વિશુદ્ધ—ખરેખર સાધુ—જીવન હતું.

## નવલરામ

તેમણે ઘણી કવિતા નથી લખી. પણ જે થોડું લખ્યું છે તેમાંનાં કેટલાંક કાવ્ય ચિરકાળ ટકે તેવાં છે. 'બાલ–ગરબાવળી' ને 'મેઘદૂત'નું મેઘછંદમાં ભાષાન્તર એ બે એમની કવિતાના ગ્રંથ. તેઓ કવિ કરતાં અવલોકનકાર તરીકે વધારે પ્રસિદ્ધ છે.

## મણિલાલ

મણિલાલ નભુભાઇ દ્વિવેદી એ નડીઆદના રહીશ. નડીઆદે સાહિત્ય સેવા ઓછી નથી કરી. ગોવર્દ્ધનરામ, મનસુખરામ, મણિલાલ, કૃપારામ, ચંદ્રશંકર અને ઇન્દુલાલ બધા નડીઆદના. એમની કવિતામાં ફારસી પ્રયોગો વિશેષ છે. આત્મનિમજ્જન એ એમનો કાવ્યગ્રંથ. એ જેટલા ગદ્યલેખક તરીકે તથા ભાષાન્તરકાર તરીકે જાણીતા છે તેટલા કવિ તરીકે જાણીતા નથી. મૂળનો રસ પૂરેપૂરે સાચવી 'उत्तररामचरित' અને मालती माधव' એ સંસ્કૃત નાટકોના સર્વોત્તમ અનુવાદો ગૂજરાતને તેમણે આપ્યા છે. તે અને કેશવલાલ હર્ષદરાય ધ્રુવ એ બન્ને સંસ્કૃતનો ગૂજરાતી અનુવાદ કરવામાં એકકા છે. કાન્તા નામનું સ્વતંત્ર નાટક પણ મણિલાલે લખ્યું છે.

## હરિલાલ ધ્રુવ

એમણે યુરોપના પ્રવાસ વખતે કાવ્ય લખેલાં. એમની ભાષા અસ્પષ્ટ છે; તેથી ઘણી વખત અર્થ ક્રમે કર્યો હાથમાં આવતો જ નથી. એમણે પ્રહ્લાદ નાટક પણ લખ્યું છે

### ૧૩૩

હરી તમને—અંધકાર હરીને.

આમાં ઇશ્વરનાં ત્રણ સ્વરૂપનું વર્ણન છે.

( ૧ ) સુન્દર સ્વરૂપ.

( ૨ ) મંગલ સ્વરૂપ.

( ૩ ) ભયંકર સ્વરૂપ.

એક એક કડીમાં એક એક સ્વરૂપ ગવાયું છે.

### ૧૩૪

કાર્ડિનલ ન્યુમેનની

'Lead thow me on, Oh Kindly Light, lead thou me on,' નો આ અનુવાદ છે. ત્રણ કવિઓએ આનો અનુવાદ કર્યો છે. નરસિંહરાવે, ન્હાનાલાલે, ને મણિશંકરે. ત્રણેયના અનુવાદો સરખાવવાથી કોણ વધારે સફળ થયુ છે તે સમજાશે.

### ૧૩૮

પ્રિયતમનો ટહૂકો શાન્ત રજનીમાં જ સંભળાય.

## નરસિંહરાવ

એ ઇશ્વર પ્રાર્થનામાળા લખનાર ભોળાનાથના પુત્ર. નરસિંહરાવ પોતે સ્કૉલર છે, તેથી તેમની કવિતા પણ સ્કૉલરની કવિતા છે. એમની કવિતામાં ઉચ્ચ કવિતાનાં લક્ષણ હોવા છતાં તે હૃદયને જોઇએ તેટલું હલમલાવી શકતી નથી. **કુસુમમાળા** અને **હૃદયવીણા** બન્નેમાં સૃષ્ટિસૌંદર્યનાં વર્ણન તથા સમાજ સુધારાનાં કાવ્ય વાંચીને રમણભાઇ એમના પર જેટલા ફીદા થઇ ગયા છે તેટલા બીજા વાચકો થઇ શકે કે કેમ તે સવાલ છે. **કવિતા ને સાહિત્યમાં** રમણભાઇએ નરસિંહરાવનાં કાવ્યનું ઘણું લાંબું વિવેચન કર્યું છે.

**નૂપુરઝંકાર** અને **સ્મરણસંહિતા:** ઉપરોક્ત કાવ્યસંગ્રહો કરતાં વધારે ઉંચાં છે. સ્મરણસંહિતા Tennyson ના Inmemorium નું અનુકરણ લાગે છે. એમનાં પ્રકૃતિવર્ણનનાં કેટલાંક કાવ્ય તો અંગ્રેજી કાવ્યોનાં અનુકરણ હોય એમ સ્પષ્ટ માલૂમ પડે છે. એમની પ્રકૃતિનું વર્ણન કરવાની બરાબર શક્તિ 'ચંદ્રા' માં ખીલી છે. કલાપીનું 'કમલિની,' 'ચંદ્રા' સાથે સરખાવવાથી બન્ને કવિઓની વર્ણનશક્તિની ઠીક તુલના થશે.

૧૫૨

વીણાને આવાહન.

કલાપીએ પણ 'હમીર કાવ્ય' માં વીણાને સંબોધતું કાવ્ય લખ્યું છે.

**ભીમ**રાવ અને કલાપી બન્નેનાં વીણાનાં ગાનમાં Sir Walter Scott ના વીણાના ગાનની સ્પષ્ટ છાયા છે.

## ભીમરાવ

એ નરસિંહરાવના નાનાભાઇ. એમનું મરણ અકાલે થયું. તેમણે પૃથુરાજરાસા લખીને પોતાની પ્રતિભાનો ચમકારો આપણને બતાવ્યો છે. 'હિંદનું ઐતિહાસિક અવલોકન' વાંચીને કોને આનંદ ન થાય? એમની કવિતામાં ઘણી જગાએ અર્થની અસ્પષ્ટતા હોય છે.

૧૫૭

"સંસાર માંહીં પ્રયાણ કાજ જ, પાન્થચેતન સર્વ છે;
એ એકથી જ ભલાં પ્રવાસ વિષે વળી, કહ્યું એવું એ."

સ્ત્રી પુરુષનાં લગ્નનો આ જ હેતુ હશે? **માલા ને મુદ્રિકા; લગ્નસ્નેહનો વિશ્વક્રમમાં હેતુ;** ને કલાપીનું **હૃદયત્રિપુટી** વાંચવાથી લગ્નનો ખરો ખ્યાલ કંઇક આવશે.

## ગોવર્દ્ધનરામ

એ ખરા કવિ નથી: પણ મોટા ગદ્યલેખક ખરા. ગદ્યમાં તેમની બરાબરી કરે એવું કોઇ નથી. **સ્નેહમુદ્રા** એમનો કાવ્યગ્રંથ છે. તે વકીલ હતા, તેમનાં લખાણ પણ તેવાં જ છે. જૂના અને નવા બન્ને પક્ષને તે સબળ રજુ કરે છે, પણ નિર્ણય તો આપતા જ નથી. 'હિન્દુ લગ્નની કૃત્રિમતા' કાવ્યની સાથે સાથે 'લીલાવતી જીવનકલા' વાંચી લેવું.

## ત્રિભુવન પ્રેમશંકર.

એ મસ્ત કવિને નામે પ્રસિદ્ધ છે. એમનાં 'વિભાવરી સ્વપ્ન' અને 'જયબુન્નિસા' કોણ જાણે ગૂજરાત કેમ સંભાળતું નથી ? તેમનો છેલ્લો કાવ્યગ્રંથ 'કલાપી વિરહ' છે. એમાં કલાપીના વિરહથી કવિને સ્ફુરેલાં કાવ્ય છે. એ કલાપીના ખાસ કવિ મિત્રોમાંના એક. વિરહનાં લાંબાં કાવ્ય ગૂજરાતી સાહિત્યમાં ગણ્યાં ગાંઠયાં છે

'ફાર્બસ વિરહ,' 'કલાપી વિરહ,' ને 'સ્મરણસંહિતા.'

**૧૭૧**

**વૃદ્ધ માતાઃ—**

આ કાવ્ય 'વર્ડઝવર્થ' ના એક કાવ્યનો અનુવાદ છે. કલાપી પર અંગ્રેજ કવિઓમાંથી 'વર્ડઝવર્થ' ની સહુથી વિશેષ છાપ છે. પણ એમની ખૂબી એ જ છે કે તેમનાં અનુવાદિત કાવ્ય સ્વતંત્ર હોય એવાં લાગે છે. એમનાં કાવ્ય વાંચતાં આપણે લાગણીનાં પૂરમાં હેરીએ છીએ.

**૧૭૩**

ગૌતમ બુદ્ધ ને દેવવ્રતનો પ્રસંગ. દેવવ્રત પક્ષીને તીર મારે છે. ગૌતમ તેને બચાવે છે. રાજ દરબારે ન્યાય મળે છે કે પક્ષી મારનારનું હોય, તેના કરતાં બચાવનારનું તે વિશેષ હોય.

## કલાપી

એમનું નામ સુરસિંહજી તખ્તસિંહજી. એ લાઠીના ઠાકોર. તેમનાં કાવ્ય એ ખરે તેમના હૃદયની સરિતા છે. જે લાગણીનો જોશ, જે સરલ, લલિતને મૃદુ વાણી તથા જે સચોટ ચિત્રાલેખન તેમની કલમમાંથી નીકળે છે, તે ગૂજરાતના કોઇ પણ કવિની કલમમાંથી આજ સુધી નીકળેલ નથી.

સ્વ. કાન્ત કવિ તેમને સ્નેહી કહે છે. ખરે તે સ્નેહી છે, તે કવિ છે. ને તેથી જ જે દિવ્યનૂર બીજા કોઇપણ કવિની કૃતિમાં નથી તે એમની કૃતિમાં છે.

કલાપી શૃંગારી પણ છે. અને એમનો શૃંગાર સમજવાને જે અધિકારી ન હોય તે તેમનાં કાવ્ય વાંચીને જરૂર પડે. માટે તેમનાં કાવ્ય વાંચતાં પહેલાં અધિકારનો વિચાર કરી જવો. એવી દૃષ્ટિ મળ્યા પછી એમનાં એ કાવ્યમાંથી અનેરૂં પ્રેમભાથું મળી આવશે.

આ સંગ્રહમાં એમનાં વાર્તાકાવ્ય ત્રણે ભાગે આપ્યાં છે. તે સિવાય એમનાં અનેક અમોલાં કાવ્ય છે. 'કલાપીનો કેકારવ' એમનાં કાવ્યનો સુન્દર સંગ્રહ છે.

કલાપીના સાક્ષર મિત્રોમાં કાન્ત, મણિલાલ નભુભાઇ, ને મસ્ત કવિ એ ખાસ. એમની છાપ એમના હૃદય પર જેવી તેવી નહીં પડેલી. માલા ને મુદ્રિકાનું ભાષાન્તર, સ્વેડન બર્ગના ધર્મ વિચારો, તથા જેસલ તોળલ વગેરે સંવાદો તેમ જ કેટલાંક કાવ્ય પણ કાન્ત કવિની તેમના પર કેટલી છાપ પડેલી તે સ્પષ્ટ બતાવે છે. કાન્ત ખ્રિસ્તના અનુયાયી, ને તેથી કલાપીની વિચાર માળામાં ખ્રિસ્તનાં તત્ત્વો ગૂંથાયાં છે.

મણિલાલ અદ્વૈતવાદી. તેનાં પણ ગૂંથણ તેમનાં કાવ્યમાં છે. "બ્રહ્માંડ આ તો ગૃહ તાતનું છે." વગેરે કાવ્યો અભેદ તરફ તે ઢળેલા છે એમ બતાવે છે.

કાન્તે કલાપીપર જે લેખ ગુજરાત સાહિત્ય પરિષદ્ સમક્ષ વાંચેલો તે વાંચવાથી કલાપીની યથાર્થ કીંમત સમજવામાં સાહાય્ય મળશે.

અંગ્રેજ કવિઓમાંથી સહુથી વધારે અસર તેમને વર્ડ્ઝવર્થની થયેલી. તેમાં કેટલાંક કાવ્યનો તો તેમણે અનુવાદ કર્યો છે. ઘણી ઉક્તિઓ તો જાણે વર્ડ્ઝ-વર્થની જ હોય એમ લાગે છે. તેમણે જે જે અંગ્રેજ કવિઓમાં કાવ્યના અનુવાદ કર્યા છે, તે અનુવાદ જ ન હોય ને સ્વતંત્ર ગુજરાતી કાવ્યો હોય એમ આપણને લાગે છે. એ એમની ખાસ પ્રતિભા.

કલાપી સ્નેહી છેઃ ના, જેને તે ચાહે છે તેને સમ્પૂર્ણ ચાહે છે. હૃદયત્રિપુટી તેમના જીવન પ્રસંગની કથા છે. ને સમ્પૂર્ણ ચાહે છે, તેથી જ સંપૂર્ણ કરી શકે છે ને સ્વાર્પણ કરી શકે છે તેથી સુરદાસની જેમ પરમ ભક્ત થવાને લાયક છે. એમનાં છેવટનાં કાવ્ય વાંચવાથી તે કેવા પરમ ભક્ત થઇ શકત એ સમજાશે. એમના આયુષ્યની દોરી અયોગ્ય રીતે ટૂંકાવી દેવામાં આવી ન હોત તો ગુજરાત એક મહાન્ ભક્તકવિનાં દર્શન કરવા ભાગ્યશાળી થયું હોત. ત્યારે કહી શકાત કે કલાપી **સ્નેહી છે, કવિ છે ને ભક્ત છે.**

કાન્તે સંસ્કૃત રાગોને કાવ્યમાં યોજ્યા: ભાવને અનુસરતા જૂદા જૂદા રાગો એક જ કાવ્યમાં વારાફરતી બદલાય એ કાન્તે ગુજરાતને બતાવ્યું. આવી રીતે સંસ્કૃત વૃત્તોનો કવિતાના રસદેહ ખીલવવામાં સફલ ઉપયોગ કરનાર માત્ર બે જ જણ છેઃ કાન્ત ને કલાપી. કલાપીનું કોઇ પણ કાવ્ય વાંચવા માંડીએ, અને તેમાં વૃત્તો આપોઆપ જ બદલાયઃ આપણને તેની ખબરેય

પડે નહી. આમ સહજ રીતે એક વૃત્તમાંથી બીજા વૃત્તમાં રસના વહેવા સાથે વહી જવું એ કાન્ત અને કલાપીને સિદ્ધ છે.

કાન્તે મરાઠીમાંથી **અંજની ગીત**નો ઢાળ ગૂજરાતીમાં સફળતાથી આણ્યો તેમાં પણ એ અને કલાપી અજ઼ સિદ્ધ–હસ્ત છે.

ગઝલો પણ કલાપીનીજ. તેમાં ફારસી શબ્દોની ગુંથણી વિશેષ છે: કદાચ આ મણિલાલની અસરને લીધે હશે.

કલાપીમાંથી સુન્દર ઉક્તિઓ પુષ્કળ મળી આવે છે. એમાં સંગ્રહ કરવા જેવો છે. ૧ લી કડી

**प्रसन्नतां या न गताभिषेकत:**

**तथा न म्लौ वनवासदु:खत: ।**

**मुखाम्बुजश्री रघुनन्दनस्य मे**

**सदास्तु सा मंजुलमंगलप्रदा ॥**

## મણિશંકર

એ સાહિત્યમાં **કાન્ત** ઉપનામથી પ્રસિદ્ધ છે. પૂર્વાલાપ એ એમનાં કાવ્યોનો સંગ્રહ છે. એમની વાણીમાં જે માધુર્ય, સૌષ્ઠવ અને સંગીત છે તે બીજા કવિમાં નથી. એમણે જ્યારથી ખ્રિસ્તનો ધર્મ સ્વીકાર્યો ત્યારથી તેમની સાહિત્ય સેવા ઘણી ઓછી થઇ ગઇ એમ ઘણા માને છે; પણ એમનાં કાવ્યમાં જે દિવ્યઝલક છે તે એમના એ દ્વિજત્વ પછી આવી હશે એમ પણ કેમ ન કહેવાય ? માટે જ ગૂજરાતી સાહિત્યે એથી ઘણું ગુમાવ્યું છે એમ કહેવું એ વ્યાજબી નથી. થોડું પણ સંગીન અને અમરતાની છાપ-વાળું સાહિત્ય જ ઇચ્છવા જોગ છે. કોણ કહેશે કે કાન્તનાં કાવ્ય તેવાં નથી ?

એમનું દેવયાની અદ્વિતીય છે. માત્ર એટલા જ કાવ્યથી–બીજાં ન લખાયાં હોય તો પણ–કાન્ત ગૂજરાતી સાહિત્યમાં અમરતા પામી ચૂકયા છે.

" સરસ સરલ વાક્યે, ચોરતી ચિત્ત પ્યારી,
ચરણ સુવરણેથી સોગુણી કાન્તિ ધારી:
સુગુણવતી સુરૂપા, સુરીતિવાન શાણી,
નવ નિય નહિ ભાળી કાન્તની શાન્ત વાણી ? "

જે ગામ્ભીર્ય, શાન્તિ, અને ઉંડું ચિન્તન કાન્તની દેહચ્છબિમાં હતાં તે તેમનાં કાવ્યમાં મૂર્તિમન્ત થાય છે. કલ્પના અને કસ્તુરીમૃગમાં કવિ જ્યાં વિચરે છે, ત્યાં જરૂર તે કાવ્ય પ્રદેશમાં સાચેસાચ ગયેલ છે.

એમનાં સંસ્કૃત વૃત્ત, ને અંગ્રેજી ગીત સંબંધી કલાપી વિશે કહેતાં કહેવાઇ ગયું છે.

એક વાત કહેવાની રહી જાય છે. એમના કોઇ પણ કાવ્યમાં એક પણ શબ્દને મચરડવામાં આવ્યો નથી. હ્રસ્વનું દીર્ઘ કે દીર્ઘનું હ્રસ્વ અથવા એવું એવું કંઇપણ તેમને કોઇ સ્થળે કરવું પડયું નથી. એ એમનો ભાષા પરનો પૂરેપુરો કાબુ સિદ્ધ કરે છે.

## રમણભાઇ

એ મહીપતરામના પુત્ર. એમનું કવિતા સાહિત્ય થોડુંજ અલ્પ છે. હજી ગ્રંથ રૂપે તો તે પ્રસિદ્ધિમાં આવ્યું જ નથી; છૂટક છૂટક કાવ્યો છે. તેમાંના ઘણાં તો પ્રાર્થનાઓ જ છે. ભાષા એટલી સાદી—જેવી દલપતરામની ભાષા સાદી છે તેવી—અને છતાં અર્થ ગૌરવ એટલું ગંભીર છે કે આપણને આનન્દાશ્ચર્ય થાય છે. સાદામાં સાદી ભાષામાં આટલું બધું ભારણ ભરી શકાય એ તો આપણને એમણે જ બતાવી આપ્યું છે. એમના 'રાઇનો પર્વત' માં પણ એજ પ્રતીત થાય છે. કવિતા અને સાહિત્ય બન્નેને તેમણે ગૂજરાતી કવિતા દેવીની ઓછી સેવા નથી કરી.

## ખબરદાર

એ પારસી કવિ છે. એમનાં કાવ્ય કલાપી અને કાન્તની કોટીનાં તો નથી જ. છતાં તેમનાં પદ્યમાં કવિતા નથી એમ પણ નથી. પારસી હોવા છતાં આટલું શુદ્ધ અને સુન્દર ગુજરાતી લખી શકે, અને ગૂજરાતના એક કવિ ગણાવાનું માન મેળવી શકે એ એમની કોમને તેમજ ગૂજરાતીઓને અભિમાન કરવા જેવી વાત છે. એમની પહેલા શુદ્ધ ગુજરાતીમાં સારી પદ્ય રચના કોઇ પારસી ગૃહસ્થે કરી હોય તો માત્ર મલબારીએ. ખરે ખબરદાર તે ખબરદાર જ છે. એમનાં રાષ્ટ્ર ગીતો તો સુપ્રસિદ્ધ છે.

સ્વદેશ સંબંધી કોઇ ને કોઇ ગૂજરાતી કવિએ કાંઇ ને કાંઇ લખ્યું છે. તેમાં ખબરદારનો હિસ્સો કંઇ જેવો તેવો નથી; છતાં નર્મદ એ વિશે જે લખી શકેલ છે તેવું તો કોઇ અન્ય ગૂજરાતી કવિ હજી સુધી લખી શકેલ નથી એમ કબૂલ કર્યા વિના છૂટકો નથી.

૨૦૩

જ્યારે કવિ સિંહલદ્વીપની યાત્રાએ ગયેલા ત્યારે તેમની સહચરીને ઉદ્દેશીને લખાયેલું.

મનોહર—કવિના જ્યેષ્ટ પુત્ર.

અનુપમ–દ્વિતીય પુત્ર. વિનોદિની–પુત્રી.

## ન્હાનાલાલ

એ દલપતરામના પુત્ર કવિના પુત્ર વળી કવિ જ થાય એવો કંઇ નિયમ નથીઃ ઘણી વાર તો એથી ઉલટું જ જોવામાં આવે છે. ન્હાનાલાલ જેવા કવિપુત્ર દલપતરામને પ્રાપ્ત થયા તેથી ખરેખર તેમનો આત્મા હજી પણ પ્રફુલ્લતો હશે. 'પિતાનાં આદરેલાં પૂરાં કરે તે પુત્ર.' ન્હાનાલાલે પણ પિતાનાં આદરેલાં કેટલેક અંશે પૂરાં કરવાનો સફલ યત્ન કર્યો છે. દલપતરામે ગુજરાતની સુંદરીઓને ગરબીઓ આપી. એથી પણ ઉચ્ચ કોટીની અને કવિત્વની સૌરભથી બ્હેકતી ગરબીઓ ન્હાનાલાલે ગુજરાતની યુવતીઓને તેમના **ન્હાના ન્હાના રાસમાં** આપી છે, જો કે હજી ગુજરાતણો તેમને અપનાવી શકી તો નથી જ.

ન્હાનાલાલનાં પ્રથમનાં કાવ્યો ખરેખર કવિની સૃષ્ટિ છે. વસન્તોત્સવ, ન્હાના ન્હાના રાસ, કેટલાંક કાવ્ય, ઇન્દુકુમાર અને જયા ને જયન્તઃ આ તેમનું સર્વોત્તમ સાહિત્ય. તદુપરાન્ત બીજાં પણ કાવ્ય અને નાટય તથા ગદ્ય ગ્રન્થો હાલ અસ્તિત્વમાં આવ્યા છે. સુજન જૂની વાર્તા, રાજર્ષિ ભરત ચિત્રદર્શન, ગીતાજીનો અનુવાદ, મેઘદૂતનું ભાષાન્તર ઇ. ઇ. એમના સાહિત્યજીવનની ઉષામાં એ જેવા હતા, તેવા તે હાલ છે કે કેમ એ પ્રશ્ન ઉઠયા વિનો રહેતો નથી. જે કલ્પના, નવા નવા શબ્દ સમૂહો, ઉન્નત ચિત્રો, અને ઢાળો તે પ્રારમ્ભમાં આપી શકયા છે, તે હવે તો તે આપી શકતા નથી એ નિર્વિવાદ છે. હવે તો શબ્દ જાળની ગૂંથણી ભૂલભૂલામણીના જેવી જટિલ થઇ પડી છેઃ કેટલીક વાર તો એ ભૂલભૂલામણીમાં બિચારી કવિત દેવી ધુંચવાઇ જઇ મુંઝવાય છેઃ શિવની જટામાં ગંગા જેમ અટવાયાં તેમ તે અકળાય છે.

આટલા ગુણો તો ખાસ ન્હાનાલાલના જ.

( ૧ ) કોમળતા. ( ૨ ) નવીન શબ્દ ચિત્રો. ( ૩ ) ઉંચી ઉંચી કલ્પના.
( ૪ ) Blank Verse રાગ, વૃત્ત, છન્દ, પ્રાસ વિનાની કવિતા.
Blank Verse ગૂજરાતને ચરણે સફળતાથી ધરનાર તો ન્હાનાલાલ જ.
ન્હાનાલાલનાં કાવ્ય ગ્રંથોમાંથી રત્નકણિકાઓ ઘણી મળી આવે છે.

## લલિત

જન્મશંકર મહાશંકર બૂચ એ એમનું મૂળ નામ. બાલપણમાં એમની

પાંસેથી કેટલી આશા રાખી શકાય એવું હતું તે કલાપીનું " બાલક કવિ " કાવ્ય વાંચવાથી સમજાશે. એ કાવ્ય કલાપીએ લલિતને સંબોધીને લખેલું. અને પ્રારમ્ભમાં હતું પણ તેમ જ. એમનાં કાવ્યોએ ખરા કવિત્વની કંઇક ઝલક જણાવેલી. પણ પાછળથી તો કોણ જાણે એ ઝલક બૂઝાઈ ગઈ. હાલ તો તેમનાં કાવ્ય એવાં નીકળે છે કે તેમાંથી કાવ્યની કોટીમાં મુકવાનું ભાવિપ્રજાને થોડુંકજ મળી આવશે. એમના જ શબ્દોમાં કાવ્ય લખવામાં " 99 percent persperation & one percent inspiration " જોઈએ.

૨૨૪

" અમર અર્ભકને અવતારવા "

આ કલ્પના ખરેખર નવીન છે.

" The flower must shed its Petals for the sake of fruition, the fruit must drop off for the re-birth of the tree. "

**Tagore.**

## બોટાદકર

એ કાઠીઆવાડના છે. તેમનાં કાવ્યના ત્રણ ગ્રંથો બહાર પડી ચૂકયા છે: સ્રોતસ્વિની, કલ્લોલિની, નિર્ઝરિણી. એમનાં કાવ્ય વાંચીને આપણને જરૂર આનન્દ થાય છે. **મૃગ અને ગાન** તથા **વિદ્ધમૃગ** તો સુન્દર કાવ્યો છે. ઉષા સંબંધી કાવ્યમાં જે કલ્પનાની તેમને ઝાંખી થયેલ છે, તે ગૂજરાતી કોઇ કવિને થયેલ નથી.

## બલવંતરાય ક. ઠાકોર

એમનાં કાવ્ય ઘણાં તો નથી. જે છે તેમનો સગ્રહ ' ભણકાર ' નામથી બહાર પડી ચૂકયો છે. મણિશંકરના એ બચપણમાં ખાસ મિત્ર. " રૂમ ઝુમ ઝરણાં સાથે નીકળ્યાં " એ કાવ્ય બન્નેની મૈત્રી અને ત્યારપછી બન્નેના રાહ જૂદા થયા એ પ્રસંગ પર લખાયેલ છે. બલવંતરાયનાં કાવ્યોમાં શબ્દો ચૂંટીચૂંટીને મૂકાયલા હોય છે, તથા થોડામાં ઘણાનો સમાવેશ કરવાનો યત્ન હોય છે. લાઘવની એવી શૈલી લાવવા જતાં કવિતાનું સહજ સૌંદર્ય જરૂર ખંડિત થાય છે.

એમના માનીનો છંદ **પૃથ્વીછંદ** છે.

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૮ | ને | તોય |
| ૧ | ૯ | નિંદ્દા | નિંદા |
| ૧ | ૨૨ | ઉદ્યોગ | ઉદ્વેગ |
| ૮ | ૯ | કમ | કર્મ |
| ૧૭ | ૨૭ | મણિધર | મણિધર |
| ૧૮ | ૮ | અખાડો: | અખાડો: |
| ૨૦ | ૪ | હથ, | હાથ, |
| ૨૦ | ૧૧ | ખસા | ખસી |
| ૨૦ | ૧૬ | ક્રાધભર્યું | ક્રોધભર્યું |
| ૨૨ | ૨ | નિભય | નિર્ભય |
| ૨૨ | ૨૧ | પા | પાછા |
| ૨૨ | ૨૭ | બાપ | બાપ, |
| ૨૨ | ૨૮ | હરખે | હરખે, |
| ૨૩ | ૩ | માંહ | માંહિ |
| ૨૩ | ૧૨ | કાતુક | કૌતુક |
| ૨૪ | ૧૫ | રાવનું | રવિનું |
| ૨૪ | ૨૫ | મહેત | મહેતે |
| ૩૧ | ૧૨ | પ્રાત | પ્રીત |
| ૩૨ | ૧૦ | હારવદની | હરિવદની |
| ૪૯ | ૧૭ | ઝુપડી | ઝુંપડી |
| ૫૦ | ૧૯ | આભમાન | અભિમાન |
| ૫૧ | ૬ | બ્રાહ્મજીએ, | બ્રહ્માજીએ, |
| ૫૧ | ૧૬ | વધ્યું | વેધ્યું |
| ૫૧ | ૨૨ | કુજર | કુંજર |
| ૫૨ | ૧૭ | શીશકૂલ | શીશફૂલ |
| ૫૪ | ૧૧ | દમયંતીના | દમયંતીનો |
| ૫૪ | ૧૫ | ભણુ | ભાણુ |
| ૫૬ | ૭ | વંદન | વદન |

| | | | |
|---|---|---|---|
| ૬૦ | ૬ | પાણી | પાણી: |
| ૬૨ | ૧૩ | પાસ, | પાશ, |
| ૬૩ | ૨૯ | ભપાળ | ભૂપાળ |
| ૬૪ | ૧૬ | વનં | વંન |
| ૬૪ | ૧૬ | કરતો | ફરતો |
| ૬૪ | ૨૩ | મળશે | મરશે |
| ૬૫ | ૨૬ | ઘણું, | ગણું, |
| ૬૬ | ૧૬ | નાગે | નળે |
| ૬૭ | ૫ | ની ચુ | નીચું |
| ૬૭ | ૬ | સ્વયપાક | સ્વયંપાક |
| ૬૭ | ૧૯ | છદ, | છંદ |
| ૬૮ | ૧૮ | તણું | તણું, |
| ૬૮ | ૨૩ | વૈદરભી૰ | વૈદરભી૰ |
| ૬૮ | ૨૫ | વિચાર. | ઉચ્ચાર. |
| ૬૯ | ૧૭ | શરીરની | શરીરની |
| ૭૦ | ૧૧ | મળયા, | મળ્યા, |
| ૭૧ | ૨૩ | કુલ | કુણ |
| ૭૨ | ૧૬ | જાવ; | જાવા; |
| ૭૩ | ૪ | મગંદળ; | મદગળ; |
| ૭૩ | ૨૨ | થઇ | ગઇ |
| ૭૪ | ૧ | સંગ્ર | સંગ્રહ |
| ૭૪ | ૨૧ | જાણુ | જાણી |
| ૭૪ | ૨૬ | રુપને | રૂપને |
| ૭૫ | ૧૩ | કહુ઼ં | કહીં |
| ૭૫ | ૨૦ | ઘ | હઘ |
| ૭૭ | ૩ | મગદળી | મદગળી |
| ૮૨ | ૧૩ | પજ્યા | પૂજ્યા |
| ૮૨ | ૧૩ | નળે | નળનાથે |
| ૮૨ | ૨૦ | નાહ | નહિ |
| ૮૫ | ૯ | પડયો | પડયાં |
| ૮૬ | ૮ | પ્રગટ ન | પ્રગટત |

| | | | |
|---|---|---|---|
| ૮૭ | ૧૯ | નષધનાથને | નૈષધનાથને |
| ૮૭ | ૧૯ | ઢાળી | ટાળી |
| ૮૯ | ૨૧ | ભરાઇ'. | ભરાઇરે. |
| ૯૦ | ૧૬ અને ૧૭ ની વચ્ચે | | શામળભટ્ટ |
| ૯૧ | ૧૨ | ચોકી | ચોરી |
| ૯૬ | ૬ | સાંભળતાં, | સંભાળતાં, |
| ૧૦૬ | ૨૨ | સુણુાતાં | સુણુતાં |
| ૧૧૦ | ૩ | વૂડયો; | વૂઠયો; |
| ૧૧૪ | ૧૫ | સારૂં | સારૂ |
| ૧૧૪ | ૧૭ | જોતાં | જાતાં |
| ૧૨૦ | ૫ | મેખે | પખે |
| ૧૨૦ | ૯ | લીંભાડાથી | નીંભાડાથી |
| ૧૨૨ | ૧૩ | ભડોક | ભડાકે |
| ૧૨૩ | ૧૪ | ઘેરે | ઘેર |
| ૧૨૮ | ૧૫ | રૂપ | રૂપ |
| ૧૨૮ | ૧૯ | એવા | એવી |
| ૧૩૬ | ૫ | છપાં | છાપાં |
| ૧૩૯ | ૨૦ | પવતની | પર્વતની |
| ૧૪૨ | ૪ | પ્રલ્હાદ | પ્રહ્લાદ |
| ૧૪૨ | ૯ | ખડૂગ | ખડ્ગ |
| ૧૪૨ | ૯ | સુજ | મુજ |
| ૧૪૨ | ૧૧ | ઉન્તમ | ઉન્મત્ત |
| ૧૪૩ | ૧૫ | ક્રુર; | ક્રૂર; |
| ૧૪૭ | ૨૬ | વળ્યાં | વાળ્યાં |
| ૧૪૯ | ૨૭ | પાચ | હાથ |
| ૧૫૦ | ૧૦ | ચિતા | ચિંતા |
| ૧૫૩ | ૨૫ | મર્યા | મળ્યા |
| ૧૫૪ | ૮ | પ્રગટયા | પ્રગટયો |
| ૧૫૪ | ૨૯ | દાદમાં | દદામાં |
| ૧૫૪ | ૨૯ | પ્રસાદ | પ્રાસાદ |
| ૧૫૫ | ૧૯ | કોઇ | કાંઇ |

| | | | |
|---|---|---|---|
| ૧૫૫ | ૨૭ | પૃછતી | પૂછની |
| ૧૬૦ | ૧૬ | મૃગલા | મૃગલો |
| ૧૬૦ | ૨૦ | સાચા | સાચો |
| ૧૬૩ | ૧૧ | માનુ. | માનું. |
| ૧૬૪ | ૧૩ | હઉ | હઉં |
| ૧૬૪ | ૨૪ | સન્યાસી. | સંન્યાસી, |
| ૧૬૭ | ૧૬ | પાગો | પગો |
| ૧૬૭ | ૧૭ | મુખ | સુખ |
| ૧૭૫ | ૫ | વર્ષા | વર્ષો |
| ૧૭૮ | ૧૧ | જે | પૂજે |
| ૧૭૯ | ૭ | ભારે, | ભાળે, |
| ૧૮૦ | ૧૧ | માનુ | માનું |
| ૧૮૪ | ૭ | કરનારી ? | કરનારી ! |
| ૧૮૫ | ૫ | ફેરો ! | ફેરા ! |
| ૧૮૭ | ૧૫ | તરંગોજજવાળા | તરંગોજ્જવાળા |
| ૧૯૩ | ૨ | ૧૩૭ | ૧૩૮ |
| ૧૯૩ | ૧૭ | સુતુ, | સૂતું |
| ૧૯૩ | ૨૩ | સીચે | સીંચે |
| ૧૯૪ | ૨ | ૧૩૮ | ૧૩૯ |
| ૧૯૫ | ૭ | ૧૩૯ | ૧૪૦ |
| ૧૯૫ | ૨૦ | ભર્યા; | ભર્યાં |
| ૧૯૬ | ૨ | ૧૪૦ | ૧૪૧ |
| ૧૯૭ | ૨૩ | ૧૪૧ | ૧૪૨ |
| ૧૯૮ | ૨૧ | ૧૪૨ | ૧૪૨ |
| ૧૯૯ | ૨૨ | ૧૪૩ | ૧૪૪ |
| ૨૦૨ | ૮ | ૧૪૪ | ૧૪૫ |
| ૨૦૫ | ૪ | મોહનાનું | મોહનીનું |
| ૨૦૬ | ૧ | સગ્રહ | સંગ્રહ |
| ૨૦૬ | ૫ | ૧૪૫ | ૧૪૬ |
| ૨૦૭ | ૭ | ૧૪૬ | ૧૪૭ |
| ૨૦૮ | ૧૧ | ૧૪૭ | ૧૪૮ |

| | | | |
|---|---|---|---|
| ૨૦૮ | ૧૪ | માંતિ | શાંતિ |
| ૨૧૧ | ૧૪ | હુ | હું |
| ૨૧૬ | ૬ | ભુજવલ્લા | ભુજવલ્લી |
| ૨૧૭ | ૫ | પ્રમ | પ્રેમ |
| ૨૨૧ | ૮ | ચતુરગ | ચતુરંગ |
| ૨૨૧ | ૨૭ | વિષ | વિષે |
| ૨૨૪ | ૬ | પણુ | રણુ |
| ૨૨૪ | ૧૧ | જીવતા | જીતવા |
| ૨૩૩ | ૧૬ | મઝા. | માઝા. |
| ૨૩૩ | ૨૪ | માર્ફ્યના | મોર્ફ્યના |
| ૨૩૫ | ૧૬ | સ્હાડે | સ્હોડે |
| ૨૩૫ | ૨૩ | લેવાં | લેવા |
| ૨૩૬ | ૧૬ | વિશ્વનાં | વિશ્વમાં |
| ૨૩૯ | ૨૧ | ત્રિભુવવ | ત્રિભુવન |
| ૨૪૨ | ૧૨ | ઝંટી | ઝુંટી |
| ૨૪૮ | ૫ | રે ? | રે ! |
| ૨૫૦ | ૧૮ | અરે ? | અરે ! |
| ૨૫૦ | ૨૬ | શિક્ષા | શિક્ષા ? |
| ૨૫૧ | ૫ | અરે ? | અરે ! |
| ૨૫૧ | ૫ | તું ? | તું ! |
| ૨૫૪ | ૬ | નચાણી | નમાણી |
| ૨૬૦ | ૨૫ | તપ્ત | તપ્ત |
| ૨૬૧ | ૨૭ | બન્ને | બને |
| ૨૬૨ | ૧૧ | ખીલતાં રહો ! | ક્ષીણ સૌ બન્યાં |
| ૨૬૪ | ૨૬ | ચિત્ત | ચિત્ર |
| ૨૬૪ | ૨૮ | ઠપટપ | ટપટપ |
| ૨૬૫ | ૬ | મે જ | મેં જ |
| ૨૬૬ | ૨૭ | હૈયુ | હૈયું |
| ૨૬૭ | ૧૯ | શું ! | શું ? |
| ૨૬૭ | ૨૦ | શું ! | શું ? |
| ૨૭૪ | ૩ | વૃદ્ધ | વૃદ્ધા |

| | | | |
|---|---|---|---|
| ૨૭૪ | ૨૦ | અરે ? | પરે ? |
| ૨૭૫ | ૨ | વધારે | વધારૂં |
| ૨૭૫ | ૪ | રસ | રસે |
| ૨૭૭ | ૮ | સુખભર્યાં | સુખભર્યા |
| ૨૭૭ | ૧૦ | સુંન્દરી ! | સુન્દરી ! |
| ૨૮૮ | ૮ | ડરતાં | કરતાં |
| ૨૮૮ | ૨૦ | પૃષન્નપાવૃણુ | પૂષન્નપાવૃણુ |
| ૨૯૭ | ૧ | માણુશંકર | મણિશંકર |
| ૨૯૭ | ૨૭ | સ્તિતિ | સ્થિતિ |
| ૨૯૯ | ૧૫ | વીચે | નીચે |
| ૩૦૦ | ૧૭ | વૃક્ષઃ સ્થલે | વક્ષસ્થલે |
| ૩૦૦ | ૨૨ | તરૂવર | તરુવર |
| ૩૦૩ | ૧ | મણિશંકર | રમણભાઇ |
| ૩૦૩ | ૧૨ અને ૧૩ ની વચ્ચે | | રમણભાઇ |
| ૩૧૪ | ૧૯ | દ્વૈષ | દ્વેષ |
| ૩૧૯ | ૧૦ | તૃપ્ત | તપ્ત |
| ૩૧૯ | ૧૮ | પૃથ્વીના | પૃથ્વીનાં |
| ૩૨૦ | ૯ | થયા | થયાં |
| ૩૨૦ | ૧૯ | મ્હોટી | મ્હોરી |
| ૩૨૨ | ૧૪ | શ્રષ્ઠ | શ્રેષ્ઠ |
| ૩૨૭ | ૨૧ | ત્હેને | ત્હને |
| ૩૩૦ | ૩ | અયુષ્યગંગા | આયુષ્યગંગા |
| ૩૩૧ | ૧૧ | ઘટામાંના | ઘટાનાં |
| ૩૩૧ | ૧૧ | પંખેરૂ | પંખેરૂં |
| ૩૩૧ | ૧૯ | જાણુડીનાં | જાંબુડીના |
| ૩૩૨ | ૪ | ધુળના | ધુળનાં |
| ૩૩૪ | ૧૨ | શાસ્ત્ર | શસ્ત્ર |
| ૩૩૧ | ૨૮ | ઓાલીશ | ઑલીશ |
| ૩૩૭ | ૩ | સન્યાસ | સંન્યાસ |
| ૩૪૧ | ૨૩ | દિશ | દશ |

| | | | |
|---|---|---|---|
| ૩૪૯ | ૯ | અધુ | બંધુ |
| ૩૪૯ | ૧૭ | પધાર્યા | પધાર્યાં |
| ૩૫૪ | ૨૨ | સર્વનાં | સર્વેનાં |
| ૩૫૪ | ૨૪ | પતિ | નૃપતિ |
| ૩૫૫ | ૧૬ | શાદ્દૂલે | શાર્દૂલે |
| ૩૫૬ | ૨૩ | ભુંડુ | ભુંડું |
| ૩૫૭ | ૧૬ | પંચતત્વ | પંચત્વ |
| ૩૬૦ | ૮ | ગ્રામ્ય | ગ્રામ્ય |
| ૩૬૦ | ૨૭ | વૃક્ષુલતાની | વૃક્ષલતાની |
| ૩૬૨ | ૧૫ | રોજ | સેજ |
| ૩૬૬ | ૧૦ | ડોણે | ડાણે |
| ૩૬૭ | ૬ | શુ | શું |
| ૩૭૩ | ૮ | તર્ક્યા | તર્ક્યા |
| ૩૭૩ | ૯ | ઉતારશે | ઉતારશે. |
| ૩૭૩ | ૧૧ | મહાજન | મહજન |

# કાવ્ય સંગ્રહ

## નરસિંહ મ્હેતા

૧

### વૈષ્ણવ જન

( રાગ આશાવરી )

વૈષ્ણવ જન તો તેને કહીએ, જે પીડ પરાઇ જાણે રે;
પર દુઃખે ઉપકાર કરે ને, મન અભિમાન ન આણે રે. વૈષ્ણવ૦
સકળ લોકમાં સહુને વંદે, નિંદા તે ન કરે કેની રે;
વાચ કાછ મન નિશ્ચલ રાખે તો, ધન્ય ધન્ય જનની તેની રે. વૈષ્ણવ૦
સમ દૃષ્ટિ અને તૃષ્ણા ત્યાગી, પરસ્ત્રી જેને માત રે;
જીહ્વા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથ રે. વૈષ્ણવ૦
મોહ માયા વ્યાપે નહિ તેને. દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે;
રામ નામશું તાળી રે લાગી, સકળ તિરથ તેના તનમાં રે. વૈષ્ણવ૦
વણ લોભી ને કપટ રહિત છે, કામ ક્રોધને નિવાર્યો રે;
ભણે નરસૈંયો તેનું દર્શન કરતાં, કુળ ઈકોતેર તાર્યા રે. વૈષ્ણવ૦

---

૨

### જે ગમે જગતગુરૂ દેવ જગદીશને

( રાગ પ્રભાત )

જે ગમે જગતગુરૂ દેવ જગદીશને, તે તણો ખરખરો ફોક કરવો;
આપણો ચિંતવ્યો, અર્થ કાંઇ નવ સરે, ઉગરે એક ઉદ્યોગ ધરવો.
હું કરૂં હું કરૂં એજ અજ્ઞાનતા, શકટનો ભાર જેમ શ્વાન તાણે;
સૃષ્ટિ મંડાણ છે, સર્વ એણીપેરે, જોગી જોગેશ્વરા કોઇક જાણે.

નીપજે નરથી જો, કોઈ ના રહે દુઃખી, શત્રુ મારીને સૌ મિત્ર રાખે;
રાય ને રંક કોઈ દૃષ્ટ આવે નહિ, ભવનપર ભવનપર છત્ર દાખે.
ઋતુ લતા પત્ર ફળપુલ આપે યથા, માનવી મૂર્ખ મન વ્યર્થ શોચે;
જેહના ભાગ્યમાં જે સમે જે લખ્યું, તેહને તે સમે તે જ પહોંચે.
સુખ સંસારી મિથ્યા કરી માનજો, કૃષ્ણ વિના બીજું સર્વ કાચું;
જુગલ કર જોડી કરી નરસૈંયો એમ કહે, પ્રતિ જન્મ હરિને જ જાચું.

---

૩

## જ્યાં લગી આત્મા તત્ત્વ ચિન્યો નહિ

( પ્રભાતિયું )

જ્યાં લગી આત્મા તત્ત્વ ચિન્યો નહીં, ત્યાં લગી સાધના સર્વ જુઠી;
માનુષ દેહ ત્હારો એમ એળે ગયો, માવઠાંની જેમ વૃષ્ટિ વૂઠી.
શું થયું સ્નાન સેવા ને પૂજા થકી, શું થયું ઘેર રહી દાન દીધે;
શું થયું ધરી જટા ભસ્મ લેપન કરે, શું થયું લાલ લોચન કીધે.
શું થયું તપ ને તીરથ કીધા થકી, શું થયું માળ ગ્રહી નામ લીધે;
શું થયું તિલક ને તુલસી ધાર્યા થકી, શું થયું ગંગજલ પાન પીધે.
શું થયું વેદ વ્યાકરણ વાણી વદે, શું થયું રાગ ને રંગ જાણે;
શું થયું ખટ દર્શન સેવ્યા થકી, શું થયું વરણના ભેદ આણે.
એ છે પરપંચ સહુ પેટ ભરવા તણા, આત્મારામ પરિબ્રહ્મ ન જોયો;
ભણે નરસૈંયો કે, તત્વ દર્શન વિના, રત્નચિંતામણિ જન્મ ખોયો.

---

૪

## નાગદમન

જળ કમળ છાંડી જાને બાળા, સ્વામી અમારો જાગશે;
જાગશે ત્હને મારશે, મને બાળહત્યા લાગશે.—ટેક.
કહે રે બાળક તું મારગ ભુલ્યો, કે તારા વેરીએ વળાવીયો;
નિશ્ચે તારો કાળ જ ખુટયો, અહિયાં તે શીદ આવીયો. જળ૰

નથી નાગણુ હું મારગ ભુલ્યો, નથી મારા વેરીએ વળાવીયો;
મથુરા નગરીમાં જુગટું રમતાં, નાગનું શીશ હું હારીયો. જળ૦
રંગે રૂડો રૂપે પૂરો, દીસતો કોડીલો કોડામણો;
ત્હારી માતાએ કેટલા જન્મ્યા, તેમાં તું અળખામણો. જળ૦
મ્હારી માતાએ બે જનમીયા, તેમાં હું નટવર ન્હાનડો;
જગાડ તારા નાગને, મારૂં નામ કૃષ્ણ કહાનડો. જળ૦
લાખ સવાનો મારો હાર આપું, આપુંરે તુજને દોરીઓ;
એટલું મારા નાગથી છાનું, આપું તુજને ચોરીઓ. જળ૦
શું કરૂં નાગણુ હાર ત્હારો, શું કરૂં તારો દોરીઓ;
શાને કાજે નાગણુ તારે, કરવી ઘરમાં ચોરીઓ. જળ૦
ચરણુ ચાંપી મૂછ મરડી, નાગણે નાગ જગાડીયો;
ઉઠોને બળવંત કોઇ, બારણે બાળક આવીયો. જળ૦
બેઉ બળીયા સાથે વળગીયા, કૃષ્ણે કાળિનાગ નાથિયો;
સહસ્ર ફેણુ ફુંફવે, જેમ ગગન ગાજે હાથિયો. જળ૦
નાગણુ સૌ વિલાપ કરે જે, નાગને બહુ દુઃખ આપશે;
મથુરા નગરીમાં લઈ જશે, પછી નાગનું શીશ કાપશે. જળ૦
બેઉ કર જોડીને વીનવે, સ્વામી! મૂકો અમારા કંથને;
અમે અપરાધી કાંઇ ન સમજ્યાં, ન ઓળખ્યા ભગવંતને. જળ૦
થાળ ભરી સૌ મોતીએ, શ્રીકૃષ્ણને રે વધાવીયો;
નરસૈંયાના નાથ પાસેથી, નાગણે નાગ છોડાવીયો. જળ૦

---

## ૫

## જશોદાની કૃષ્ણને વિદાય

( રાગ દેશાખ )

હરિએ પિતાને વળાવીઆરે, જઈ માતાને મળીઆ નાથ;
એક હસ્ત હસ્તે ગ્રહીરે, બોલ્યાં જશોમતી હરિની સાથ. ટેક૦
લાડકડા વહેલા પધારજોરે, ઉછંકળ નવ થાશો રે દયાળ;
નહિ રાજ તહીં આપણું રે, વહાલા નવ ભણીએ કોને ગાળ. હરિ૦

મુખમયંક નિરખ્યા વિનારે, હું તો ઘેલી થઇશ મોરાર;
હરિ વહેલા વહેલા આવજોરે, મારા પ્રાણજીવન આધાર. હરિ૦
શુભ કામે જાઓ હરિ રે, તો યે હુંને થાય અપશુકન;
મુજ નિર્ધનને એક દીકરો રે, મારૂં જીવન જગજીવન. હરિ૦
મીટ મેળાવો કયારે થશે રે, કયારે નિરખીશું રે વદન;
કાલે નંદ રહે તોય આવજો રે, મારૂં દુઃખડું જાણી સદન. હરિ૦
કાજળ ટપકું રખે ભુસતારે, તેમાં લાંછન નહિ અવિનાશ;
એમ કહી જનની ભેટીઆંરે, હૃદે લઈ કીધું મંદ મંદ હાસ. હરિ૦
જશોમતી કહે બળરામને રે, કરજે કૃષ્ણ તણું તું જતન;
એમ કહી આંખલડી ભરે રે, જાળવજો રંકતણું રતન. હરિ૦
શ્યામળા તું મુખે કહે રે, કયારે આવીશ મારા પ્રાણ;
સમય ગયે નિશ્ચે મરૂં રે, તુજને બરકી બરકી જાણ. હરિ૦
હરિ કહે વહેલા આવું અમે રે, તમે ચિન્તા ન કરશો માય;
ભકત નરસૈંયો એમ ભણે રે, ઠગી માને ચાલ્યા વ્રજરાય. હરિ૦

---

# મીરાંબાઈ

## ૬
## બોલમાં બોલમાં બોલમાંરે

બોલમાં બોલમાં બોલમાંરે, રાધાકૃષ્ણ વિના બીજું બોલમાં. ટેક૦
સાકર શેરડીનો સ્વાદ તજીને, કડવો લીંબડો ઘોળમાં રે, રાધા૦
ચાંદા સુરજનું તેજ તજીને, આગીઆ સંગાથે પ્રીત જોડમાં રે, રાધા૦
હીરા માણેક ઝવેર તજીને, કથીર સંગાથે મણિ તોળમાં રે, રાધા૦
મીરાં કહે પ્રભુ ગીરીધર નાગર, શરીર આપ્યું સમતોલમાં રે, રાધા.

---

## ૭
## પ્રેમની પ્રેમની પ્રેમની રે

પ્રેમની પ્રેમની પ્રેમનીરે, મને લાગી કટારી પ્રેમની. ટેક.
જળ જમુનામાં ભરવા ગયાંતાં, હતી ગાગર માથે હેમની રે, મને૦

કાચે તે તાંતણે હરજીયે બાંધી, જેમ ખેંચે તેમ તેમની રે, મને૦
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, શામળી સુરત શુભ એમની રે, મને૦

---

૮

## ઘેલાં ભલે થયાં રે બાઇ

ઘેલાં ભલે થયાંરે બાઈ, મુને ઘેલામાં ગુણ લાધ્યો,
આગે તો અમે કાંઇ ન જાણતાં, મન માયામાં બાંધ્યું;
ભવસાગરમાં ભુલાં પડયાં ત્યારે, માર્ગે મળિયા માધુ. ઘેલાં૦
ઘેલાંની વાતો ઘેલાં જાણે, દુર્જનિયાં શું જાણે;
જે રસ દેવ દેવીને દુર્લભ, તે રસ ઘેલાં માણે. ઘેલાં૦
ઘેલાં તો અમે હરિનાં ઘેલાં, નિમળ કીધાં નાથે;
પૂરવ જન્મની પ્રીતડી, અમને હરિએ ઝાલ્યાં હાથે. ઘેલાં૦
ઘેલાં ઘેલાં તમે શું કરો, ઘેલાં ઘેલાંનું કરશે;
સુખનું કહેતાં દુઃખજ લાગે, તે નર કયાંથી તરશે. ઘેલાં૦
ઘેલાં મટી અમે ડાહ્યાં ન થઇએ, સંતનાં શરણાં લીધાં;
મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, સમજે કારજ સીધ્યાં. ઘેલાં૦

---

૯

## મુખડાની માયા લાગી

મુખડાની માયા લાગી રે, મોહન પ્યારા—મુખડાની૦
મુખડું મેં જોયું તારૂં, જગત તો થયું ખારૂં;
મન મારૂં રહ્યું ન્યારૂં રે—મોહન પ્યારા૦
સંસારીનું સુખ એવું, ઝાંઝવાનાં નીર જેવું;
તેને તુચ્છ કરી ફરીએ રે—મોહન પ્યારા૦
સંસારીનું સુખ કાચું, પરણીને રંડાવું પાછું;
તેને ઘેર શીદ જઇએ રે—મોહન પ્યારા૦
પરણું તો પ્રીતમ પ્યારો, અખંડ સૌભાગ્ય મારો;
રાંડવાનો ભે ટાળ્યો રે—મોહન પ્યારા૦

મીરાં બલિહારી તારી, આશ એક ઉર ધારી;
હવે હું તો બડભાગી રે—મોહન પ્યારા૦

---

૧૦

## મુજ અબળાને મોટી મીરાત બાઇ

મુજ અબળાને મોટી મીરાત બાઇ, શામળો ઘરેણું સાચું રે.
વાળી ઘડાવું વિઠ્ઠલવર કેરી, હાર હરિનો મારે હૈયે રે;
ચિત્તમાળા ચતુરભુજ ચુડલો, શીદ સોની ઘેર જઇએ રે. મુજ૦
ઝાંઝરીયાં જગજીવન કેરાં, કૃષ્ણજી કલ્લાં ને કાંબી રે;
વિછુવા ઘુઘરા રામ નારાયણના, અણુવટ અંતરજામી રે. મુજ૦
પેટી ઘડાવું પુરૂષોત્તમ કેરી, ત્રીકમ નામનું તાળું રે;
કુંચી કરાવું કરૂણાનંદ કેરી, તેમાં ઘરેણું ઘાલું રે. મુજ૦
સાસરવાસો સજીને બેઠી, હવે નથી કાંઈ કાચું રે;
બાઈ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ, હરિને ચરણે જાચું રે. મુજ૦

---

૧૧

## ગોવિંદો પ્રાણ અમારો રે

ગોવિંદો પ્રાણ અમારો રે, મ્હને જગ લાગ્યો ખારો રે;
મ્હને મારો રામજી ભાવે રે, બીજો મ્હારી નજરે ન આવે રે.-ટેક.
મીરાંબાઇના મહેલમાં રે, હરિ સંતનનો વાસ;
કપટીથી હરિ દૂર વસે, મ્હારા સંતન કેરી પાસ. ગોવિંદો૦
રાણાજી કાગળ મોકલે રે, દો રાણી મીરાંને હાથ;
સાધુની સંગત છોડી દ્યો, તમે વસોને અમારે સાથ. ગોવિંદો૦
મીરાંબાઈ કાગળ મોકલે રે, દેજો રાણાજીને હાથ;
રાજપાટ ત્હમે છોડી રાણાજી, વસો સાધુને સાથ. ગોવિંદો૦
વિષનો પ્યાલો રાણે મોકલ્યો રે, દેજો મીરાંને હાથ;
અમૃત જાણી મીરાં પી ગયાં, જેને સહાય શ્રી વિશ્વનો નાથ. ગોવિંદો૦

સાંઢવાળા સાંઢ શણુગારજે રે, જાવું સો સો રે કોશ;
રાણાજીના દેશમાં મ્હારે, જળ રે પીવાનો દોષ. ગોવિંદો૦
ડાબો મેલ્યો મેવાડરે, મીરાં ગઈ પશ્ચિમમાંય;
સરવ છોડી મીરાં નીસરયાં જેનું, માયામાં મનડું ન કાંય. ગોવિંદો૦
સાસુ અમારી સુષુમણા રે, સસરો પ્રેમ સંતોષ;
જેઠ જગજીવન જગતમાં મ્હારો, નાવાલચો નિર્દોષ. ગોવિંદો૦
ચુંદડી ઓઢું ત્યારે રંગ ચુવે રે, રંગ બેરંગી હોય;
ઓઢું હું કાળો કાંમળો, દુજો ડાઘ ન લાગે કોય. ગોવિંદો૦
મીરાં હરિની લાડણી રે, રહેતી સંત હજૂર;
સાધુ સંઘાથે સ્નેહ ઘણો, પેલા કપટીથી દિલ દૂર. ગોવિંદો૦

---

# અખો

## ૧૨

## બ્રહ્માદિક નવ પામ્યા પાર

બ્રહ્માદિક નવ પામ્યા પાર, એમ જાણીને ખાશો માર;
અગમ અગોચર સૌને હરિ, બ્રહ્મા કીટ લગી માયા આવરી
અખા હરિ જો મળનારા થાય, ન ગણે ઉંચ નીચ રંક રાય;
કુળ અધિકાર અધ્યયન ચાતુરી, પાપી મૂર્ખ ત્યાં ન જુએ હરિ.
જેમ વાયની વળણે લાગે લ્હાય, પણ ડાબું જમણું ન ગણે વાય;
ત્યમ ઉંચ નીચ ન ગણે નારાણ, અખા એમ ખરાખરી જાણ.
ઉંચ ખરા તે ઉંચ ન જાણ, નીચ તે નોહે નીચ નિર્વાણ;
ઉંચમાં રામ બમણો નથી ભર્યો, નીચ પીંડ ઠાલો નથી કર્યો.
સાચો મારગ જે કોઈ લીયે, મિથ્યા મારગ મૂકી દીયે;
અટળ વસ્તુને અહોનિશ ધાય, ટળને બાંધણે બાંધ્યો ન જાય.
ટળમાં રહે અટળશું પ્રીત, અખા એવા પુરૂષની થાશે જીત;
ગવરાવ્યા જશ હરિના ગાઓ, હરિના છો ને હરિના થાઓ.

હરિજનને ગ્રહ કહો શું કરે, જે ગ્રહ બાપડા પરવશ ફરે;
રવિ ભમતો ન શશિનો ખે, રાહુ તો ધડવોણો રહે.
કાણો શુક્ર ને લુલો શનિ, બ્રહસ્પતિએ સ્ત્રી ખોઈ આપણી;
અખા નહિ ઉધારે પડી, હરિજન મુક્તિ આપે રોકડી.

---

૧૩

## જ્ઞાનદગ્ધ તે બળ્યા ઓગણા

જ્ઞાનદગ્ધ તે બળ્યા ઓગણા, કથતાં વધતાં દીસે ઘણા;
વાવ્યા ન ઉગે અન્ન ન થાય, તેમ બ્રહ્મ કમ બેઉથી જાય.
બ્રહ્મ કર્મ ઉભેથી ભ્રષ્ટ, જેમ અધછેદ્યા કુકુટને કષ્ટ;
યદ્યપિ કથે જીવ બ્રહ્મજ્ઞાન, મનમાં તો જ્ઞાનીનું માન.
કહે અખો હરિની નહિ મયા, સાંભળીને સ્હામા શઠ થયા;
ઓછું પાત્ર ને અદકુ ભણ્યો, વઢકણી વહુએ દીકરો જણ્યો.
મરકટ ને વળી મદીરા પીએ, અખા એથી સૌકો બ્હીએ;
જણ થાય બહુ વિદ્યા વડે, તેમ તેમ આવરણ અદકાં ચઢે.
નિત્ય ધોતાં પટ રાતું થાય, પાણીનું પડ ચઢતું જાય;
દોષદૃષ્ટિ ને દુરમત વધી, વંઠયું દુધ થયું નહિ દધિ
કેટલાકને જુદ્ધ કથાનું જોર, અખા સિધ્ધાંત ન સમજે કરે બકોર;
સાચી કથણી કથતા જાય, ઉદર અર્થે કરે અન્યાય.
કહે અખો એનું શું ભણ્યું, ગુંજાતાપ વાનરતાપણું;
સદ્વિચાર તે સાચી ભકિત, જેણે જીવ શિવની લહિયે વ્યકિત.
સદ્વિચાર વિણ કરે જે ઘણું, તે ધૂળ્ય ઉપર અખા લીપણું;
રહેણી વિના કહેણી જે કથે, મહી વિના પાણી જે મથે;
જેમ કોયલસુતને પાળે કાગ, વસંત રૂતુએ ઉડી જાએ જાગ.
સુકું જ્ઞાનને વ્યંડળ મુછ, કરપીધન કુતરનું પુંછ;
એ ચારેથી અર્થ ન થાય, સ્હામું એબ ઉઘાડે કાય.

---

## ૧૪

## ભાષા અંગ

ભાષાને શું વળગે ભૂર, જે રણમાં જિતે તે શૂર;
સંસ્કૃત બોલે તે શું થયું, કાંઇ પ્રાકૃતમાંથી નાશી ગયું.
બાવનનો સઘળો વિસ્તાર, અખા ત્રેપનમો જાણે પાર;
સંસ્કૃત પ્રાકૃત જે વડે ભણે, કાષ્ટ જેમ મધ્ય ભારા તણે.
તે છોડયા વહોણો નાવે અર્થ, તેમ પ્રાકૃત વિના સંસ્કૃત વ્યર્થ;
બધા દામ વેપારી લખે, અખા વ્યાજ નોય છુટા પખે.
હરખે કરખે અનુભવ કશા, આકાશ ઊદરમાં વરતે દશે દિશા;
જયારે જેનું રાજ જ જાણુ, ત્યારે માનવી તેની આણ.
જ્ઞાન ગગનમાં નોહે દેશ કાળ, એ તો અખા અજાણ્યા બોલે આળ;
જેમ દુધે ફીણ ફિસોટા થાય, તોલ ન વધે આકાશ સંધાય.
જેમ અગ્નિ જોગે જળ ઉભરે, તેમ તત્વે તત્ર જગત અવતરે;
વકર્યાં તત્વ ધરે રૂપ નામ, અખા ઉત્પત્ત લે ઠામનું ઠામ.

---

# પ્રેમાનંદ

## ૧૫

## ગુર્જરીગિરા

( શાર્દૂલવિક્રીડિત છંદ )

ભાષા ગુર્જરી આર્યાવર્ત અખિલે, ફેલાય ફાલી ઘણી,
સર્વે દેશ વિદેશ ગુર્જરગિરા, સોહાય સોહામણી;
વાણી સંસ્કૃત મૃત્યુપ્રાય થઇ છે. આ થાય શિરોમણી,
અર્પો તો વિભુ એ જ અર્પણ કરો, એ આશ પ્રેમી તણી.
સાંગોપાંગ સુરંગ વ્યંગ અતિશે, ધારો ગિરા ગુર્જરી,
પાદેપાદ રસાળ ભૂષણ વતી, થાઓ સખી ઉપરી;
જે ગીર્વાણ ગિરા ગણાય ગણતાં, તે સ્થાન એ લ્યો વરી,
થાઓ શ્રેષ્ઠ સહુ સખી જન થકી, એ આશ પૂરો હરિ.

જેવો આ ગુજરાત દેશ સહુમાં, શ્રેષ્ઠત્વ પામી રહ્યો,
તે મધ્યે અતિ શ્રેષ્ઠ ચારૂત્તર છે, બ્રહ્મે ન જાયે કહ્યો;
એવા દેશની જે ગિરા ગુણવતી, નામે મહા ગુર્જરી,
વાધો તે સુરસે કસે ગુણગણે, જો પ્રિય વાંછો હરિ.

---

૧૯

# જશોદા વિલાપ

( દશમ સ્કંધમાંથી )

મ્હારૂં માણુકડું રીસાવ્યું રે–શામળીઆ.
ત્હારા મનમાં એ શું આવ્યું રે-શામળીઆ.
હું અપરાધણ માતાને મૂકી, શા માટે ઝંપલાવ્યું રે-શામળીઆ.
કાલિન્દીનું કાળું પાણી, માહે વસે કાળો કાળી;
હવે આશા તે શી મળવાની, કેમ આવે વનમાળી રે-શા. મ્હા. ૧
સંતાન રૂપી મ્હોટું ધન તે, કરમે લીધું લુંટી;
મ્હેં નવ જાણ્યું જતન કરીને, રતન પડયું કેમ છુટી રે-શા. મ્હા. ૨
પુત્ર પામી હું છેલ્લે આશ્રમે, ઉછેર્યો પ્રતિપાળી;
નીપનો રસ ઢળી ગયો, હું વિજોગ અાગે બાળી રે-શા. મ્હા. ૩
નાકે મોતી પાય ઘુઘરી, મોર મુગટ શીર ધારી;
ફરી રૂપ હું કયાંથી દેખું, હાંરે આવે ગૌચારી રે-શા. મ્હા. ૪
કાને કુંડળ મુખમાં મોરલી, સાંજે ગોકુળ આવે;
ભૂખ્યો છું કહી પેટ દેખાડી, મા કહી મને બોલાવે રે-શા. મ્હા. ૫
પીત પીછોડી કાછ કછે, મુજ કને નેતરૂ માંગે;
હું ઘરડી માને થાકી જાણી, કોણ વલોવવા લાગે રે-શા. મ્હા. ૬
તું પ્રાણેશ્વર તું ગોપેશ્વર, ગોપી દેહ કેમ ધરશે;
બાળ સખાની કોણ વલે, આ ગાયો હીસી હીસી મરશે રે-શા. મ્હા. ૭
ઉંડા જળમાં વાસો કીધો, પાણીમાં કેમ ગમશે;
મોર પોપટ ને પુતળી, ત્હારે રમકડે કોણ રમશે રે-શા. મ્હા. ૮

કાંઇ તું ગયોને હું જીવું છું, ઓછા સગપણ માટે;
સાચું વહાલ તો તાંહાં જણાએ, સાંભળતાં હૈડું ફાટે રે-શા. ૯

કાષ્ટપેં પાષાણ કઠિણ છે, તેપેં કઠિણ છે લોહું;
વજ્ર તુલ્ય છે કાળજ મ્હારૂં, લોકને દેખાડું શું મોહું રે-શા. મ્હા.૧૦

ત્હેં મખાંતર દહાનું કીધું, મનમાં દુઃખ કાંઇ આવ્યું;
ઉખળનું બંધન આજ સંભાર્યું, તે માટે ઝંપાવ્યુ રે-શા. મ્હા. ૧૧

નંદ જશોદા ગાય ગોવાળા, વ્યાકુળ વ્રજની નારી;
ચાર ઘડી પુઠે સર્વે પડજો, હળધર રાખે વારી રે-શા. મ્હા. ૧૨

૧૭

# દેવકી વિલાપ

( રાગ–મેવાડો )

વિનવે દેવકી હો, વીરાને વલવલી;
માનને માગે હો, મુખે દશ આંગળી.
હૃદયા ફાટે હો, નયને જળ ભરે;
સુકુમાર કુંવરી હો, કાલું કાલું ઓચરે.
માનુષી દેહ ધરી હો, વિપત્ત શી આવડી;
કોણ મૂકાવે હો, નહી પિતા માવડી.
ભાઇ તેં ઉછેરી હો, નમાઇ હું રાંકડી;
કેમ સહું રાતી હો, વીરાજીની આંખડી.
મહિયર મ્હારૂં હો, તું મથુરાપતિ;
ઉગ્રસેન કાકા હો, આજ પાસે નથી.
ક્યાં ભોગવશો હો, પાપનો પોટલો;
શિર મ્હારૂં દુઃખે હો, તાણો મા ચોટલો.
માળા મ્હારો તૂટી હો, પડે કર મુદ્રડી;
દેખે અંગ લોકડાં હો, ખસી મ્હારી ચુંદડી.

વેણી વીખરાણી હો, કાકીએ સેંથે ભરી;
ભલું થાવ દેવનું હો, વાણી એવી ઓચરી.
જે પરણાવે હો, તે વધ કેમ કરે;
મીંઢળ નથી છુટયાં હો, નવ ગઇ સાસરે.
તંબોળ પરણ્યાનો હો, સુકયો નથી સાવલીએ;
મારો મા, કોડ ભરી હો, લાગું છું પાવલીએ.
જેને ઉછેરી હો, તેને નવ મારીએ;
ઘણું વોળાવી હો, ઘેર પધારીએ.
ગગનવાણી હો, કો વેરણ મુજતણી;
સાચું રખે માનો હો, જુઓ હું દુર્બલ ભણી.
એમ વલવલતી હો, રોતી ગજગામિની;
દેવકી રોતાં હો, રોઇ પ્રજા ગામની.
રોયાં વૃદ્ધ જોબન હો, રોયાં બાળક બાડુવાં;
રોયાં હય હસ્તી હો, રોયાં નગ્ર ઝાડુવાં.
રોયા ગગને દેવતા હો, રોયા વસુદેવ પતિ;
પણ નિરદે કંસને હો, દયા નથી આવતી.

**વલણ**

દયા ન આવે કંસને, ક્રોધી મથુરાં નાથરે;
જેવે ધાઇ ઘાય મૂકે, વસુદેવે ઝાલ્યો હાથરે.

---

૧૮

# વર્ષાશરદવર્ણન

( રાગ–મલાર )

ગોવિંદ ચરિત્ર કહે ગર્ભ જોગી, સાંભળીએ ભૂપાળ જી;
અદભુત લીલા વંદ્રાવનની, વરણવું વર્ષાકાળ જી. ૧
શ્રી ગોકુળમાં ગાજી ગાજી, વરસે છે વરસાદ જી;
તેવામાં ગૌધેન ચરાવે, રામકૃષ્ણ બે ભ્રાત જી. ૨

ગાજે ઘન વીજળી બહુ ચમકે, થાય અંધારૂં ઘોર જી;
હંસ ચાતક બોલે બપૈયા, નાચે કળા કરી મોર જી. ૩
અમૃતસ્વરે કોકિલા બોલે, ભ્રમર કરે ગુંજાર જી;
અભ્રઘટાને દેખી નાસે, વચ્છ કરે હીંસાર જી. ૪
આચ્છિત ઉડગણુ ઇંદુ આચ્છાદ્યા, વાદળી ગઈ સર્વ વ્યાપી જી;
અનંત જંતુ ઉડ્યા અવનીમાં, સૃષ્ટિ વિધિએ થાપી જી. ૫
કીટ પંતગ પ્રાણી પંચ વરણાં, મંડુક કરે મુખ સોર જી;
લીલાં તૃણ થયાં અવનીમાં, ઉદયા દ્રુમ અંકોર જી. ૬
નવિન પત્ર કુસુમ નાનાવિધ, નદીએ આવ્યા પૂર જી;
નદીતટ ઉભા ગોવાળા તે, વાય વેણું મધુર જી. ૭
કાદવે મારગ પૂરાણા, વેપારીએ મૂકયા વેપાર જી;
આશ્રમ કીધા સન્યાસીએ, એક સ્થળ રહેવું માસ ચાર જી. ૮
નાના વ્રત કરે સૌ નારી, તાપસ બેઠા માળે જી;
શ્રવણ કીર્તન પૂજન પ્રતિમા, વર્ણાશ્રમ ધર્મ પાળે જી. ૯
દુગણાં દૂધ કરે છે સુરભી, ચરે લીલાં તૃણ જી;
કર જેષ્ટિકા વાળે લંગોટી, વન જાય અશરણ શર્ણ જી. ૧૦
ઝડી કરી વરસે મેવલીઓ, નયણે સૂરજ ન સૂઝે જી;
વૃક્ષ તળે ઉભા અવિનાશી, ટાડે થરથર ધ્રુજે જી. ૧૧
ઉપર જળ તળે જળ વહે છે, નથી બેસવાનો ઠામ જી;
પલાશ પત્રના ટોપ કરી ધરે, મસ્તક કેશવરામ જી. ૧૨
સાંજસમે આવે શ્રીગોકુળ, પૂર ભર્યાં વહે નાળાં જી;
કો તરે તુમડાં કટિએ બાંધી, ગોપુચ્છ વળગે ગોવાળ જી. ૧૩
શામળીયાને સામા આવે, તારા લઈ નંદરાય જી;
સંસારતારણ બીએ નદીમાં, જોઇને મૂકે પાય જી. ૧૪
કોટિ કૌતક કરે કમળાવર, સુણ પરિક્ષત રાજન જી;
એ તો વર્ષાકાળની કહી લીલા, કહું શીતળકાળ વરણન જી. ૧૫
વર્ણવું શોભા શરદકાળની, આવ્યો આશ્વિન માસ જી;
તિમિર નિવર્ત્યું અભ્રઘટીનું, થયું નિર્મળ આકાશ જી. ૧૬

પ્રગટ ઉડગણુ ઇંદુ ભાસે, મહા જ્યોતિકરે માર્તંડ જી;
રવિ કિરણે પંક સૂકવ્યા, નિર્મળ કીધા નવખંડ જી. ૧૭
નિર્મળ જળ થયાં સર્વ સરિતાનાં. પોયણુ પંકજ ઉઘડીઆંજી;
ઉત્પત્તિ થઈ મુક્તાફળની, સ્વાતિબિંદુ બહુ પડીઆં જી. ૧૮
પશું પંખિણી થઇ સગર્ભા, નવિન જીવ અવતરીઆ જી;
નિજ નાથથી પતિવ્રતાએ, ગર્ભ ઉદરે ધરીઆ જી. ૧૯
પર્ણકુટિ તજી ઉઠીને ચાલ્યા, તીર્થ કરવા સન્યાસી જી;
આગીઆ ઉઘડ્યા કાદવ સૂકયા, ઘર લીંપે પુરવાસી જી. ૨૦
નૌકામૂકી સમુદ્ર માંહે, વેપાર કરે વેપારી જી;
વિવાહ કરે કર્મ કરે વર્ણ ચ્યારે, ગીત ગાય શુભ નારી જી. ૨૧
જગ્ન હોમ થાએ વેદાધ્યન, દાન આપે દાતાર જી;
ભક્ત મૂકાએ માયાથી જેમ, અભ્રથી મૂકાયો સૂર જી. ૨૨
વૈષ્ણવે મહોચ્છવ કીધો, શૃંગાર્યાં દેવસ્થળ જી;
નવાં અન્ન આવ્યાં નાનાવિધ, નવાં કુસુમ ને ફળજી. ૨૩
વેપારીએ ગ્રામાંતર કીધાં, પરવરીઆ પરદેશજી;
એ શીતકાળતણું છે વરણુન, લીલા શ્રી હૃષીકેશ જી. ૨૪

---

૧૯

# કુંભકર્ણની ગાઢ નિદ્રા

(રાગ–કાલેરોં)

જાગો ભાઇ ભીડ પડી છે, કરે વિનંતિ રાવણુરાય;
નર વાનરે લંકા ઘેરી, તુને નિદ્રા કયમ સોહાય—જા૦ ૧
શત સેવક તેડાવ્યા રાયે, કહ્યું જગાડો કુંભકર્ણ;
લક્ષ જોધા વળગી ઢંઢાળે, જાણે શું પામ્યો મર્ણ—જા૦ ૨
જળ છાંટે નવ જાગે ચોધો, તાપણાં કીધાં ચોફેર;
હૃદે ઉપર શિલાપડ મૂકયાં, કાનમાં ફૂંકે મદન ભેર—જા૦ ૩

કપાળ ઉપર દુંદુભી વાજે, શરણાઇ નફેરી ઢોલ;
કો મેઘ સ્વરે સાદ કરે પણ, રાણો ન આપે બોલ—જા૦ ૪
સુંઠ મરી નાસિકામાં ફૂંકયાં, અજ ચલાવ્યા નાસામાંય;
પાછો શ્વાસ મૂકે નિદ્રામાંહે, અજા મીંઢ ઉડ્યા જાય—જા૦ ૫
હૃદયા ઉપર અશ્વ દોડાવ્યા, વઢાવ્યા મહિષ માતંગ;
કુંભકર્ણ સૂતો નવ જાગે, સાણસે તોડાવ્યું અંગ—જા૦ ૬
નાના ઔષધ અંજન કીધાં, પછાડયો ઉચળી બે વાર;
પણ અઘોરીની ઉંઘ ન ઉડે, કીધો ઘુંટણીઆંનો પ્રહાર—જા૦ ૭
નળી નાસિકામાંહે સર્પ ચલાવ્યા, વાયુ બંધાવ્યો લંકારાય;
કપોળ માંહે સર્પ અકળાયા, તે શ્રવણ માગે નીકળી જાય-જા. ૮
વાજ આવ્યો રાવણ રાજા, ન લાગ્યો એકે ઉપાય;
કુંભકર્ણની રાણી આવી, રાયને લાગી પાય—જા૦ ૯
કષ્ટ દીધે મારો કંથ ન જાગે, એને વહાલા શંકર ભગવાન;
જાગશે સ્વામી મુહૂર્ત માત્રમાં, યુકતે કરાવો સંગીત ગાન—જા.૧૦
ભક્ષભોજન કરાવી રાખો, નહિં તો કરશે સૌનો સંહાર;
રાવણે મદ્ય પાન કરાવ્યાં, અન્નતણો કીધો અંબાર—જા૦ ૧૧
અપ્સરા પાસે નૃત્ય કરાવે, ગાન તાન વાજે વાજીંત્ર;
કુંભકર્ણ ડોલ્યો જેમ મણિધર; સાંભળતાં ગોવિંદ ચરિત્ર-જા ૧૨
ઉઠીને સવે અન્ન આરોગ્યાં, પૂછે પછે સમાચાર,
મુને કાચી નિદ્રાએ કેમ જગાડયો, શા વાનરના હોકાર—જા. ૧૩
રાવણે વાત કહી વિસ્તારી, જે રીતે ડુભાવ્યા શ્રીરામ;
અગત્યના કામ માટે ઉઠાડયો, તું વિના કોણ કરે સંગ્રામ-જા. ૧૪

**વલણ.**

સંગ્રામ કરો શ્રી રામ સંગાથે, કપિ પમાડો મર્ણ રે;
એ વચન સભળી વીરના પછે શું બોલ્યો કુંભકર્ણ રે.

— — — —

૨૦

# અનિરૂદ્ધ યુદ્ધ

## ઓખાહરણમાંથી

( રાગ સોરઠી )

કામનીએ જ્યારે કટકજ દીઠું, અને થઈ નિરાશ;
અરે દેવ તેં એ શું કીધું, મને હુતી મોટી આશ;
વ્હાલા કેમ વઢશો રે, મ્હારા નાંધડીઆ ભરથાર. વ્હાલા૦ ટેક.
બોલાવી બોલે નાહીં, પડી થઈ અ શા ભંગ;
ઉઠાડી બેઠી કરી, ત્હેનું વદન નિહાળે કંથ. વ્હાલા૦
સ્વામી તું કેમ સાંપીઓ રે, રાંકને ઘેર રતન;
ઘાડે કષ્ટે હું પામી, મ્હારો મદન મનોહર કંથ. વ્હાલા૦
તીવ્ર બાણ જ્યારે છુટશે રે, કેમ સહેશો કોમળ શરીર;
એવું શ્રવણે સાંભળી ને, હાકી ઉઠયો વીર. વ્હાલા૦
મ્હારા પિતાને રે જાણ થયું છે, કટક મોકલ્યું પ્રૌઢ;
બાણાસુર નથી જાણતો, એવો કેમ થયો છે તે મૂઢ. વ્હાલા૦
અરે સ્વામી તમે ઠાલે હાથે, આયુધ નથી રે એક;
ચાર લાખ વીર પાઠવ્યા, સામા થતાં ધરો વિવેક. વ્હાલા૦
અબળા તુને શું કહું રે, તું તો થઈ અજાણ;
બાર તણી ભોગળ કાઢીને, લેઉં સર્વના પ્રાણ. વ્હાલા૦
ઓખા તુને શું કહું રે, તું તો ઘેલી નાર;
તારા બાપે વીર મોકલ્યા, તે તો મારા લેખે ચાર. વ્હાલા૦
અજાતણાં ત્હાં જૂથ મળીઆં, પંચાનન મળીઓ એક;
ત્હેનું પ્રાક્રમ કેટલું, ત્હમે કોહોની વિનતા વિશેક. વ્હાલા૦
એમ કરતાં નહિ છુટીએ રે, કાલાવાલા તે ફોક;
જુઓની વહાલી હું યુદ્ધ કરૂં, જેમ જુએ ગામના લોક. વ્હાલા૦
અનિરૂદ્ધ મરડીને નીસર્યો રે, ઓખાએ સહાયો હાથ;
પ્રીતમ વઢવા નહીં દઉં, મ્હારા મદનમનોહર નાથ. વ્હાલા૦

## ૨૧

( રાગ—મારૂની દેશી )

ઓખા કહે કંથ એમ ન કીજે, બળિયાશું વઢતાં બ્હીજે;
એ ઘણા તમો એક જાતે, સેના મોકલી મ્હારે તાતે.
દૈત્યને વાહન ને ત્હમે પાળા, નાથજી ત્હમે ઠાલામાલા;
એને ટોપ કવચ ને બખતર, ત્હમારે અંગે સોહે પીતાંબર.
દૈત્યને સાંગ બાણુ બહુ ભાલા, એ કઠણુ ત્હમે સુંવાળા;
એ તો મદોન્મત્ત બહુ બળીયા, ત્હમે સકોમળ પાતળિયા.
સ્વામી પછે અસુરને ભેદો, પહેલાં મસ્તક મારૂં છેદો;
તમે દેખી દેખીને રે મોહું, તમે જુદ્ધ કરો તે કેમ જોઉં ?
ઇચ્છા અંતરનાં ગઇ ફીટી, દૈત્યે માળિયું લીધુંરે વીંટી;
પ્રભુ પ્રાણુ કંપેછે મ્હારા, સુવા દૈત્ય કરે છે હોંકારા.
ઘણું ક્રોધી વિરોધી છે બાણુ, હાકે ઇન્દ્રનું જાએ ઓસાન;
જક્ત ભય પામે બાણુની હાકે, બાણે પૃથ્વી ચઢાવી ચાકે.
જેને નાદે મેરૂ હાલે, ચક્રવર્તી સાથે નહીં ચાલે;
ક્ષત્રી સાથ રહે સર્વ બીતો, નાથજી ત્હમે કઇ પેરે જીતો ?
મંત્રી દાંત રહ્યા છે કરડી, શું જાઓ છો મૂંછ રે મરડી;
માટે પહેલાં તે મુંને મારો, પછે નાથજી રણુમાં પધારો.
શશી સૂર્યવંશી નૃપ જેહ, ત્હેની થરથર ધ્રુજે દેહ;
પ્રધાન ક્રોધી પાવકની જ્વાળ, તેથી વિશેષ બાણુ ભૂપાળ.
એમ કહી ભરતી લોચન, દેખી વારે છે સ્વામીન્ન;
કંથ કહે ન કરૂં સંગ્રામ, તો ન્હાસી જવાનો કુણુ ઠામ.
અંતે જીવતાં છૂટશું નહિ, કાં ન મરીએ સામા થઈ;
નથી ઉગરવાનો ઉપાય, માટે ભય પામે શું થાય ?
નાઠે લાંછન લાગે કુળમાં, પ્રતિષ્ઠા જાએ એક પળમાં;
મોઅર બોલે ને મણિધર ડોલે, ન ડોલે તો સર્પને તોલે.
ઘન ગાજે કેસરી દે ફાળ, ન ઉછળે તો જાણુવો શિયાળ;
ક્ષત્રી ન્હાસે દેખીને દળ, ન હોય પુરૂષ જાણુવો બ્યંઢળ.

હાકયો વાઘ ન માંડે કાન, શાર્દૂલ નહીં જાણુવો શ્વાન;
ઘરમાં ઘોઆરો રહે પેશી, યુદ્ધે ચરણુ વહોણો રહે બેસી.
એમ કહીને ઓખા અળગી કીધી, ભડ ગાજ્યો ને ભોગળ લીધી;
અસુર સેનાપર કોપીયો, છજે થકી ઠેકીને પડિયો.
જેમ ગ્રાહ પેસે બહુ જળમાં, તેમ અનિરૂદ્ધ પેઠો દળમાં;
જેમ ઈન્દુ પેસે વાદળમાં, તેમ આનરૂદ્ધ ધાયો બળમાં.
દૈત્યને આવ્યો મૃત્યુનો દહાડો, ગાજ્યો અનિરૂદ્ધ ઘન અખાડો;
પડતામાં બહુ પડતાળ્યા, ભોગળ પ્રહારે ધરણીએ ઢાળ્યા.
કોભાંડે સેનાને પ્રેરી, જાદવ જોદ્ધો લીધો ઘેરી;
ગજજૂથમાં લઘુ કેસરી, બહુ વીંટી વળ્યા છે વેરી.
ચંદનને બાવળીએ ઝીંટી, અસુરે અનિરૂદ્ધ લીધો વીંટી;
દાનવ કહે માનવ શુંય, અમે સિંહમાં મૃગબાળ તુંય.
મુગટ મંત્રીને ચરણે ધરો, તો મૃત્યુ થકી ઉગરો;
મંત્રી વાયક એવાં સાંભળી, ધાયો અનિરૂદ્ધ બહુ ઉકળી.
નાંખે દૈત્ય ભારી મદ્‌ગલ, તેમ અનિરૂદ્ધ ભુજ ભોગળ;
વીશ સહસ્ત્ર અસુર ત્યાં તુટયા, એકીવારે શર બહુ છુટયા.
આયુધધારા રહી છે વરસી, પડે પરીઘ પટ્ટીને ફરસી;
દાનવ ધાયા છે ટોળે ટોળાં, વરસે ભિંડીમાલ ને ગોળા.
થાય દુંદુભીના ગડગડાટ, થાય ખાંડા તણા ખડખડાટ;
હાકયા હસ્તી દે હલકાર, થાય ખડગ તણા ચળકાટ.
મંત્ર અગ્નિના ધુધવાટ, બોલે બાણુ તણા સુસવાટ;
રથ ચક્ર ગાજે ગડગડાટ, હોય હય તણા હણુહણાટ.
છૂટે બાણો સમસમાટ, થાય ગગને ધજા ફડફડાટ;
દેખી દોહલો નાથનો ઘાટ, થાય ઓખાને ઉચાટ.
દાનવનો વાળ્યો દાટ, અનિરૂદ્ધ મુકાવે વાટ;
કોઇને ઝીકયા ઝીલીને કેશે, કોઇને ઉડાડયા પગની ઠેશે.
કોઇને હણ્યા ભોગળને ભડાકે, કોનાં મુખ ભાગ્યાં લપડાકે;
કોઇ અધ સસ્તા કોઇ પૂરા, એમ સેના કરી ચકચૂરા.

તે રણ ભયાનક ભાસે, બળ દેખીને ઓખા ઉલ્લાસે;
મેં તો આવડું નહોતું જાણ્યું, ચિત્રલેખાએ રત્નજ આણ્યું.
શોણિત સ્પર્શ થયો છે દિલે, નાથજી રણ રૂધિર ઝીલે;
ભડ ગાજ્યો ને પડ્યું ભંગાણ, નાઠો કોભાંડ લઈને પ્રાણ.
હવું બાણાસુરને જાણ, એક પુરૂષે વાળ્યો ઘાણ;
અસુરેશને ચઢિયો કોપ, સજ્યાં કવચ આયુધ ને ટોપ.
સર્વે સૈન્ય તે તત્પર કીધું, ચઢયો રાય હામું દીધું;
પ્રલય અગ્નિ જેવો જાજવલ્ય, બાણરૂપ થયું મહતૂલ્ય.
ચઢયો રાય ક્રોધે ગડગડીયો, જાણ્યું ઓખાએ રણ તાત ચઢીઓ;
સૈન્યના લોડ આગળ ચાલ્યા, કરમાં બહુ ભાલા ઝાલ્યા;
વાગી હાક ને ચઢિયો બાણ, તેતો થયું ઓખાને જાણ.

વલણ

જાણ થયું જે તાત ચઢિયો, કુણ જીતશે સહસ્રહાથ રે;
આંસુડાં ભરતી ને શોક ધરતી, ઓખા સાદ કરતી નાથ રે.

---

## ૨૨

## કૃષ્ણ બાળ ચરિત્ર

( રાગ—મારૂ )

કોણે ફોડી હો, આ ગોળી કોણે ફોડી હો;
સાદ સાંભળી નાઠાં નરહરિ, અંબા દોડી હો.—આ ગોળી૦
ઉડયું વદન ને હાથ ઘસતી, પુઠે હીંડી હો;
બાઈ ગોરસનું મને દુઃખ નથી, ભાંજી ગોળી રીઢી હો.—આ ગોળી૦
પરસાળ છાસે છલછલે, જેમ તળાવની લેહરી હો;
આખા ગોરસનું ઉજ્જડ વાળ્યું, દીકરો કે વેરી હો.—આ ગોળી૦
માખણ ખવડાવ્યું માંકડાંને, ઉછંકળ છૈયો હો;
પાત્ર ફુટયું ને નેતરૂં તૂટયું, ભાંગો રવૈયો હો.—આ ગોળી૦
આખો દિવસ આજ બાંધી મૂકું, જોઉં કોણ મુકાવે હો;
પ્રેમાનંદ પ્રભુ સીતાપતિ, કેમ હાથ આવે હો.—આ ગોળી૦

૨૩

( રાગ—પંચમ—ધામગ્રી )

સોટી લીધી હાથ, ધાયાં જસોમતી રે,
ઘુંટણીએ ઘનશ્યામ, નાસે જદુપતિ રે.
જોવા મળી વ્રજનાર, અંત્રિક્ષ સુરવધુ રે;
આગળ પુત્રને પૂંઠે માત, ખુંદ્યુ ગામ બધું રે.
બીજાં બાળક નાસી જાય, મર્કટ વૃક્ષે ચડયાં રે;
થાકાં જસોદા માત, ખાતાં ઢળી પડયાં રે.
પુનરપિ બેઠાં થાય, અંબા શ્વાસે ભરી રે;
છેડો ખસા ખસી જાય, વેણી વીખરી રે.
નાનાં બાળકમાંય, શકિત કયાંથી આવડી રે;
તાળી દઈ હસે ગોવાળ, દાઝે માવડી રે.
જુએ ઈંદ્રાદિક દેવ, કૌતક કૃષ્ણતણાં રે;
છે આંસુભર્યાં લોચન, દીસે સોહામણાં રે.
છે ક્રોધભર્યું કપાળ, રીસે તરડીયું રે;
શોભે મોહનજીનું મુખ, માખણ ખરડીયું રે.
છે ખીટળીઆળા કેશ, માંહે રેણુ ભરી રે;
નાસે ત્રિભુવનનાથ, જુએ ફરી ફરી રે.
છે ગોરસ ખરડયો દેહ, તહનાં બિંદુ ઝરે રે;
એવા દુ:ખમાં દીનાનાથ, માખણ ભક્ષ કરે રે.
ખોડંગતો વિશ્વનાથ, ચૌટે ચાલતો રે;
સોને મઢયો સિંહનો નખ, હૈડે હાલતો રે.
કમળપેં કોમળ પાય, કઠીણ ભોમ્ય ધરે રે;
ભાંગે કાંટા વાગે પાષાણ, શોણિત અંગે ઝરે રે.
છે અંતરજામી નાથ, માને કીધી મયા રે;
ઘણું થાકી જાણી, પ્રભુ પડી ગયા રે.
હું નહિ કરૂં અન્યાય, એકવાર મૂકો રે;
કહો તેવા ખાઉં સમ, આવારકી મૂકો રે.

જઇને ઝાલ્યો હાથ, દાસી કને દોરડું માગે રે;
પરમેશ્વર માગે માન, માતને પાય લાગે રે.
મંદીરમાં આવ્યા માત, પાંખોટે ગ્રહી રે;
બાંધવા માંડયા હાથ, દોર પહોંચે નહી રે.
કેમ કરી બાંધ્યો જાય, સુંદર શ્યામજી રે;
ભટ પ્રેમાનંદનો નાથ, અકળ રામજી રે.

( દશમ સ્કંધ )

---

૨૪

## મ્હેતાના મામેરામાંથી

( રાગ-ધનાશ્રી )

ખોખલે પંડે પત્રજ આપ્યું, મહેતાજીને હાથજી;
વધામણી કાગળમાં વાંચી, સમર્યા વૈકુંઠનાથજી. ૧
મામેરૂં પુત્રીને કરવું, ઘરમાં નથી ખોટો દામજી;
ત્રિકમજી ત્રેવડમાં રહેજો, દ્રવ્ય તણું છે કામજી. ૨
ભોજન કરાવી દક્ષણા આપી, મહેતો લાગ્યા પાયજી;
મોસાળું લેઇ અમો આવિશું, પંડયો કીધો વિદાયજી. ૩
નરસૈં મહેતે ઘેર તેડાવ્યા, સગા તે વૈષ્ણવ સંતજી,
મોસાળું લઇ આપણે જાવું, છે કુંવર બાઇનું શ્રીમંતજી ૪
જુની વેલને ધુંસરી વાંકી, સાંગી સોટાભાંગીજી;
કોના તળાયા ને કોની પિંજણિયો, બળદ આણ્યા બે માગીજી. ૫
મહેતોજી મામેરે ચાલ્યા, સમર્યા શ્રી જગદીશજી;
ત્રણ સખીયો સંગાતે ચાલી, વેરાગી દશ વીશજી. ૬
સંપુટ ત્રાંબાની ડાબલીનો, તેમાં બાળ મુકુંદજી;
કંઠે હાર કરીને રાખ્યા, દામોદર નંદનંદજી. ૭
વેલની પૂંઠે કોથળો બાંધ્યો, માંહી ભર્યાં વાજિત્રજી;
ગાંઠડી એક ગોપીચંદનની, તુળશી કાષ્ઠ પવિત્રજી. ૮
મોસાળાની સામગ્રીમાં, તિલક ને તુળસી માળજી,

નરસૈંયાને નિભય છે જે, ભોગવશે ગોપાળજી. ૯
બળ હીણ બળદો શું હીંડે, હેઠે વૈષ્ણવ સાથજી;
ગોર પાડે ને ઢાળ ચઢાવે, જે જે વૈકુંઠ નાથજી. ૧૦
એક બળદ ગળિયો થઇ બેસે, આખલો તાણી જાયજી;
પઇયાને પુંછ ગ્રહી ઉઠાડે, કૌતુક કોટી થાયજી. ૧૧
સાલે સાલ ઝૂજવાં દીસે, રથતણાં બહુ વક્રજી;
ચાંગીનો બહુ શબ્દ જ ઉઠે, ચૂચવે છે બહુ ચક્રજી. ૧૨
ચડે બેસે ને વળી ઉતરે, લે રામકૃષ્ણનું નામજી;
મધ્યાહ્નને મહેતાજી આવ્યા, જોવા મળ્યું ઉના ગામજી. ૧૩
શું જાણે વૈષ્ણવનો મહિમા, વિષયી પુરનાં લોકજી;
કોડ પહોંતા કુંવર વહુના, મામેરૂં છે રોકજી. ૧૪

વલણ

રોક મામેરું મહેતો લાવ્યા, જુઓ વૈષ્ણવની વસાત રે;
એકકી માળા આપશે તો, પહેરશે નાગરી નાત રે. ૧૫

---

૨૫

( રાગ-મારૂ )

સુણી શ્રીરંગ મહેતો આવ્યા ધાઇ, ભાવે ભેટયા બંને વેવાઇ;
મળ્યો જમાઇ જમાઇનો ભ્રાત, મળ્યો સહુ નાગરનો સાથ. ૧
કપટે શેઠી ગ ખસે, જોઇ જોઇ સામગ્રીને હસે;
ઉતરવા ઘર આપ્યું એક, ઝાઝા ચાંચડ મચ્છર વિશેક. ૨
ખાડા ટેકરા વસમો ઠામ, ઉપર નળિયાનું નહિ નામ;
કોહ્યું છાજ ને જૂની વળી, ભીંત્યો દાદશ બેવડ વળી. ૩
ઝાઝા માંકણ ઝાઝા જૂઆ ત્યાં મહેતાના ઉતારા હૂવા;
વેવાઇ ગયા ઉતારો કરી, બોલે હસણી નાત નાગરી. ૪
કુંવર વહુનો વૈષ્ણવ બાપ દર્શન કરીને ખોઇએ પાપ;
મહેત ને જોવા હરખ ઘેર ઘેરથી ચાલી સુંદરી. ૫

મન વિના મહેતાને નમે, સારૂં થયું જે આવ્યા તમે;
માંહો માંહે કહે સુંદરી, મહેતો દીઠે દીઠા હરિ. ૬
જુઓ સાથ કેવો ફૂટડો, એને પરમેશ્વર ત્રુઠડો;
કુંવર વહુનું ભાગ્યું દુઃખ, એવું કહીને મરડે મુખ. ૭
જુઓ બળદ મહેતાજી તણા, બગાઈઓ શબ્દ કરે છે ઘણા;
વજાડશે મંડપમાં ચંગ, નાગરી નાતમાં રહેશે રંગ. ૮
આ ગાંઠડી વળગાડી લટકે, તાળના જોડા બાંધ્યા પટકે;
તુલસી કાષ્ઠ તણો એ ભારો, હવે મામેરાનો શો ઉધારો. ૯
છાબમાં તુળશી દળ મૂકશે, ઉભો રહીને શંખ ફૂંકશે;
વેરાગી હરિના ગુણ ગાશે, એટલે મોસાળું પુરૂં થાશે. ૧૦
એમ નાગરી કૌતુક કરે, ટોળ કરીને પાછી ફરે;
કુંવર બાઇએ જાણી વાત, મોસાળું લઈ આવ્યા તાત. ૧૧
ઉતાવળી મળવાને ધસી, બોલી નણદી મર્મેં હસી,
આશું પિતા પુત્રીનું હેત, શાને કરવા આવ્યો ફજેત. ૧૨
લજાવ્યું સાત પેઢીનું નામ, સાથે વૈરાગીનું શું કામ;
શું મળવા ચાલ્યાં એકલાં, એ બાપથી નબાપાં ભલાં. ૧૩
કઠણ બોલ એવો સાંભળી, કુંવર બાઈ બોલી પાછી વળી;
નણદી શું મચ્છર આવડો, પુંઠળથી બાઇ શું બડબડો. ૧૪
સુખી પિતા હશે જે તણો, તે પુત્રીને લાભ જ ઘણો;
કોનો પિતા લખેશરિ કહાવે, તે તો મારે શે ખપ આવે. ૫૧
રાંક પિતા આવ્યો મુજ ઘેર, એક કાપડું સોનાનો મેર;
તમે મન માને તે કહો, એ પિતા મારે જીવતો રહો. ૬૧
મર્મ વચન નણદીને કહી, પછે પિતા પાસે પુત્રી ગઈ;
દૂર થકી દીઠી દીકરી, મહેતાએ સમર્યા શ્રીહરી. ૧૭
અન્યોઅન્ય નયણાં ભરી, ભેટયાં બેઉઓ આદર કરી;
મહેતે મસ્તક મૂકી હાથ, પાસે બેસાડી પૂછી વાત. ૧૮
કુંવરબાઈ કહો કુશળ ક્ષેમ, સાસરિયાં કાંઇ આણે છે પ્રેમ;
રુડો દિવસ આવ્યો દીકરી, તો મોસાળું કરશે શ્રીહરિ. ૧૯

કુંવરબાઈ બોલી વીનતિ, મોસાળું કાંઇ લાવ્યા નથી;
નાગરી નાતે રહેશે કેમ લાજ, વિના દ્રવ્ય આવ્યા શે કાજ. ૨૦
નિર્માલ્ય નિર્ધનનો અવતાર, નિર્ધનનું જીવ્યું ધિક્કાર;
નિર્ધનને નવ કોઇ ગણે, નવ રાખે ઉભો આંગણે. ૨૧
ચતુરપણું નિર્ધનનું જેહ, ઘેલામાંહી ગણાએ તેહ;
લોક બોલાવે દુર્બળ કહી, એથી માઠું કાંઇ બીજું નહી. ૨૨
પિતાજી કાંઇ ઉદ્યમ નવ કરો, ધનનો નવ રાખો સંઘરો;
આ અવસર સચવાશે કેમ, પિતાજી તમે વિચારો એમ. ૨૩
નથી લાવ્યા કંકુની પડી, નથી લાવ્યા મોડ નાડાછડી;
નથી માટલી ચોળીને ઘાટ, એમ શું આવ્યા બારેવાટ. ૨૪
કેમ કરી લજ્જા રહેશે તાત, હું શે મરતી ન મુંઇ માત;
માતા વિના સુનો સંસાર, માતા વિના તે શો અવતાર. ૨૫
જે બાળકની માતા ગઇ મરી, બાપની સગાઈ સાથે ઉતરી;
જેવું આથમતા રાવનું તેજ, મા વિના એવું બાપનું હેત. ૨૬
સૂરભિ મરતાં જેવું વચ્છ, જળ વિણુ જેવું તલફે મચ્છ;
ટોળાં વછોઇ જેવી મૃગલી, મા વિના દીકરી એકલી. ૨૭
લવણુ વિના જેવું ફીકું અન્ન, ભાવ વિના જેવું ભોજન;
કીકી વિના જેવું લોચન, મા વિના તેવું બાપનું મન. ૨૮
ઘડો ફુટે રઝળે ઠીંકરી, મા વિના એવી દીકરી;
ગોળ વિના મોળો કંસાર, માતા વિના સુનો સંસાર. ૨૯
શીદ કરવા આવ્યા ઉપહાસ, સાથે વેરાગી પાંચ પચાસ;
શંખ તાળને માળા ચંગ, એ મોસાળું કરવાના ઢંગ. ૩૦
ન હોય તો પિતા જાઓ પાછા ફરી, એવું કહીને રોઇ દીકરી;
મહેત મસ્તક મૂકયો હાથ, કરશે મોસાળું વૈકુંઠનાથ. ૩૧
પહેરામણી કરવી હોય જેટલી, આસામી લખી લાવો તેટલી;
લખજો સાસરિયાં સમસ્ત, વિસારશો મો એકે વસ્ત. ૩૨
વચન મહેતાજીનાં સુણી, કુંવરબાઇ આવ્યાં સાસુ ભણી;
મારે પિતાએ મોકલી હુંય, લખો કાગળમાં જોઇએ શુંય. ૩૩
મુખ મરડીને બોલી સાસુ, શો કાગળ ચીતરવો કાંસુ;
છાબમાં તુળશીદળ મૂકશે, ઉભો રહીને શંખ ફૂંકશે. ૩૪

વલણ

કુંકશેઠ શંખ ઉભો રહી, નરસૈંયો મોસાળું શું કરે;
સંવાદ વહુઅરનો સાંભળી, પછે વડ સાસુ એમ ઓચરે રે.

---

૨૬

( રાગ–મારુ )

ભક્ત નરસૈંયાનું દુઃખ જાણી રે, ઉઠી ધાયા પુરુષ પુરાણી રે;
થયા શેઠ તે સારંગ પાણી રે, સાથે લક્ષ્મી થયાં શેઠાણી રે. ૧
નંદ સુનંદ ગરુડ સાથે રે, વસ્ત્ર ગાંઠડિયો તેને માથે રે;
રથે બેઠા શ્રી ગોપાળ રે, ધમકે ધોરીને ઘુઘર માળ રે. ૨
લોકે ઓળખ્યા નહિ જગદીશ રે, સાથે વાણોતર દશ વીશ રે;
સર્વે જોઈ જોઈ વિસ્મય થાય રે, પ્રભુ આવ્યા મંડપ માંય રે. ૩
છડીદારે વાટ મૂકાવી રે, નાગરી નાત જોવાને આવી રે;
આ વહેવારિયો કોઈ આવ્યો રે, સાથે ગાંઠડિયો ઘણી લાવ્યો રે. ૪
કોણ જાણે ન ત્રિભુવન ભૂપ રે, વહાલે લીધું વણિકનું રૂપ રે;
રથ ઉપરથી ઉતરિયા રે, હરિ સભામાંહી સાંચરિયા રે. ૫
અટ દર્શને ખોળ્યો ન લાધે રે, જેને ઉમિયાવર આરાધે રે;
ન જડે ધ્યાને દાને બહુ જાગે રે, તે હરિ અણવાણે પાગે રે. ૬
જે ચૌદ લોકનો મહારાજ રે, મહેતા માટે થયા બજાજ રે;
વાઘો શોભે કેશર છાંટે રે, બાંધી પાઘડી અવળ આંટે રે. ૭
કાને કુંડળ હીરે જડિયાં રે, નેત્ર પ્રલંબ શ્રવણે અડિયાં રે;
એક લેખણ કાને ખોશી રે, નામ ધર્યું દામોદર દોશી રે. ૮
ઝીણા જામાને પટકા ભારે રે, હરિ હળવે હળવે પધારે રે;
બાંધે પછેડી ઓઢી નાથે રે, બેઉ છેડા ગ્રહ્યા છે હાથે રે. ૯
વીંટી વેઢ દશે આંગળીએ રે, સાદાં મોજાં પહેર્યાં શામળીએ રે;
ઘણા વાણોતર છે સાથે રે, કોણે ઝોળા ગ્રહ્યા છે હાથે રે. ૧૦
ઘણા સેવક સેવામાં સજ રે, ઉદ્ધવના હાથમાં ગજ રે;
અણ પુછે કમળા રાણી રે, સભા મોહી જોઈ શેઠાણી રે. ૧૧

ઉતર્યાં નાગરીઓનાં અભિમાન રે, જાણે ઉગ્યા શશિયર ભાણુ રે;
ભલું ભાલ ભમર રૂડી રાજે રે, રત્ન જડિત્ર રાખડી છાજે રે. ૧૨
વિશાળ લોચન ચંચળ ચાલે રે, કે શું ખંજન પડિયાં ગાલે રે;
છે અધર બિંબ પરવાળી રે, મસ્તક ઉપર વેણુ વિશાળી રે. ૧૩
બાજુ બંધ ગલુ બંધ માળ રે, નાક વેસર ઝાક ઝમાળ રે;
કટી ઘમકે: શુદ્રઘંટાળી રે, પહેરણુ ચંપકવરણી સાડી રે. ૧૪
ઝમકે ઝાંઝર ઉજ્વલ પાગે રે, વિંછુંવા અણુવટ બહુ વાગે રે;
જડાવ ચૂડો કંકણુ ખળકાવે રે, માયા મહેતી રૂપે આવે રે. ૧૫
મોહી સભા લક્ષ્મીને નિરખી રે, દેવી દીસે વાણિયણુ સરખી રે;
લલિતા વિશાખા બે ખવાસી રે, છે ભકિત મુકિત ચારે દાસી રે. ૧૬
આવ્યા સજોડે દેવાધિદેવ રે, મહેતે હરિ ઓળખ્યા તતખેવ રે;
ભલે આવ્યા શેઠ શ્યામળીઆ રે, મહેતો માધવજીશું મળિયા રે. ૧૭
મળતાં બોલ્યા સુંદર શ્યામ રે, મારૂં પ્રગટ ન લેશો નામ રે;
રખે વાત અમારી ચરચો રે, તમારે જે જોઇએ તે ખરચો રે. ૧૮
કુંવર બાઇના પૂરો કોડ રે, એમ કહી બેઠા રણછોડ રે;
પછી સભા સહુ સાંભળતાં રે, હરિ વચન બોલ્યાછે વળતાં રે. ૧૯
જાઓ શેઠાણી દુઃખ કાપો રે, કુંવર બાઇને હૃદિયાશું ચાંપો રે;
એવું કહેતામાં કમળા હીંડયાં રે, કુંવર બાઇને હૃદિયાશું ભીડયાં રે. ૨૦
મારી મીઠી ન ભરીએ આંસુ રે, તેડો કયાં છે તમારી સાસુ રે;
મળી નાગરીઓ સેં બે ચાર રે, જોઇ રૂપ મેલ્યો અહંકાર રે. ૨૧
વેવાણુ કમળાને એમ પૂછે રે, મહેતા સાથે સગપણુ શું છે રે;
કોકિલા સ્વરે અમૃત વાણી રે, ત્યારે હસીને બોલ્યાં શેઠાણી રે. ૨૨
વેવાણુ તમોએ શું નવ જાણિયાં રે, તમે બ્રાહ્મણને અમો વાણિયાં રે;
વેપાર દોશીનો ઘેર કોઠી રે, અમારે ઓથ નરસૈંયાની મોટી રે. ૨૩
અમો ધન મહેતાજીનું લીજે રે, વેપાર કાપડનો કીજે રે;
અમો આવ્યાં મોસાળું કરવા રે, ઠાલી છાબ સોનાએ ભરવા રે. ૨૪
મહેતે જે જે વસ્ત્ર મંગાવ્યાં રે, અમો લખ્યા પ્રમાણે લાવ્યાં રે;
એવું કહી બેઠાં શેઠાણી રે, સહુ નાગરી સાંસે ભરાણી રે. ૨૪

તેડયા શ્રીરંગ મહેતો વહેવાઈ રે, ભાવે ભેટયા શ્રીજદુરાઇ રે;
ત્યારે વિસ્મય થયા સહુ નાગર રે, છાબ ભરી તે કરૂણાસાગર રે;
મહેતાને કહે વનમાળી રે, કરો પહેરામણી સંભાળી રે. ૨૬

વલણ.

સંભાળી કરો પહેરામણી, એવું કહે સુંદર શ્યામ રે;
વળી થટે તે માગજો, અમો વાણોતર સરખું કામ રે. ૨૭

---

૨૭

## શામળશા

( રાગ મારૂ )

જેને વેદ પુરાણે વખાણીઓ રે, મારો વહાલોજી થયો વાણીઓ રે;
એના આગમની ગત છે ઉલટી રે, મારો નાથ થયો નાણાવટી રે.
વહાલો ગોમતીજીના ઘાટમાં રે, મળ્યા તીરથવાસીને વાટમાં રે;
વેશ પૂરો આણ્યો મારે વહાલે રે, નાથ ચઉટાની ચાલે-ચાલે રે.
છે અવળા આંટાની પાઘડી રે, વાલાજીને કેમ બાંધતાં આવડી રે;
દીસે વાણીઓ ભીને વાને રે, એક લેખણ ખોસી છે કાને રે.
હસતાં ખાડા પડે બહુ ગાલે રે, મોટું કપાલ જાણીએ વેતાલ રે;
અધર બેઉ જાણો પરવાળી રે, મોટી આંખ દીસે અણીઆળી રે.
બે કાને કુંડળ ઝળકે રે, નાસિકા દીવાની શળકે રે;
દીસે દાંત રૂડા હસતા રે, હીરા તેજ કરે છે કશતા રે.
ત્રિકમજી વાણકની તોલે રે, નાથ ઉતાવળું ને બોબડું બોલે રે;
સોનાની સાંકળીને કંઠે દોરો રે, કેડે પાટીઆનો કંદોરો રે.
ઝળકે ધનરેખ હથેલીમાં રે, આંગળીએ વીંટીને વેઢીઆં રે;
ખાદી એક તાઇ પહેરી છે હરજી રે, એનો શીવનારો કોણ દરજી રે.
બે ટુંકડાં બંધન બેવડા રે, ગુણ કયાંથી શીખ્યા પ્રભુ એવડા રે;

કરે આડે હાથે લટકો રે, સાદી દોરીનો કેડ પટકો રે.
પટકે લટકે ફુમતડાં જ્યોત રે, કેડ ખોસી પિત્તળની દોત રે;
ફીઆં ફીઆં તે કૌતક ભાળીએ રે, ઠાલી ગાંઠ વાળી બે ચાર ફાળીએ રે.
એક ઓઢી પછોડી ખાંધ રે, નાથ દુંદાળાને મોટી ફાંદ રે;
વસ્ત્ર પહેર્યાં તે પાંચે સાજાં રે, પાએ પહેર્યાં તે સાદાં મોજાં રે.
કાંઇ વાગો બીરાજે કેશર રે, બન્યા મોટા પારેખ પરમેશ્વર રે;
મારો નાથજી નીચે ખાંમણે રે, ભટ પ્રેમાનંદ જાએ તેને ભામણે રે.
સાથે વાણોતર છે સાત રે, ઓધવ અક્રૂર છે ભ્રાત રે;
હનુમાન કપિલ અર્જુન રે, ભકત સુદામો દીસે દીન રે.
પારથ થઇ ઉપમાન રે, આગળ જ્યેષ્ઠિકાદાર હનુમાન રે;
છે લાકડી સુદામાએ ગ્રહી રે, છે વિદૂરના હાથમાં વહી રે.
ઓધ્ધવને ખાંધે કોથળી રે, તે તો પારસી બોલે ટોટડી રે;
એમ આવ્યા શ્યામળા અવિનાશી રે, તે જોઇ રહ્યા તીરથવાસી રે.
એ તો કોઇ પારખ દીસે નવો રે, આપણો અર્થ સરશે હવો રે;
કાંઈક ભારે માણસ ભાસે રે, ભલા વાણોતર છે પાસે રે.
હીંડે સહુને શીશ નમાવતા રે, દીસે પૈસાદાર કોઇ પામતા રે;
એતો કારણ રૂપ કંઇ મળિયું રે, એને દર્શને દુઃખડું ટળિયું રે.
હુંડીવાળા એમ વદે વાણીઓ રે, મળ્યું શ્યામળે અંગે એંધાણીઓ રે;
આઘા આવીને પાછા શાણી રે, તેનાં મનની વારતા જાણી રે.
બોલ્યા પોતે તે શારંગપાણિ રે, કાંઈક ઓછી લજ્જા આણી રે;
તીરથવાસી બોલ્યા શીર નામી રે, જુનાગઢથી આવ્યા છીએ સ્વામી રે.
અમે જુનાગઢથી આવ્યા રે, નરસૈંયાની હુંડી લાવ્યા રે;
જ્યારે સાંભળ્યું નરસૈંયાનું નામ રે, ત્યારે ધાયા શ્રી ભગવાન રે.
નેત્રે ભર્યાં આંસુ અંબુજ રે, હુંડી લીધી તે ચતુરભુજ રે;
જ્યારે અક્ષર ઓળખ્યા નાથે રે, હુંડી ચાંપી તે હૈડા સાથે રે.

૨૮

# હરિ પ્રતાપ

( રાગ—મેવાડાની દેશી )

શંખ લિખિત બે જોવા ચાલ્યા, ધાયા હંસધ્વજ ત્યાંહેજી;
રાજપુત્રને તરતો દીઠો, તેલ સાગરની માંહેજી.
પદ્મ પત્ર જેમ પવને હાલે તેમ, હરિનામે અધુર ત્યાં થાયજી;
ચંદ્ર ચાલે જેમ મેઘઘટામાં, તેમ વૈષ્ણવ તેલમાં નહાયજી.
કરે કોગળા તેલ ઉછાળે, ગાજી કહે ગોપાળજી;
દશ વાંસ વેગળું શરવડું, ઉડે અગ્નિની જવાળજી.
તે જોઈ પુરોહિત વિસ્મય પામ્યા, અગ્નિ ઉદક સમાનજી;
સુધન્વા બ્રાહ્મણને કહે છે, આવો કરીએ સ્નાનજી.
હરી ચરણથી વેગળો તેને, પીડે ત્રિવિધિ તાપજી;
આ તપ્ત તેલમાં હું નાહું છું, હરી નામ તણે પ્રતાપજી.
શત્રુનું ઇચ્છવું કંઇ નવ થાય, જો શામળીઓ હોય શીશજી;
જુઓ આવી અંત્રિક્ષ ઉભા છે, મારી રક્ષાએ જગદીશજી.
વાચક સાંભળી સુધન્વાનું, પુરોહિત બોલ્યા આડુંજી;
લાવો નાળીએર પરીક્ષા કીજે, તેલ દીસે છે ટાઢુંજી.
સુભટ સહુને માઠું લાગ્યું, દુઃખીઓ થયો ભૂપાળજી;
ધિક્કક પુરોહિત ધિક્કક પુરોહિત, પ્રજા પાડે પસ્તાળજી.
આ જ્વાળાના ધુમ્ર થકી તો, દેવ દૂરથી દાઝેજી;
તે તેલને શીતલ કહે છે, ભુંડા બ્રાહ્મણ નવ લાજેજી.
સેવકે આણીને શ્રીફળ આપ્યું, તે રાજા પ્રજાએ દાખ્યુંજી;
શીત ઉષ્ણની પરીક્ષા કરવા, લઇ શંખે શ્રીફળ નાંખ્યુંજી.
તપ્ત તેલની જ્વાળા લાગી, શ્રીફળ ફાટયું ફડાકજી;
ઉડયાં કોચલાં પેણામાંથી, બે ભાઈને વાગ્યાં તડાકજી.
શંખ લિખિતનાં કપાળ ફાટયાં, ચાલી શોણિતની ધારજી;
પ્રજા રાજાદિ સહુ આનંદ પામ્યાં, વરત્યો જય જયકારજી.

ઢૂંઢાને કપાળે ઘા ઘટે, રૂડું કર્યું શ્રી રઘુનાથજી;
ભલું થયું કહી સ્ત્રીઓ હસે, તાળી દેઇ દેઈ હાથજી.
ત્યારે પ્રધાન બન્ને લજ્જા પામ્યા, સમજ્યા માંહે માંહે ભ્રાતજી;
પછી શંખ: લિખિતે પેણામાંહે, કરીયું ઝંપાપાતજી.
પાવકનો પરિતાપ ન લાગ્યો, પુરોહિતને અંગેજી;
પાપી બેઉ પેણામાંહે ઝીલે, સુધન્વાની સંગેજી.
ઓસીઆળો થઇ હંસધ્વજ બોલ્યો, નયણે આંસુધારજી;
સાધુ દીકરા કુળ અજવાળ્યું, હવે નીકળો બહારજી.
તેલ ક્રીડા કરી બ્રાહ્મણ સાથે, સંસારનો ભય ભાગ્યોજી;
શુભ સુધન્વા બહાર નીકળ્યો, જઈ પિતાને પાયે લાગ્યોજી.
શંખ લિખિતને પાયે લાગ્યો, બોલ્યો વૈષ્ણવ જનજી;
તેલ તર્યો હરિદર્શન પામ્યો, તે મુનિ તમારૂં પુન્યજી.
તવ કહે ગદ્‌ ગદ્‌ કંઠે પુરોહિત, અમને છે ધિક્કારજી;
હવે જાણ્યો વૈષ્ણવની મહિમા, ચર્ણ વન્દે વારવારજી.
હંસધ્વજ કહે સુધન્વાને, મેં દીધું દુઃખ દારૂણજી;
જોઝારો હું શું દેખાડું, શ્યામ થયું મુજ મુખજી.
પુત્ર કહે પિતાજી મારા, સમરો સીતા રામજી;
અતિ કાલ થાય છે આજ્ઞા આપો, હું જઈ કરૂં સંગ્રામજી.
જેણે મને પેણામાંહે રાખ્યો, તેનું કરાવું દર્શનજી;
અર્જુનને જીતી હરિને તેડું, તો હું સત્યવતીનો તનજી.

( વલણ )

તન હું સત્યવતી તણો, જો જીતું પારથ રાય રે;
ભટ્ટ પ્રેમાનંદ કહે કથા, સંગ્રામ કેવો થાય રે.

---

૨૯

# વિષનું વિષયા-૨

( રાગ—ગોડી )

નારદ કહે સાંભળ રે અર્જુન, વાડીતણો વિસ્તારજી;
તે વાડીમાં ભૂલ્યા સેવક, જોતાં પેલા ચારજી.
શયન કીધું છે ચંદ્રહાસે, નિદ્રા અતિશે આવીજી;
દૈવ તણી ગત કોઇ ન જાણે, થાય વાત જે ભાવીજી.
તે ધૃષ્ટબુદ્ધિ પ્રધાનની પુત્રી, વિષયા જેનું નામજી;
યૌવન માતી રંગે રાતી, પીડે પાપી કામજી.
ચંપકમાલિની રાજાની પુત્રી, વિષયાની સહિયારીજી;
અન્યો અન્યે પ્રીતે ઘણી, પણ બંને બાળકુમારીજી.
તેને અનંગ અંતર પીડે, પાપ તે નવ ખમાયજી;
બેહુ સખિ સંગાથે સરોવર, નિત્ય નહાવા જાયજી.
તે દિવસે તો તારૂણી આવી, નિત્યનું સ્થાન જ્યાંયજી;
ચંદ્રહાસે શયન કીધું છે, વિશ્રામ કારણ ત્યાંયજી.
સામું ત્રટ સરોવરનું ત્યાં, શ્યામા આવી રહેતીજી;
જળ ભરોને નૃત્ય કરો, સર્વ વિષયાને કહેતીજી.
કો કુસુમ નેણે કો કંઠ ઝીણે, ગુણવંતી લાગી ગાવાજી;
કો શરીર સમારે ઉત્તમ ઓવારે, કોઇ ઉતરે નહાવાજી.
કો તટ બેસે કો જળમાં પેસે, તારૂણી જાય તરવાજી;
કો ડુબકી ખાય સંતાડી કાય, વળી બહાર નિસરે વઢવાજી.
કો કેશ ઝાલે તાણી કાડે, લાગી હાસ્ય વિનોદ કરવા બાળીજી;
કો અલિંગન દેતી મુકો મુકો કેતી, કો કર દેતી તાળીજી.
એવે વાડી દીઠી નવ પલ્લવ, જે પૂર્વ હોતી સૂકીજી;
શ્યામા સર્વ ધસી જોવાને, સંગ વિષયાનો મૂકીજી.
ચંપકમાલિની ચાલી જોવા, જાતી વાડી મધ્યજી;
સર્વેને જાવા દેઇ રહિ એકલી, વિષયાએ વિચારી બુદ્ધજી.

પૂર્વે પિતા મુની એમ કહેતા, તે પાસેથી હું સાંભળતીજી;
આજ નિશાએ સ્વપ્નું આવ્યું, વાત બંનો દીસે છે મળતીજી.
સૂકું વન થાશે અતિ લીલું, જ્યારે આવશે વિષયાનો નાથજી;
આ સ્વપ્ન વિશે ચંદ્રહાસે, પરણીને ઝાલ્યો હાથજી.
એવું વિચારી વિષયા નારી, ચઢી સરોવર પાળેજી;
એવે અતિ ઉજ્જવલ અશ્વ દીઠો, બાંધ્યો આંબા ડાળેજી.
તુરીનું તેજ દેખી મનમાં હર્ષી, જોવા જીવ ત્યાં ખુલ્યોજી;
એવે દક્ષિણ પાસ ચંદ્રહાસ, સેવક રહિત સુતોજી.
હરિ ભકતને દેખી હયને પેખી, હારવદની હર્ષને પામીજી;
શું સ્વપ્ન નિશાનું થાશે સાચું, શકે સૂતો મુજ સ્વામીજી.
વિમાસે વાત જો હોય નાથ, તો જોયા વિણ કેમ ચાલેજી;
ઘેર કેમ જવાય શી રીતે રહેવાય, મળ્યા વિના હૃદયા સાલેજી.

વલણ.

સાલે હૃદયા પાખે, તે માટે જોતી જાઉં રે;
એને જોઇ ઓળખી, હું નિરખી નિરખી થાઉં રે.

---

૩૦

## વિષનું વિષયા–૨

( રાગ ગોડી )

વિષયાએ વિમાશી જોયું, એ પુરૂષને હું નખું;
અન્ય પશુ પક્ષી ને માનવ, નથી કોઈ હ્યાં સરસ્યું.
રખે ચતુર તુરી કહેતો સ્વામીને, જાગશે તો શું થાશે;
નિદ્રાવશથી કેમ ઉઠાડું, પછી શું કહેવાશે.
હે અશ્વ તું અતિ અનુપમ, તારૂં રૂડું વાન;
માગીરે લેઉં છું હું માનિની, રખે કરતો સ્વામીને જાણ.
તારે રત્ન જડીત મુખ મોરડો, ઉદયાચળ ઉગ્યો ભાણ;
પેંગડાં તારાં પરમ મનોહર, રત્ન જડીત પલાણ.

સુવદન અંબુજ ઉપર ભ્રકુટી, ભ્રમર કરે ગુંજાર;
શકે શશિબિંબ પુંઠે તારા, એવો શોભેછે મોતીહાર.
શુક ચંચુ અતિ ઉત્તમ, જાણે અધરબિંબ અલંકૃત;
શશિ સવિતા શ્રવણે કુંડળ, દાડમ કળીશું દંત.
કપોત કંઠ કર કુંજરના સરખા, હથેળી અંબુજવર્ણ;
બાંયે બાજુબંધ બેરખા, મુદ્રિકા આદે આભ્રણ.
વિશાળ હ્રદે ને હાર હેમનો, કટિ કેશરીના સરખી;
દેખી રૂપ રંગ તારૂણી, જાણે નાખી પ્રેમની ભુરકી.
ધન્ય માત તાત એના દીસે છે, કોણે કીધાં હશે પુન્ય;
હીમે હાડ ગાળ્યાં, સુખ ટાળ્યાં, તો એહવો હશે તન.
જપ તપ વ્રત દેહ દમન, એવી તારુણી ઘરનાર;
તે નારીનું પરમ ભાગ્ય જેને, આવો હશે ભરથાર.
મેં પાપણિયે પુન્ય ન કીધું, તો ક્યાંથો આવો સ્વામી;
એમ દુઃખ ધરતી આંસુ ભરતી, શ્યામા શોકને પામી.
એવે એક કંભાયની કસે, કાગળ બંધન દીઠો;
જોવા કારણ યોવનાએ, તતક્ષણ છોડી દીધો.
સરનામું અક્ષર તાતના દેખી, શ્યામા મહા સુખ પામી;
શકે પત્ર લખી મોકલ્યો, પિતાજીએ મુજ સ્વામી.
સ્વસ્તિશ્રી કૌંતુલપુર સ્થાને, મદન કુંવર બલવંત;
અહીં ચંદ્રહાસને મોકલ્યો છે, તે પત્ર લેજો ગુણવંત.
રૂપ ન જોશો રંગ ન જોશો, ન પૂછશો ઘરસૂત્ર;
મુહૂર્ત ઘટિ કોને ન પૂછશો, એને વિષ દેજોની પુત્ર.
વાંચી પત્રને વિષયા બોલી, ત્રાહે ત્રાહે ત્રિભુવન નાથ;
વિષયાને સાટે વિષ લખાયું, શું કાપ્યા જોઈએ હાથ.
પત્ર લેવું તો પાછો ફરી જાય, પરણ્યા વિના વિઘ્ન થાય;
અક્ષર એક વધારૂં એ માંહે, વિષની કરૂં વિષયાય.
એક નેત્રનું કાજળ કાઢયું, બીજા નેત્રનું નીર;
તરણા વતે લખ્યું તારૂણીએ, ધરી હ્રદયા મધ્યે ધીર.

નારદ કહે સાંભળરે અર્જુન, કર્તા હર્તા અવિનાશ;
વિષ ફેડી વિષયા કરી, એમ ઉગાર્યો ચંદ્રહાસ.
પત્ર ફરી બાંધ્યું પ્રમદાએ, જળ ભરતી તે નેણ;
ઉઠી અબળા ચાલી ત્યાંથી, મુખે કહેતી વેણ.
ઘેર જઇને વાટ જોઉછું, ઉતાવળા તમો આવો;
મદનભાઇને મળજો સ્વામી પત્ર લખ્યું તે લાવો.

વલણ

પત્ર લખ્યું તે લાવો સ્વામી, એમ કહી વિષયા વળી રે;
થરથર ધ્રુજે ને કાંઇ ન સુઝે, સખી જ્યાં સામી મળી રે.

---

# સુદામા ચરિત્ર

## ( સંક્ષિપ્ત )

૩૧

ઢાળ

શુક સ્વામી કહે સાંભળ રાજા, પરીક્ષિત પુણ્ય પવિત્ર;
દશમ સ્કંધ અધ્યાય એંશીમે, કહું સુદામા ચરિત્ર.
સાંદીપનિ ઋષિ સુર ગુરૂ સરખા, વિદ્યાવંત અનંત;
ત્હેને મઠ ભણવાને આવ્યા, હળધર ને ભગવંત.
ત્હેની નિશાળે વડો વિદ્યાર્થી, ઋષિ સુદામો કહાવે;
પાટી લખી દેખાડવા, રામ કૃષ્ણ સુદામા પાસે આવે.
સુદામો, શ્યામ, સંકર્ષણ, અન્ન ભિક્ષા માગી લાવે;
એકઠા બેસી અશન કરે તે, ભુધરને મન ભાવે.
સાથે સ્વર બાંધીને ભણતા, થાય વેદની ધુન્ય;
એક સાથરે શયન કરતા, મોરલીધર, બળ, મુન્ય.
ચોસઠ દહાડે ચૌદ વિદ્યા, શીખ્યા બેઉ ભાઇ;

ગુરૂને ગુરૂદક્ષિણા આપી, વિઠ્ઠલ થયા વિદાઈ.
કૃષ્ણ સુદામો ભેટી રોયા, બોલ્યા વિશ્વાધાર;
મહાનુભાવ ફરીને મળજો, માગું છું એકવાર.
ગદ ગદ કંઠે કહે સુદામો, માગું દેવ મુરારિ,
સદૈવ તમારા ચરણ વિષે, મનસા રહેજો મારી.
મથુરામાંથી કૃષ્ણ પધાર્યા, પુરી દ્વારિકાં વાસી;
સુદામે ગૃહસ્થાશ્રમ માંડયો, મન જેનું સંન્યાસી.
પતિવ્રતા પત્ની છે પાવન, પતિને પ્રભુ કરી પ્રીછે;
સ્વામીસેવાનું સુખ વાંછે, માયા સુખ નવ ઈચ્છે.
દશ બાળક થયાં સુદામાને, દુઃખ દરિદ્રે ભાર્યાં;
શીતળાએ અમી છાંટો નાંખ્યો, થોડે અન્ને ઉછરીયાં.
અજાચક વ્રત પાળે સુદામો, હરિ વિના હાથ ન ઓડે;
આવી મળ્યું તો અશન કરે, નહિ તો ભુખ્યાં સાથરે પોઢે.

વલણ

પોઢે ઋષિ સંતોષ આણી, સુખ ન ઇચ્છે ઘરસૂત્રનું;
ઋષિપત્ની ભિક્ષા માગીને લાવે, પુરૂં પાડે પતિ પુત્રનું.

---

૩૧

(રાગ વેરાડી)

ભિક્ષાનું કામ કામિનિ કરે, કોનાં વસ્ત્ર ધુએ ને પાણી ભરે;
જેમ તેમ કરીને લાવે અન્ન, નિજ કુટુંબ પોષે સ્ત્રીજન.
ઘણા દિવસ દુઃખ ઘરનું સહ્યું, પુરમાં પછે અન્ન જડતું રહ્યું;
બાળકને થયા બે ઉપવાસ, ત્યારે સ્ત્રી આવી સુદામા પાસ.
હું વિનવું જોડી બે હાથ, અબળા કહે સાંભળીએ નાથ;
બાળક ભુખ્યાં કરે રૂદંન, નગરમાં નથી મળતું અન્ન.
ન મળે કંદ મૂળ કે ફળ, બે દિવસ થયાં લેઈ રહે જળ;
સુખ શય્યા ભૂષણ પટકૂળ, પ્રભુ ક્યારે થશે સાનુકૂળ.

ભૂખ્યાં બાળક જુએ માનું મુખ, સ્ત્રી કહે સ્વામીને દુ:ખ;
હું કહેતાં લાગીશ અળખામણી, સ્વામી જુઓ આપણા ઘરભણી
અન્ન વિના પુત્ર મારે વાગલાં, તો કયાંથી ટોપી આંગલાં;
અબોટિયું ચોતિયું નવ મળે, સ્નાન કરે છે શીતળ જળે.
નખ વાધ્યા ને વાધી જટા, માંહે ઉડે રક્ષાની ઘટા;
દર્ભ તણી તૂટી સાદડી, નાથજી તે પર રહોછો પડી.
બીજે ત્રીજે પામો છો આહાર, તે મુજને દહે છે અંગાર;
હું તો દરિદ્રસમુદ્રમાં બૂડી, હેવાતનમાં એકજ ચૂડી.
સૌભાગ્યના નથી શણગાર, નહિ કાજળ નહિ કીડિયાં હાર,
નહિ લલાટે દેવા કંકુ, અન્ન વિના શરીર રહ્યું સૂકું.
હું પુછું છું લાગી પાય, આવું દુ:ખ કયાં સુધી સ્હેવાય;
ત્હમે હહાડી કહો છો ભરથાર, માધવ સાથે છે મિત્રાચાર.
જે રહે કલ્પવૃક્ષની તળે, ત્હેને શી વસ્તુ નવ મળે;
જે જીવ જળમાં ક્રીડા કરે, તે પ્રાણી કેમ તરશે મરે.
જેને સ્નેહ શામળિયા સાથ, ત્હેનું ઘર નવ હોય અનાથ;
છેલ્લી વિનતિ દાસી તણી, પ્રભુ પધારો ભૂધર ભણી;
તે છે ચૌદ લોકના મહારાજ, બ્રાહ્મણને ભીખતાં શી લાજ.

### વલણ

લાજ ન કીજે નાથ મ્હારા, માધવ મનવાંછિત આપશે રે;
દીન જાણીને દયા આણી, દરિદ્રનાં દ્રુમ કાપશે રે.

---

### ૩૩

( રાગ ગોડી )

જઇને જાચો જાદવરાય, ભાવઠ ભાંગશેરે,
હું તો કહું છું લાગીને પાય, ભાવઠ ભાંગશેરે;
ધન નહિ જડે તો ગોમતીમાં જઇ, દર્શન ફળ નહિ જાય. ભાવઠ૦ ટેક
સુદામો કહે સ્ત્રીને, નથી માગતાં પ્રતિવાય;

પણ મિત્ર આગળ મામ મૂકી, માગતાં જીવ જાય. મામ ન મુકીએરે.
જાચવા ન જઇએ ને પડી રહીએ તો, કયમ જીવે પરિવાર;
એકવાર જાચો જાદવા, ત્હેમને નહિ કહું બીજીવાર. ભાવઠ૦
સુદામો કહે નારને, કયમ ચાલે મ્હારા પાય;
મિત્ર આગળ મામ મૂકીએ, ધિક્ક પડો મારી કાય. મામ ન૦
કહેવું નહિ પડે કૃષ્ણજીને, નથી અંતરજામી અજાણ;
ઘટ ઘટમાં વ્યાપી રહ્યો છે, પૂરણ પુરૂષ પુરાણ. ભાવઠ૦
તમો જ્ઞાની વૈરાગી ત્યાગી થઇ બેઠા, પંડિત ગુણ ભંડાર;
હું જુગતે જાચું કયમ કરી, અબળાનો અવતાર. ભાવઠ૦

વલણ

અવતાર સ્ત્રીનો અધમ કહીને, ઋષિપત્ની આંસુ ભરે;
દુઃખ પામતી જાણી પ્રેમદા, પછે સુદામોજી ઉચરે.

---

૩૪

( રાગ—સામગ્રી )

પછે સુદામોજી બોલીયા, સુણ સુંદરી રે;
શી કહું હું શીખામણ, ઘેલી કોણે કરી રે
જે નિરમ્યું છે તે પામિયે, સુણ સુંદરીરે;
વિધિયે લખી વૃદ્ધિ હાણ, ઘેલી કોણે કરીરે.
દીધા વિના કયાંથી પામિયે, સુણ સુંદરી રે;
નથી આપ્યું જમણે હાથ, ઘેલી કોણે કરી રે.
જો ખડ ધાનજ વાવિયે, સુણ સુંદરી રે;
તો કયાંથી જમિયે શાળ, ઘેલી કોણે કરી રે.
જળ વહી ગયે શી શોચના, સુણ સુંદરીરે;
જો પ્રથમ ન બાંધી પાળ, ઘેલી કોણે કરીરે.
સંતોષ અમૃત ચાખીયે, સુણ સુંદરીરે;
હરિચરણે સોંપી મન, ઘેલી કોણે કરી રે.
ભક્તિયે નવનિધ્ય આપશે, સુણ સુંદરી રે;

ધરો ધીર તમે સ્રીજન, ઘેલી કેણે કરીરે.
આંખ્ય ભરી અબળા કહે, ઋષિરાયજી રે;
મ્હારૂં જડ થયું છે મન, લાગું પાયજી રે.
એ તો જ્ઞાન મ્હને ગમતું નથી, ઋષિરાયજીરે;
ક્રૂએ બાળક લાવો અન્ન, લાગું પાયજી રેઃ
અન્ન વિના ચાલે નહિ, ઋષિરાયજી રે;
મોટા જોગેશ્વર હરિભક્ત, લાગું પાયજી રે;
અન્ન વિણુ ભજન સૂઝે નહિં, ઋષિ રાયજી રે;
જીવે અન્ને આખું જગત, લાગું પાયજીરે.
ફેરાનું ફળ જાશે નહિં, ઋષિરાયજી રે;
જઇ જાશો કૃષ્ણુ બળદેવ, લાગું પાયજી રે.
વિધિએ લખ્યા અક્ષર દરિદ્રના, ઋષિ રાયજી રે;
ઘોશે ધરણીધર તતખેવ, લાગું પાયજીરે.

વલણ

તતક્ષણુ ત્રિકમ છેદશે, દરિદ્ર કેરાં ઝાડ રે;
નાથ પધારો દ્વારિકાં, હું માનું તમારો પાડ રે.

---

૩૫

ઢાળ

જાવું પડશે સર્વથા, ઘણું ક્રૂએ અબળા રાંક;
અન્ન વિના બાળક ટળવળે, એમાં માતતણો શો વાંક.
પત્નીપ્રત્યે કહે સુદામો, તું સાંભળ મારી વાત;
કહો ભામિની ભગવંત આગળ, ભેટ શી મકું હાથ.
કાકા કહીને કુંવર આવે, કૃષ્ણુસુત સમુદાય;
ખાવા માગે મુજ કને, ત્યારે શું મેલું કરમાંય.
સુણી હરખ પામી પ્રેમદા, ગઇ પડોશણુની પાસ;
બાઇ આજ કામ કરો મારૂં જાણે વણુમૂલે લીધી દાસ.

દ્વારામતી મમ પતિ જાય છે, જાચવા જાદવરાય;
અમો બમણું કરીને આપશું, કાંઇ આપો ઉછીતું માય.
પાડોશણને દયા આવી, આ દુર્બળ આવી લેવા;
સુપડું ભરીને કાંગ આપ્યા, આ બાઇ ત્હમારે દેવા.
ઉખળે ઘાલી ઓખાણ્યા, તેને કીધા શ્વેત;
તગતગતા કરી કરમાં આપ્યા, ઋષિજી પામ્યા હેત.
મારગમાં છોવાય નહીં, છે ત્રિકમના તાંદુલ;
લેઇ જાવા છે દ્વારામતી, નથી બાંધવા પટકુલ.
ઉપરાઉપરી બંધન બાંધ્યાં, ચીંથરાં દશવીસ;
રત્નની પેરે જત્ન કીધું, જ્યમ ચઢે છોડતાં રીસ.
ઋષિ સુદામાને કહે બાળકડાં, કરીને રોતાં મુખ;
પિતાજી એવું લાવજો, જ્યમ જાય આપણી ભુખ.
દીન વાણી સાંભળીને, મુનિયે મૂક્યો નિશ્વાસ;
સુદામો કહે પુત્રને, પરિબ્રહ્મ પૂરશે આશ.
ઋષિ સુદામો સંચર્યા, વેળાવી વળ્યો પરિવાર;
ધસમસે ને ધાય મુનિવર, મુખે શ્વાસ ન માય;
જે મારગમાં મળે તે, દેખી વિસ્મય થાય.

---

૩૬

( રાગ-સારંગ )

ઋષિ કહે સાંભળ નરપતિ, સુદામે દીઠી દ્વારામતી;
કનકકોટ ચળકારા કરે, મણિમય રત્ન જડયાં કાંગરે.
ત્યાંતો ગોમતી સંગમ થાય, ચારે વર્ણ ત્યાં આવી ન્હાય;
પરમ ગતિ પામે ઘણા, નથી મુક્તિપુરીમાં મણા.
ઋષિ સુદામે કીધું સ્નાન, પછે પુરમાં પેઠા ભગવાન;
રૂપ જોઇ જોવા સૌ મળે, ખીજવે બાળક પુડે પળે.
જાદવશી તાળી દઈ હશે, ધન્ય ... આવો નર વસે.

કીધાં હશે વ્રત તપ અપાર, તે સ્ત્રી પામી હશે આ ભરથાર;
કોઇ કહે ઈંદુ કોઇ કહે કામ, એને રૂપે હારશે કેશવ રામ.
પતિવ્રતાનાં મોહશે મન, મર્મ વચન બોલે સ્ત્રીજન;
કોઈ કહે હાઉ આવ્યો વિકરાળ, દેખાડો રોતાં રહેશે બાળ.
ઘણી ચેષ્ટા પુંઠળથી થાય, સુણી સુદામો હસતા જાય;
પુંઠે બાળક કાંકરા નાખે, ઋષિજી રામકૃષ્ણ મુખથી ભાખે.
પાડે તાળી વજાડે ગાલ, પુંઠે ફરી વળ્યાં ન્હાનાં બાળ;
કોઇ વૃદ્ધ જાદવે દીઠા ઋષિ, સાધુની દૃષ્ટિ તેણે ઓળખી.
તેણે બાળક સહુ કાઢયાં હાંકી, પુછયા સમાચાર ઉભા રાખી;
કૃપાનાથ કયાંથી આવીઆ, આ પુરને કેમ કીધી મયા.
પ્રતિઉત્તર બોલ્યા ઋષિજન, મને હરિદર્શનનું મન;
તે જાદવે કીધો ઉપકાર, દેખાડી દીધું રાજદ્વાર.
અનંત યોદ્ધા ઉભા પ્રતિહાર, સાચવે શામળીયાનું દ્વાર;
ત્યાં સુદામો ફેરા ફરે, સંકલ્પ વિકલ્પ મનમાં કરે.
ગહન દીસે છે કર્મની ગતિ, એક ગુરૂના વિદ્યાર્થી;
એ થઇ બેઠો પૃથ્વીપતિ, મારા ઘરમાં ખાવા રજ નથી.
રમાડતો ગોકુલ માંકડાં, ગુરૂને ઘેર લાવતો લાકડાં;
તે આજ બેઠો સિંહાસન ચઢી, મારે તુંબડી ને લાકડી.
વળી ઋષિને આવ્યું જ્ઞાન, અલ્પ જીવ હું એ ભગવાન;
એકવાર પામું દર્શન, તો હું જાણે પામ્યો ઈંદ્રાસન.
છે વિવેકી હરિના છડીદાર, પુછયા સુદામાને સમાચાર;
મહાનુભાવ કેમ કરૂણા કરી, તવ સુદામે વાણી ઉચરી.
હું દુર્બળ બ્રાહ્મણ અવતાર, માધવ સાથે છે મિત્રાચાર;
પ્રભુને જઇ કહો મારા પ્રણામ, આવ્યો વિપ્ર સુદામો નામ.

વલણ

નામ સુદામો જઇ કહો, ગયો દ ·માં પ્રતિહાર રે;
એક દાસી સાથે કહાવીયો, કૃ' માચા રે;

### ૩૭

( રાગ મારૂ )

સૂતા શય્યાએ શ્રીઅવિનાશ રે, અષ્ટ પટરાણીઓ છે બે પાસ રે;
રુકૃમિણી તળાંસે પાય રે, મિત્રવિન્દા ઢાળે છે વાય રે.
એવે દાસી ધાતી આવી રે, જોઈ નાથે પાસે બોલાવી રે;
બોલી સાહેલી શિર નામી રે, દ્વારે દ્વિજ આવ્યો કોઈ સ્વામી રે.
દુઃખી દરિદ્ર સરખો ભાસે રે, એક તુંબીપાત્ર છે પાસે રે;
પિંગળ જટા ભસ્મે ભરીયો રે, ક્ષુધા રૂપી નારીને વરીઓ રે.
શેરીએ શેરીએ થોકાથોક રે, તેને જોવા મળ્યા બહુ લોક રે;
તેણે કહાવ્યું કરી પ્રણામ રે, મ્હારૂં સુદામો છે નામ રે.
એમ દાસી કહે કર જોડ રે, ખરો ખરો કહે રણછોડ રે;
મારો બાળ સ્નેહી સુદામો રે, હું દુઃખીઆનો વિસામો રે.
ઉઠી ધાયા જાદવરાય રે, નવ પહેર્યાં મોજાં પાય રે;
પીતાંબર ભૂમ ભરાય રે, રાણી રુકમણી ઉંચાં સાય રે.
અતિ આનંદે ફુલી કાય રે, હરિ દોડે ને શ્વાસે ભરાય રે;
ચડે આખડે બેઠા થાય રે, એક પળ તે જુગ જેવી જાય રે.
સ્રીઓને કહી ગયા ભગવાન રે, પૂજા થાળ કરો સાવધાન રે;
હું છે ભોગવું રાજ્યાસન રે, તે તો એ બ્રાહ્મણનું પુણ્ય રે.
જે કોઈ નમશે એના ચરણ ઝાલી રે, તે નારી સહુપે મને વ્હાલી રે;
તવ સ્રી સૌ પાછી ફરતી રે, સામગ્રી પૂજાની કરતી રે.
સહુ કહે માંહોમાંહી બાઈ રે, કેવા હશે શ્રીકૃષ્ણના ભાઈ રે;
જેને શ્યામળિયાશું સ્નેહ રે, હશે કંદર્પ સરખી દેહ રે.
લઈ પૂજાના ઉપહારરે, રહી ઉભી સોળ હજાર રે;
બાઈ લોચનનું સુખ લીજે રે, આજ જેઠનું દર્શન કીજે રે.
ઋષિ શુકજી કહે સુણ રાય રે, શામળિયોજી મળવા જાય રે;
રુક્મીણીજીએ છૂટી ચાલે રે, દીધી દોટ તે દીનદયાળે રે.
સુદામે દીઠા કૃષ્ણ દેવ રે, છૂટયાં આંસુ શ્રાવણ નેવ રે;
જુએ કૌતક ચારે વર્ણ રે, કયાં આ વિ. કયાં અશરણશર્ણ રે.

જુએ દેવ વિમાને ચઢીઆ રે, પ્રભુ ઋષિજીને પાય પડીયા રે;
હરિ ઉઠયા ગ્રહી હાથ રે, ઋષિજી લીધા હેડા સાથ રે.
મળ્યા જાદવ જોવા પુઠે રે, પ્રેમનાં આલિંગન નવ છુટે રે;
મુખ અન્યોઅન્યે જોયાં રે, હરિનાં આંસુ સુદામે લ્હોયાં રે.
તુંબીપાત્ર ઉલાળીને લીધું રે, હાસત્વ દયાળે કીધું રે;
ઋષિ પાવન કર્યું મુજ ગામ રે, તમે પવિત્ર કર્યાં રંક ધામ રે.
તેડી આવે વિશ્વાધારરે, મંદિરમાં હરખથી અપાર રે;
હરત ઝાલી હરખે મુરારિ રે, જોઈ હાસ્ય કરે સહુ નારી રે.
ઘણું વાંકાં બોલાં સત્યભામા રે, આવા કુટડા મિત્ર સુદામા રે;
હરિ ત્હેને ઉઠી શું ધાયા રે, ભલી ન્હાનપણાની માયા રે.
ભલી જોયા સરખી જોડી રે, હરિને સોંપો એને શખોડી રે;
જો કોઈ બાળક બહાર નીકળશે રે, તો તે કાકાને દેખી છળશે રે;
તવ બોલ્યાં રૂક્મણી રાણી રે, ત્હમે બોલોછો શું જાણી રે.

વલણ

શું બોલો વિસ્મય થઇ, હરિભક્તને ઓળખો નહિં;
બેસાડયા મિત્રને શય્યા ઉપર, ઢોળે વાયુ હરિ ઉભા રહી.

---

૩૮

( રાગ–સોરઠી )

ભકતાધીન દીનને પુજે, દાસ પોતાનો જાણી.;
સુખશય્યા પર ઋષિને બેસાડી, ચમર કરે ચક્રપાણી રે. ભકતા૦
વિશ્વામિત્ર સરખા તાપસને, દોહેલે દર્શન દીધું;
તેણે સુદામાના પગ પખાળી, પ્રીતે પાદોદક પીધું રે. ભકતા૦
પોતાને ઓઢવાની પીત પછેડીએ, લ્હોયા ઋષિના પાય;
ઉભા રહી કર વીંઝણો ગ્રહીને, વિઠ્ઠલ ઢોળે વાય રે. ભકતા૦
થાળ ભરી વૈદર્ભી લાવ્યાં, ઘૃત પકવ પકવાન રે;
શર્કરા સંયુકત રૂપીને, કરાવ્યાં પય પાન રે.

શુદ્ધાચમન તંબોળ ખવરાવ્યાં, ધરી પ્રેમ શામળવાન;
વાધ્યું તે પ્રસાદ પ્રમાણે, આરોગ્યું ભગવાન રે. ભકતા૦
જે સુખ આપ્યું સુદામાને, તે હરિ બ્રહ્માદિકને નાપે;
ફરી ફરી મુખ જુએ મુનિનું, આનંદ મુકુંદને વ્યાપે રે. ભકતા૦
સુદામાને ચિંતા મોટી, રખે દેખે કાયા કાંપે;
પેલી ગાંઠડી તાંદુલ તણી તે, જંઘા નીચે લેઈ ચાંપે રે. ભકતા૦

વલણ

જંઘા નીચે ચાંપે ઋષિ, ગાંઠડી તાંદુલ તણી;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વરને, જાણ્યાતણી ગત્ય છે ઘણી.

---

૩૯

( રાગ–મલાર )

ગોવિંદે માંડી ગોઠડી, કહોને મિત્ર અમારા;
સાંભળવા આતુર છું, સમાચાર ત્હમારા. ગોવિંદે૦
શે દુઃખે ત્હમો દુબળા, એવી ચિંતા કેઈ;
મન મૂકીને કહો મને, મ્હારા બાળસ્નેહી.. ગોવિંદ૦
પછી સુદામોજી બોલીયા, પ્રભુને શીશ નામી;
ત્હમારૂં અજાણ્યું કાંઇ નથી, છો અંતરજામી. ગોવિંદે૦
અમને તો દુઃખ વિજોગનું, નહિ પ્રભુજી પાસે;
આજ હરિ હુંને જો મળ્યા, પિંડ પુષ્ટજ થાશે. ગોવિંદે૦

---

૪૦

( રાગ–રામગ્રી )

પછી શામળિયો બોલીયા, તને સાંભરેરે;
હાજી નાનપણાની પેર, મ્હને કેમ વિસરેરે.
આપણે બે મહીના પાસે રહ્યા, ત્હને.
હાજી સાંદીપનિ ઋષિને ઘેર, મ્હને.
અન્ન ભિક્ષા માગી લાવતા, ત્હને.

હાજી જમતા ત્રણે ભ્રાત, મ્હને.
આપણ સુતા એક સાથરે, ત્હને.
સુખદુઃખની કરતા વાત, મ્હને.
પાછલી રાતના જાગતા, ત્હને.
હાજી કરતા વેદની ધુન્ય, મ્હને.
ગુરૂ આપણા ગામ ગયા, ત્હને.
હાજી જાચવા કોઇક મુન્ય, મ્હને.
શરીર આપણાં ઉકળ્યાં, ત્હને.
હાજી માથે તપ્યો અરીષ્ટ, મ્હને.
સ્કંધે કહોવાડા ધર્યા, ત્હને.
ઘણું દૂર ગયા રણછોડ, મ્હને.
આપણે વાદ વધ્યા ત્રણે બાંધવા, ત્હને.
હાજી ફાડયું મોટું ખોડ, મ્હને.
ત્રણે ભારા બાંધ્યા દોરડે, ત્હને.
હાજી આવ્યા બારે મેહ, મ્હને.
શીતળ વાયુ વાયો ઘણો, ત્હને.
ટાઢે થરથર ધ્રૂજે દેહ, મ્હને.
નદીએ પુર આવ્યું ઘણું, ત્હને.
ઘન વરસ્યો મુશળધાર, મ્હને.
એકે દિશા સૂઝી નહિ, ત્હને.
થયા વીજ તણા ચમકાર, મ્હને.
ગુરૂજી ખોળવા નીસર્યા, ત્હને.
કહ્યું સ્રીને કીધો તેં કે'ર, મ્હને.
આપણને હૃદીયાશું ચાંપીયા, ત્હને.
પછે તેડીને લાવ્યા ઘેર, મ્હને.

૪૧

( રાગ—વસંત

સકળ સુંદરીઓ દેખતાં, ગોષ્ટિ ગોવિંદે કીધી;
પછી દરિદ્ર ખોવા દાસનાં, ગાંઠડી દષ્ટિમાં લીધી. સકળ૦ ટેક.
મનવાંછીત ફળ આજ પામ્યો, મિત્રજી મળવા આવ્યા;
ચતુર ભાભીએ ભેટ મોકલી, કહો સખા શું લાવ્યા. સકળ.
અઢળક ઢળીયોરે શામળીઓ, સુદી તાંદુલ માટે;
ઈંદ્રનો વૈભવ રહેજમાં આપ્યો, સ્વલ્પ સુખડી સાટે. સકળ.
ચરણ તળે ચાંપી રહ્યો સુદામો, કૃષ્ણજી કહે છે કહાડો;
અમ જોગ જો ભેટ ન હોય તો, દૂર થકી દેખાડો. સકળ૦
એ દેવતાને દુર્લભ દીસે, જાચે જાદવરાય;
જો પવીત્ર સુખડી પ્રેમે આપો,તો ભવની ભાવટ જાય. સકળ૦
ભગવાનની સ્રીઓ ભ્રમમાં ભુલી, જુએ મળી સમસ્ત;
અમૃતફળ કે સંજીવન મણિ, હરી ઓડે છે હસ્ત. સકળ૦
આમ હરાં જ્યારે હાથ લગાડે, ઋષિ ખસેડે આમ;
ભકત હેત પોતે દેખાડે, સઉને સુંદરશ્યામ. સકળ૦
અવલોકવા ઉભી સઉ નારી, કર ધરી કનકનાં પાત્ર;
જદુપતિને જાચે સઉ નારી, અમને આપજો તલમાત્ર. સકળ૦
સુદામો ચિંતામાં પડીયો, લજ્જા મારી જાશે;
ભ્રમ ભાંગશે તાંદુલ દેખી, કૌતક મારું થાશે. સકળ૦
સ્રીને કહેથી હું થયો લોભી, તુચ્છ ભેટ અહીં આ આણી;
લજ્જા લાખ ટકાની ખોઇ, ઘર ઘાલ્યું ધણિયાણી. સકળ૦
સુદામાના મનની શોચના, શામળીએ સઉ જાણી;
હસતાં ખસતાં પાસે આવી, તાંદુલ લીધા તાણી. સકળ.૦
હેઠળ હેમની થાળી મેલી, વસ્તુ લેવા જગદીશ;
છોડે છળીલો પાર ન આવે, ચીંથરાં દશવીસ. સકળ૦
પટરાણીઓ જોઈ અચરજ પામી, છે પારસ કે રત્ન;
અમરફળ કે સંજીવન મણિ, આવડું કીધુ છે જત્ન સકળ૦

કણુ વેરાણા ને પાત્ર ભરાણું, જોઇ રહ્યો જુવતીનો સાથ;
તાંદુલ કણુ હૃદય ચાંપી, બોલ્યા લક્ષ્મીનાથ. સકળ૦
સુદામા મેં આ અવનીમાં, લીધા બહુ અવતાર;
આ તાંદુલનો સ્વાદ છે એવો, નથી આરોગ્યો એકે વાર. સકળ૦
મોટા મોટા મિત્રો મેં જોયા, ધ્રુવ અંબરીષ પ્રલ્હાદ;
આ તાંદુલનો એકે મિત્રે, દેખાડયો નથી સ્વાદ. સકળ૦
તુચ્છ ભેટ ભારે કરી માને, વિચાર્યું ભગવાન;
સાત જન્મ સુધી સુદામે, નથી કીધાં પુણ્ય દાન. સકળ૦
જાચક રૂપ થયા જગજીવન, પ્રાત હૃદેમાં વ્યાપી;
મુખમાં મુષ્ટી તાંદુલ મૂકયા, દરિદ્ર નાખ્યાં કાપી. સકળ૦
કર મરડીને ગાંઠડી લીધી, સાથેનાં દુઃખ મોડયાં;
જેમ જેમ ચીંથરાં છોડયાં નાથે, ભવનાં બંધન તોડયાં. સકળ૦
જ્યારે તાંદુલ મુખમાં મૂકયા, ઉડી છાપરી આકાશ;
તેણે સ્થાનક સુદામાને થયા, સપ્ત ભુમિના આવાસ. સકળ૦
ઋષિપત્ની થયાં રુક્મિણી સરખાં, શાંબ સરીખા પુત્ર;
એ વૈભવને કવિ શું વખાણે, જેવું કૃષ્ણનું ઘરસૂત્ર. સકળ૦
બીજી મુઠી જ્યારે મુખમાં મૂકે, ત્યાં ગ્રહ્યો રુક્મિણીએ પાણ;
એમાં શું ઓછું છે સ્વામી, અમને આપો ચતુરસુજાણ. સકળ૦
અષ્ટ મહાસિદ્ધિ ને નવનિધી, તે મોકલી વિણ માગી;
તે સુદામો નથી જાણતા, જે ભવની ભાવઠ ભાંગી. સકળ૦

---

૪૨

રાગ મેવાડો

દ્વારિકાં આપવા ઇચ્છા કરી, વળી મુઠી શ્રીનાથે ભરી;
ત્યારે રુક્મણીએ સાહ્યો હાથ, અમે અપરાધ શો કીધો નાથ.
સાચું જોઈ રહ્યાં દંપતી, સોળ સહસ્રમાં પ્રીછતી નથી;
સકળ નારીને કરુણા કરી, તાંદુલ વ્હેંચી આપ્યા હરિ.

ત્હેમાં મૂક્યો સ્વાદ અપાર, સ્ત્રી આગળ રાખ્યો મિત્રનો ભાર;
હાસ્ય વીનોદ કરતાં વધી શર્વરી, થયો પ્રાત સુદામે જાચ્યા હરિ.
મને વીદાય કરો જગજીવન, હરિ કહે કહો પધારીએ સ્વામીન;
વળી કૃપા કરજો કોઇ સમે, ઠાલે હાથે નરહરિ નમે.
પ્રભુ પોળ લગી વોળાવા જાય, કોડી એક ન મૂકી કરમાંય;
સત્યભામા કહે સુણો જાંબુવંતી, કૃપણ કેમ થયા કમળાપતિ.
બ્રાહ્મણ વળી મિત્ર પોતાતણો, દરીદ્ર દુઃખે પીડેલો ઘણો;
તેને વાળ્યો નિર્મુખ ફરી, રૂકૂમણી કહે શું સમજો સુંદરી.
બેલડીએ વળગ્યા વિશ્વાધાર, સુદામે જાતાં કર્યો વિચાર;
એના વૈભવ આગળ વળીચો છેક, પણ મને ન આપી કોડી એક.
સ્ત્રીની ચોરી મનમાં ધરી. પણ કંઇક ગુપ્ત મને આપશે હરિ;
માધવ માર્ગે વોળાવા ગયા, પછી સુદામાજી ઉભા રહ્યા.
વિઠ્ઠલજી પાછા વળો, તવ ભેટીને રોયા શામળિયો;
વળ્યા કૃષ્ણ ફરી મળજો કહી, પણ કરમાં કાંઇ મૂક્યું નહી.
ઋષિ સુદામે મૂક્યો નિઃશ્વાસ, ચાલ્યો બ્રાહ્મણ થઇને નિરાશ;
ઋષિ પામ્યો મનમાં સંતાપ, નિંદા કરવા લાગ્યો આપ.
હું માગવા આવ્યો મિત્ર કને, તેપેં મૃત્યુ શેં નાખ્યું મને;
ભુખે મરે બાલક ન્હાનડાં, ખવરાવીએ સૂકાં પાનડાં.
પવન પ્રાશીને ભરીયે પેટ, નીચ પુરૂષની કરીયે વેઠ;
કાષ્ટ કે તૃણનો વિક્રય કરી, અથવા પરઘેર પાણી ભરી.
અથવા વિષ પીને પોઢીયે, પણ મિત્રને કર નવ ઓઢિયે;
અજાચક વ્રત મૂક્યું આજ, ખોઇ લાખ ટકાની લાજ.
દામોદરે મ્હને કીધી દયા, મૂળગા મ્હારા તાંદુલ ગયા;
કૃપણને મન હોયે ઘણું, એને નગર છે સોના તણું,
એને આપતાં શું ઓછું થાત, હું દુર્બળની ભાવઠ જાત;
સામા મળી મને ભેટયા હરિ, પણ પખાળીને પૂજા કરી,
આસન વ્યંજન ભોજન ભલું, મુજ રાંકને કોણ કરે એટલું.

એ સર્વ ધૂર્ત કપટીની સેના, લટપટ કરી મ્હારા તાંદુલ લેવા;
જેનું લે તેનો નવ રાખે ભાર, હરિને નિંદુ તો મ્હને ધિક્કાર.
જો ભાજીપત્રનો કીધો આહાર, તો વિદુર તાર્યો સંસાર;
કૃપા કરી મ્હને જગદાધાર, પણ મ્હારૂં કર્મ કઠોર અપાર.
વિવેક જ્ઞાન સુદામે ગ્રહ્યું, ધન નાખ્યું તો સારૂં થયું;
ધને કરી મદ સુજને આત, ભક્તિ પ્રભુની ભૂલી જાત.
કૃષ્ણે સુજને કરૂણા કરી, દારિદ્ર દુઃખ ન લીધું હરિ;
સુખમાં વ્યાપે ક્રોધ ને કામ દુઃખમાં સાંભરે કેશવરામ.

વલણ

રામ સાંભરે વૈરાગ્યથી, ઋષિ જ્ઞાનઘોડે ચઢયા,
વિચાર કરતાં ગામ આવ્યું, ધામ દેખી ભુલા પડયા.

---

૪૩

ઢાળ

ઠામ ભૂલ્યો પણ ગ્રામ નિશ્ચે, ધામ કોઇ ધનવંતનાં;
એ ભવનમાં વસતા હશે, જેણે સેવ્યાં ચરણ ભગવંતનાં
એવું વિચારી વિપ્ર વળિયો, બધું નગર અવલોકન કરી;
ઋષિ ઇચ્છા આણી સર્વ જોતા, તે ભવન પાછળ ફેરા ફરી.
પછી સુદામો પડયા સાંસામાં, વિચાર કરે વેગળા જઇ;
આ ભવન કોણે કર્યાં હશે, પર્ણકુટી મારી કયાં ગઇ.
એ વિશ્વકર્મા રચી રચના, મનુષ્ય પામર શું કરે;
કુટુંબ મ્હારૂં કયાં ગયું, ઋષિ વામ દક્ષિણ ફેરા ફરે.
જોઈ સુદામે નિશ્વાસ મૂકયો, કોઇ છત્રપતિનાં ઘર થયાં;
આશ્રમ ગયાનું દુઃખ નથી, પણ બાળક મ્હારાં કયાં ગયાં.

હોમશાળા રૂદ્રાક્ષ માળા, મારી પત્રકુશની સાહડી;
ગોપીચંદન સન્માર્જની ગઇ, વિપત્ય આવડી કેમ પડી.
પવન પ્રાશીને ભરીયે પેટ, નીચ પુરૂષની કરીએ વેઠ;
કાષ્ઠ કે તૃણનો વિક્રય કરી, અથવા પર ઘેર પાણી ભરી.
અથવા વિષ પીને પોઢીએ, પણ મિત્રકને કર નવ ઓઢિયે;
અજાચક વ્રત મૂકયું આજ, ખોઇ લાખ ટકાની લાજ.
દામોદરે મ્હને કીધી દયા, મુળગા મારા તાંદુલ ગયા;
કૃપણને ધન હોયે ઘણું, એને નગર છે સોના તણું;
એને આપતાં શું ઓછું થાત, હું દુર્બળની ભાવઠ જાત.
સામા મળી મને ભેટયા હરિ, પાત્ર પખાળીને પૂજા કરી;
આસન વ્યંજન ભોજન ભલું, મુજ રાંકને કોણ કરે એટલું.
એ સર્વ ધૂર્ત કપટીની સેવા, લટપટ કરી મારા તાંદુલ લેવા;
જેનું લે તેનો નવ રાખે ભાર, હરિને નિંદુ તો મને ધિક્કાર.
જો ભાજીપત્રનો કીધો આહાર, તો વિદુર તર્યો સંસાર;
કૃપા કરી મને જગદાધાર, પણ મ્હારૂં કર્મ કઠોર અપાર.
તુટી સરખી ઝુપડી ને, લુંટી સરખી નાર;
સડયાં સરખાં છોકરાં, નવ મળ્યાં બીજી વાર.
સંકલ્પ વિકલ્પ કોટી કરતા, ઋષિ આવાગમન હિંડોળે ચઢયા;
બારીએ બેસી પંથ જોતાં, નિજ કંથ સ્ત્રીની દષ્ટે પડયા.
સાહેલી એક સહસ્ર લઇને, સતી ગઇ પતિને તેડવા;
જળઝારી ભરીને વારી જાયે, જાણે હસ્તિની કળશ રેડવા.
સાહેલી સહુ વીંટી વળી, પદ્મિની લાગી પાય;
પૂજા કરીને પાલવ ગ્રહ્યો, તવ ઋષિજી નાઠા જાય.
ઋષિપત્ની કહે સ્વામી મારા, ત્હમે રખે દેતા શાપ;
દારિદ્રય ગયાં નવાં ઘર થયાં, શ્રી કૃષ્ણ ચરણ પ્રતાપ.
એવું કહી કર ગ્રહીને ચાલી, તું સાંભળ પરીક્ષિત ભૂપ;
સુદામો પેઠા પોળમાં, થયું કૃષ્ણ સરખું રૂપ.

( રાગ ધનાશ્રી )

નિજ મંદિર સુદામો ગયા, તતક્ષણ કૃષ્ણજી સરખા થયા;
દંપતી રાજ્ય શોભાએ ભર્યાં, શ્રીકૃષ્ણે દુઃખ દોહલાં હર્યાં.

---

# દમયંતીવર્ણન ૧

૪૪

( રાગ આશાવરી )

નારદનાં વચન સુણી, બોલ્યા નૈષધધણી;
ભીમકતણી કુંવરી છે, કેહેવી પુટડી રે.

ઢાળ

પુટડી કેહેવી દમયંતી, કહો તેહેનું વિખાણ;
નારદ કહેરે સાંભળો, વીરસેન સુત સુજાણ.
ગુણ ચાલને ચાતુરી, અદ્દભુત સુંદર વેશ;
તેહને હું કેમ વર્ણવું, વર્ણવી ન શકે શેષ.
બુદ્ધિ પ્રમાણે માનનીનું, કરૂં છું વરણન;
જ્યમ સાગરમાંથી ચાંચ જળની, ભરે પક્ષીજંન.
દમયંતીનો ચોટલો, દેખી અતી સોહાગ;
અભિમાન મુકી લજ્જા આણી, પાતાલ પેઠો નાગ.
ભીમક સુતાનું વદન સુધાકર, દેખીને શોભાય;
ચંદ્રમા તો ક્ષીણ પામી, આભમાં સંતાય.
સૃષ્ટિ કરતાં બ્રહ્માજીએ, ભર્યું તેજનું પાત્ર;
તે તેજનું પ્રજાપતિયે ઘડયું, દમયંતીનું ગાત્ર.

તેમાંથી કાંઇ શેષ વાધ્યું, ઘડતાં એરો પડીઓ;
બ્રહ્માએ એકઠું કરીને, તેનો ચંદ્રમા ઘડીયો. ૮
નળ કહે નારદને, એ વખાણ ભાવ ન પહોંતો;
દમયંતી હમણાં અવતરી, ચંદ્ર પહેલો નહોતો? ૯
નારદ કહે બ્રહ્માજીએ, સહુ પહેલી ઘડીને રાખી;
પણ પૃથ્વીમાં અવતારી નહીં, ભરથાર એવા પાખી. ૧૦
વિરંચિયે વૈદર્ભી નાંખી, ઉદય હવડે પામી;
તે જો અહીંયાં અવતરી, નિર્મ્યો હશે કો સ્વામી. ૧૧
નળ કહે આગળ વિસ્તારો, એ ભેદ મેં સાંભળીયો;
ચંદ્ર પહેલી ચતુરા, સંદેહ મનનો ટળીઓ. ૧૨
નારદ કહે સાંભળો રાજા, મીનને મધુકર;
નેત્ર ભ્રકુટી દેખીને, જળ કમળ કીધાં ઘર. ૧૩
નાસિકા વેસર દેખીને, કળાધરને કીર;
તેણે અરણ્ય પર્વત સેવિયા, ધારી શકયા નહી ધીર. ૧૪
દમયંતીના અધર દેખી, પેટ વધ્યું પ્રવાળી;
એ કામનીનો કંઠ સાંભળી, કોકીલા થઇ કાળી. ૧૫
રસના વાણી સાંભળી, સરસ્વતીને આવ્યો વૈરાગ;
કુંવારી પોતે રહી, સંસાર કીધો ત્યાગ. ૧૬
દંત દેખી દાડમ ફાટયું, કપોત સંતાડે મ્હોંને;
તે નાદ કરતો ફરે વનમાં, કહે દુઃખ કહું હું કોને. ૧૭
દમયંતીનાં કુચ દેખી, હાર્યું કુંજર કુળ;
તે હીંડતાં ચાલતાં હાથી, માથે ઘાલે ધુળ. ૧૮
હસ્ત કમળથી કમળ હાર્યું, જળમાં કીધું ઘર;
ઉદર દેખી દમયંતીનું, સુકાયું સરોવર. ૧૯

### વલણ

સરોવર સુકાયું સાંભળી, નળ રાય મનમાં રંજયા;
દમયંતીની જંઘા દેખી, કેળ રહી કાકવંધ્યા.

( નળાખ્યાન )

# દમયંતીવર્ણન ૨

૪૫

( રાગ સામેરી )

દમયંતી છે દોષરહીતા, તેના ગુણુની ગાઉં ગીતા;
નારદજી વાચક એમ બોલે, નહિ ઉપમા તારુણીની તોલે.
દમયંતી છે દોષ રહીતા, તેના ગુણુની ગાઉં ગીતા. ટેક. ૧
જોઇ ભીમક સુતાની કટી, સિંહની જાત વનમાં ઘટી;
હંસને પણ થઇ ચટપટી,, ચાલ્ય ગોરીની આગળ મટી. દમયંતી૦ ૨
રામા અંગની રોમાવલી, વનસ્પતી હવે મરે છે બળી;
તેનાં વસ્ત્ર રહ્યાં ઝળહળી, દેખી આભમાં પેસે વીજળી. દમયંતી૦ ૩
પગપાનીથી હાર્યો અળતો, રહે અબળાને પાયે લળતો;
નેપુરનો નાદ સાંભળતો, રહે ગાંધર્વનો સાથ બળતો. દમયંતી૦ ૪
વરણુથી ચંપક નવ ભજીઓ, માટેં મધુકરે તેને તજીઓ;
એવું રૂપ બ્રહ્માએ સરજીયું, બીજું કોઇ નથી નીપજીયું. દમયંતી૦ ૫
હવે શણુગાર વખાણું સોળ, મંજન ચીર હાર તંબોળ;
ઉઠે સુગંધના કલ્લોલ, અંગે અરગજાના રોળ. દમયંતી૦ ૬
શીશફૂલ રત્ન રાખડી, શોભે ભ્રમરમાં ચુની જડી;
ગોફણો રહયો અંગશું અડી, કટિમેખલાશું પડે વઢી. દમયંતી૦ ૭
ગળુ બંધ કંઠે નવરંગ, મુક્તાહાર છે બે સંગ;
શકે ગિરિ કરીને ભંગ, સ્તન મધ્યે વહેછે ગંગ. દમયંતી૦ ૮
વાયે ઓઢણી રહી છે ઉડી, ખળકે કંકણુ ને કર ચુડી;
રૂપે રતી તો સંભ્રમે બુડી, એવી કોઇ મળે નહિ રુડી. દમયંતી૦ ૯
વાજે નેપુર કેરો ઝણુકો, અંગુઠે અણુવટનો ઠણુકો;
અંગુલિએ વિંછવાનો રણુકો, બોલે મધુર ઝાંઝરિનો ઝણુકો.
દમયંતી૦ ૧૦

દોહરો

ચાલ્યો અંગદ ચોંપથી, મુખ જપતો શ્રી રામ;
પોતે આવ્યો પાંશરો, જ્યાં રાવણનું ધામ.

છપ્પો

પ્રતિહાર—
પેસી ન શકે પવન, ભવન ઉભો રહે ઇંદર;
સુર સૌ સેવા સજે, ચાકરીમાં રહે ચંદર.
સ્વર્ગ મૃત્યુ પાતાળ, આણ અવનિમાં જેની;
ઇશ સરીખા પાસ, રહે આજ્ઞામાં એની.
તું પશુ પોળે કયમ પરવરે, હજુ લગણ ધીરજ ધરૂં;
જારે જ્યાંથી આવ્યો તિહાં, નહિતર કોટી કટકા કરૂં.

ઝુલણા છંદ

અંગદ—
હાથ દીઠા નથી હોંશ શું માહરા, ચોરટા તેહનો સ્વાદ ચાખે;
સત્ય કહે રે અલ્યા કેમ બેઠો અહીં, કો તણાં ઝુંપડાં રીઝી રાખે?

પ્રતિહાર—
લંક શોભા તે લંગુર તું શું લહે, ચિંતામણી ચંદ્ર ચોપાસ ચળકે;
ઇંદ્રજીત ઉપમા પુછ તું ઇંદ્રને, શૂરપણું સાંભળી શેષ સળકે.

અંગદ—
લંક લીલા જ લંગૂર લખ લૂંટશે, મેલ મૂરખ મન માન મટકાં;
ઇંદ્રજીત ઉપમા પુન્ય પરવારિયું, ચાર દિવસ તણાં ચોળ ચટકાં.
દશમુખ શીશ દશરથસુત છેદશે, લૂંટી લેશે તારાં લાખ લટકાં;
રામ પરતાપથી કામ એતો કરૂં, કુંભકર્ણ તણા કોડ કટકા.
શેલશું ખેલશું રેલશું નગરમાં, દેશ બધામાં તે દાખું દુંડી;
તાહરે મન અલ્યા લંકપતિ છત્રપતિ, મ્હારે મન લંકપતિ એક હુંડી.

છપ્પા

પોકારી પ્રતિહાર, ધીર ઉપર તે ધાયો;
દીધી ગાળ દશવીશ, પુંછ શત્રુએ સાહ્યો.

કવિત

પ્રતિહારે દીધી ગાળ, અંગદને ઉઠી ઝાળ;
ઉઠયો ત્યાંથી તત્કાળ, દાબે દાંત કડીંને.
બે ચારેક ભરી ફાળ, કૃતાંત સરીખો કાળ;
પકડયો ત્યાં પ્રતિહાર, મોહોકમ દીધો માર.
કહ્યું કે શી વાર, લીધાં પાંચ માથાં મરડીને;
કર્યાં લોટ પોટ સહુ, ધીર પણે ધાઇને.
બેઠા જહાં લંકાધીશ, હુદેમાંહી રાખી રીશ;
પાંતરીશ શીશ ઉભો, સભા માંહી સાહીને.

છપ્પા

ગઢ લંકા ઘેર ઘેર, વાત વાયુવત વાધી;
ચઢયું રામનું સેન, લંક લુંટાણી આધી.
કહે હણ્યો કુંભકરણ, કહે રાવણ રણ રોળ્યો;
ઇંદ્રજીત અજીત, તેહ ચાંચડવત ચોળ્યો.
ફટ ફટરે રાક્ષસ રાવણા, સતી સીતા શાને હરી;
શામળનો સ્વામી કોપીઓ, કનક લંક લોહની કરી.

ઝુલણા છંદ

અંગદ—
પુછ કરતાં ઘડી પાંચ પૂરણ થઇ, બોલતા શે નથી કર્મ ફૂટયા;
અંગદ કહે ઉત્તર શેં નથી આપતા, સર્વના આંખ કે કાન ફૂટયા.

રાવણ—
કોણ તુજ નામ ને ગામ ને ઠામ કહે, કામ કેશું પશુ છે ભૂપ સાથે;
કોણનો મોકલ્યો અહીં લગી આવીયો, આભ બધો ભરે બાંહ્ય બાથે.

અંગદ—
વાલીનો પુત્ર ઘરસૂત્ર શુભ પર્વતે, નામ અંગદ મ્હારૂં હરખ એવા;
શરણ રહું છું રઘુનાથના ચરણને, દેવનો દેવ અધિદેવ દેવા.
ધુમ્રપાને કરી ધ્યાન જોગી ધરે, ઇંદ્ર બ્રહ્મા કરે ઇશ સેવા;
તે તણી નારને તસ્કરી લાવીયો, લંક લગી આવીયો સુધ લેવા.

દોહરા

રાવણ—
વઢવા આવ્યો વાંદરા, તો તે કરીયે પેર;
જા મુકું છું જીવતો, ઘણી દયાથી ઘેર.

ઝુલણા છંદ

અંગદા અંગમાં શેં તું સમજે નહિ, કુખ કાયર તણી તુંજ આવ્યો;
કપુત વાલી તણા કુળ વિષે અવતર્યો, કે અલ્પા નીચનું થાન ધાવ્યો.
શત કટકા કર્યો તાત ત્હારા તણા, તે તણી ભક્તિમાં ભૂર ભાવ્યો;
વાંદરા સર્વનો ઘાટ ઘડાવવા, લખવશા લખમણો આંહી લાવ્યો.

અંગદ—
અજ્ઞ પાષાણને પ્રીછવું કેટલું, જેહમાં ગુણ નહિ જ્ઞાન જ્ઞાતા;
વીશ છે નેત્ર પણ અંધ તું તો થયો, સાધતો શેં નથી ચિત્તશાતા.
જે કરે જેહવું ભાગ્ય તે ભોગવે, તે ત્હમે દેખશો ધંધ ધાતા;
વાલી કુંઠપદ પામીયો પ્રીતથી, રામ મુક્તિપદ દિવ્ય દાતા.

રાવણ—
કાપડી વેષ ધરી વન વિષે જે ફરે, શીશ જટાધરે સંગ સારો;
સીતાની સુધ નવ માસ નીરખી નહિ, આજ સાગર તણો દીઠો આરો.

લાવિયો રીંછ લંગૂર લખ કોટિધા, માનવી મૂળ મુખવાસ મ્હારો;
લંકપતિ છત્રપતિ રાય રાવણ થકી, રાઢમાં જીતશે રામ ત્હારો.

અંગદ—
એક કિંકર અહીં આવશે રામનો, તે નહિ ત્હારો બોલ સાંખે;
તાત મ્હારા તણી કીર્તિનો તું કવિ, હું ખરું બોલ છે ભુંડ ભાખે.
અન્યને તો ઓશિયાળ શી ત્હારી, જો ઘડી એકમાં જોર ઝાંખે;
લંકપર લંક એ અંક એકે ભરી, નિમિષમાં નિધિતણે નીર નાંખે.

રાવણ—
કહે દશાનન સુણો વાલીના દીકરા, પ્રીત સંભાળી કર પેર પુંઠી;
રામ ઉપર ત્હને હેત કેમ ઉપજે, તાતને મારિયો કાલ કુટી.
પંડ પાળે ત્હારૂં વેર વાળે નહિ, પેટની વેઠમાં વાટ ઉઠી;
કર ઇહાં ચાકરી બાંધ ત્યાં બાકરી, રામ શું રાઢ કર આવ્ય રૂડી.

અંગદ—
બુદ્ધિ બળહીણ તું ક્ષીણ આયુષ્ય થયો, રાવણા મૂઢ મુખ શું જ ભાખું;
રાજ મહારાજ અધિરાજ રઘુવર તણાં, દરશનો દિવ્ય હું નિત્ય દાખું.
એહ અમૃત રસ ખાણ પૂર પ્રેમની, તે તજી ઝેર નહિ ચિત્ત ચાખું;
સ્વામી શામળ તણા ચરણ પરતાપથી, તુજ સમા કિંકરા કોડ રાખું.

છપ્પા

રાવણ—
મૂરખ મૂઢ અજાણ, જૂઠ બોલે કયમ ઝાઝું;
કોણ ગણતીમાં રામ, લવરી સુણતાં હું લાજું.
કોઠ બીલાં ખાનાર, લંગુરાં કોટિક લાવ્યો;
વાઘણ કેરાં દૂધ, લેવા મણિધર આવ્યો.
વળી તારૂણી મારી તાડિકા, તે પ્રાક્રમ દીઠું તમો;
વળી હોય પરાક્રમ રામનું, કહે કિંકર સુણીએ અમો.

झुलणा छंद

अंगद—
ત્ર્યંબક જ્યાં તોડિયો માન તુજ મોડિયો, છોડિયો ત્યાં ત્હને ધર્મ ધાર્યો;
દુશ્મન જે રાખિયો કાખમાં, પલક એક પાખમાં હોડ હાર્યો.
કોટિ રાક્ષસ હણ્યા ભય ત્હેના નવ ગણ્યા, વેદ ભણિયા હવે ત્હારો વારો;
મારવો રંકને લુંટવી લંકને, પાપથી ઓસરે રામ મ્હારો.

રાવણ—
માનવી માનવી સંઘરે છે સહુ, માંકડા સાથ મન એનું મોહ્યું;
નાનપણ માંહ્યથી નામ કાઢ્યું જુઓ, પરવાર્યાં પુર થકી રાજ ખોયું.
ક્ષત્રિવટ ખોઇને જોગ જટા ધરી, શરમને કરમને ધરમ ખોયું;
મંત્રી તુજ સરખા પ્રાક્રમી પારખ્યા, રાવણે રામનું જોર જોયું.

અંગદ—
મંત્રી તો પુન્યવંતા પૂરણ, ઘેર એહા લખ લુંટે છે;
અભાગિયો અકર્મી અંગદ, રત્ન પથ્થરશું કુટે છે.

છપ્પા

મુજને તુજ પર હેત, એહ રાખી નહિ ખીજું;
આપણ બન્ને ભ્રાત, બતાવું કારણ બીજું.
જો વાલી તાત છે આપણો, છૈયે સહોદર સુખમાં;
તુજને રાખ્યોતો કાખમાં, મુજને રાખ્યો કુખમાં.

રાવણ—
વાલી સરખા ક્રોડ, ચરણ મ્હારા ચાંપે છે;
સુગ્રીવ સરખા લાખ, કૃત્ય દેખી કાંપે છે.
ઇંદ્રઆદિ સુરસાથ, હાથ જોડે જન ઝાઝા;
નથી સુણ્યો ત્હેં કાન, રિદ્ધિપતિ રાવણ રાજા.
ડોલાવું દશ દિગપાળને, સળકાવું ત્રે ધામને;
તું અલ્પબુદ્ધિ સમજે નહિ, રહ્યો વખાણે રામને.

અવૈયો ગાંસો

રાંક જાત તે રત્ન શું ઓળખે, આખર ચેતન ચાકરનો;
ગરીબતણે ઘેર પેટ ભરે તે, ઠાઠ શું જાણે ઠાકરનો.
મેરૂતણો મહિમા નવ દીઠો, કરે વખાણ તે કાંકરનો;
આખરની ખીલોડી અંગદ, સ્વાદ શું જાણે સાકરનો.

કવિત

અંગદ—
માન કહ્યું મૂઢમતિ, જ્ઞાનહીન ગંડ-ગતિ;
શાપ દીધો સીતા સતી, પડયો પાપ પાશમાં.
મોકલ્યો કાસદ કામ, હુકમ ન દીધો રામ;
નૈ તો વાસું ઠામ ઠામ, વાંદરા આ વાસમાં.
હૃદે નથી રહેતી રીસ, તોડી નાખું તારૂં શીશ;
ભાંગુ ભુજા વીશ હજુ, હેત રાખું હોંશમાં.
ભલપણે ભાખું ભાખ, શાસ્ત્ર તણી દેઉં શાખ;
ઇંદ્રજીત જેવા લાખ, ઉડાડું આકાશમાં.

---

૮૦

# રાવણ મંદોદરી સંવાદ

ઝુલણા છંદ

મંદોદરીઃ—
ધીર મહાવીર બે, ની અર્ણવતણાં, તીર દળ ઉતર્યાં દેઇ ડંકા;
કહે સતી સુણ પતિ, દુર્મતિ માહારા, ભૂમિ ભારે ઘણી ભયે ભંકા.
સતી સંતાપ મહાપાપની છાપ છે, ત્રણ્ય શીર તાહરે વેદ વંકા;
ઇશ અળગા હવે શીશ તારા થકે, લખવસા લખમણે લુંટી લંકા.

રાવણઃ—

વેઠ ઉઠી વનિતા તારી વાતમાં, પાનિએ બુદ્ધિએ જોર તારૂં;
શું કરૂં પ્યારી છે તું ઘણી પ્રેમદા, અન્ય કો હોય તો ઠાર મારૂં.
રીંછડાં વાનરાં માંકડાં મેલીયાં, જુદ્ધ જીત્યા તણું સેન સારૂં;
દેવ દાનવ સહુ સેવ આપે કરે, છેક છોરા થકો હુંજ હારૂં.

મંદોદરીઃ—

નાશ કાળે તારી બુદ્ધિ વિપરીત થઇ, સીત સામું કરી દષ્ટિ જોયું;
હુંશ થઇ વાઘનાં, દૂધને દેહની, મોંતની ઘુઘરી ધ્યાન ધોયું.
અમૃતીખાણુ જાણી હરી એહને, વિષ હલાહલ બીજ બોયું;
કહે છે મંદોદરી લાભ શો કાઢીયો, ચોકડી ચૌદનું રાજ ખોયું.

રાવણઃ—

અવધ્ય ઉજડ કરૂં અહીંથી જો પરવરૂં, એટલી આય ધરૂં જોર ઝાઝું;
કુખ કાયરતણી નારી તું અવતરી, મેલ લવરી પરી હુંજ લાજું.
અતળ ઉપર કરૂં સ્વર્ગ આણું તળે, ખંડ નવ ભૂમિનો ભાર ભાજું;
રામલક્ષ્મણુ બેહુ બાળ બે બળ કશું, દળ પશુ દેખતાં દેહ દાઝું.

મંદોદરીઃ—

બીજ કે ત્રીજ પણ કહું તને કંથજી, આપ્ય એ વનિતા માન્ય ઘાટે;
સુમનની સેજમાં તેજ ત્રિલોકનું, હોંશથી ખીંચિયે ખાંતે ખાટે.
માળીયાં, જાળીયાં, ગોખ અટાળીયાં, દ્રવ્ય જાશે બધું બારે વાટે;
સાઠ હજાર શણગાર શ્યામા તણા, ઉતરે એક હરી સીત માટે.

રાવણઃ—

સાત અરણુવ તણાં નીર શોષું અમો, ભૂમિ નવખંડનો ભાર પીજે;
ખંડ નવ નૃપતણાં માન મોડું અમો, રામની ભીતિથી સીત દીજે.
લુણહરામ કર તું કયમ માહરૂં, રામ લખમણુ સારૂ શીદ તાણે;
માંકડાં, રાંકડાં, રીંછડાં વાંદરાં, તે તણા સેનને શું વખાણે.
દીઠા નથી હાથ એણે દશાનન તણા, ત્યાં લગી મોજ મન સાથ માણે;
કુંક મારી થકી પહાણુ ફાટે ઘણા, એહ અભિમાન તે શુંજ જાણે.

મંદોદરી:—

લંકપુર પરવરી સીત એ સુંદરી, ત્યારથી પાપ વરસાદ વૂઠયો;
તે તણાં કરષણાં ઉગીયાં તે જુઓ, નાઠેથી નરપતિ નહિરે છૂટો.
વાત વિપરીત થઇ સર્વ સમૃદ્ધિ ગઇ, રાજ મહારાજ શ્રીરામ રૂઠયો;
કહે છે મંદોદરી સોંપ એ સુંદરી, નહિતરે કંથજી કાળ ખૂટયો.
સીત હરિ આવિયો રોગ ક્ષય લાવિયો, ભાવિયો નહિ ભલો ચિત્ત ચાળો;
કામ અતિઅંધ દશકંધ આપે થયો, ધંધામાં ધ્યાન તે બુદ્ધિ બાળો.
સીત દ્યો તો પછે ભીત શી રીતની, પ્રીતથી પરવરો પંથ પાળો;
કંથ તુજ કારણે જાઉં વિધ વારણે, બારણે કળકળ્યો કાગ કાળો.

રાવણ:—

ભાઇ ભુંડો થયો તેમ તું ભામિની, કથન સંભળાવિયાં કુડ કર્ણે;
માર ખાઇ મારા હાથનો તે ગયો, વળગિયો શત્રુને ચાહી ચરણે.
લડવું છે લંકમાં તે ઘણું દોહલું, આપ ઉડયો જશે તુચ્છ તરણે;
મહિપતિ કહે જો મંદોદરી તું બીહે, સ્વામિ શામળ તમે જાઓ શરણે.

મંદોદરી:—

સ્વામીજી આગળે સત્ય બોલું અમો, ગાળ દેશો ઘણી વીધ વાંશે;
વિભીષણ ભ્રાત મળિયો રઘુનાથને, નાથ અનાથનો ચિત્ત ચહાશે.
લંક લુંટાવશે એહ આગળ રહી, ખાંતે અમૃત ઘણું એહ ખાશે;
ગ્રહસમ તેહના વાંકા તમ દેહના, લંકનો અધિપતિ એહ થાશે.

છપ્પા

રાવણ:—

શી મુરખને શીખ, કશી ઘેલાને ગોષ્ટિ,
કશી કૃપણને કીરતી, કશી વેરીશું વૃષ્ટિ;
શી સજ્જનશું રાડ, કશી રાંકોશું રૂઠી,
શું નગરાને જ્ઞાન, પ્રીત ત્યાં શાની પુંઠી.

વળી વાત કશી વનિતા તણી, મોટા જન ક્યમ માનીયે,
કવિ શામળ કહે શાણી ઘણી, પણ પ્રમદા બુદ્ધિ પાનિયે.

મંદોદરી:—

ગોખરૂ મૂળે હાથ, ઘણે હેતેથી ઘાલ્યો,
મણિધર કેરી મણી, મહીપત લેવા મહાલ્યો;
દાવાનળ ધરી દેહ, તાડથી પડીને જીવવું,
શિંગડીઓ વછનાગ, ઝેર હળાહળ પીવું;
રાણા રાવણ ત્યમ રામશું, અકલ ફેલાવે આડિયો,
તેં માગી લીધું મોત, ને સુતો સિંહ જગાડિયો.

રાવણ:—

મેરૂ શિખર પર ચડે, કદી પાતાળે પેસે,
જાય સિંધુને શરણ, સૂર્યમંડળ જઇ બેસે;
છેક જ થાયે રંક, કે લક્ષ લોકોને લુંટે,
આયુરદા ઘડી એક, વધે નહિ કે નવ ખૂટે;
લલાટ લખેલ ટળે નહીં, તો નીચ થઇ નમવું કશું,
ગુણવંતી તુજને ગમ નહીં, એક હાણ બીજું હસું.

મંદોદરી:—

જોબનમદ જરમદ, અહંપદ ધરે અલેખે,
કામાતુર નર અંધ, તેહ પણ આંખ ન દેખે;
સ્વજનમદ મદચૂર, મૂર્ખ જન મમતી મોટા,
સાચા જે પ્રતિબોધ, તેહને સર્વે ખોટા;
જે આખર આવ્યો આંકનો, કોનો ટાળ્યો ક્યમ ટળે;
અંધો નીત્યે અથડાય છે, ત્યારપછી પાછો વળે.

રાવણ:—

કહે તું વાર કરોડ, શીખ માનું નહિ માઠી,
કાંગડું કણ ન રંધાય, ક્રોડ મણ બાળે કાઠી;
માંખણ નાવે મેળ, વરસ સો વલુવે પાણી,

પથર ઉપર જ્યમ નીર, અધિક શી કહું એંધાણી;
તને કામની ક્રોડ વસા કહું, મૂક વનિતા વારવું;
રાવણને જઇ રણ જંગમાં, રામ થકી નથી હારવું.

મંદોદરી:—

સુમન તણી શુભ સેજ, હેમ હીંચોળા ખાટો,
ચિંતામણિની ખાણ, રત્ન પરવાળી પાટચો;
માગ્યા વરસે મેહ, છે ખટઋતુની છાપે,
અશોક સરીખું વન, અલખત ભોગવિયે આપે;
વળી નવે નિધને રીધ સીધ, સમૃદ્ધ જોતામાં જાશે,
મંદોદરી કહે માને નહીં, ધને તો ધુળધાણી થશે.

રાવણ:—

નિશ્ચે નિંદે વિપ્ર, વંશ તો જરૂર જાએ,
કપટ સહિત વ્યાપાર, તહાં દેવાળું થાયે;
કાયરમાં રહે શૂર, કોઇ વેળાએ નાસે,
રૂડી ભુંડી ખુશબોઇ, પટ્ટ બેસે રહે પાસે;
જે ઘેર ચલણ તરૂણી તણું, કામિનીનું જ કર્યું કરે;
ગધંવ જાણો તે ગૃહસ્થને, આખર અર્થ નહિ સરે.

મંદોદરી:—

પ્રમદા તેજ પ્રધાન, પ્રીત પ્રમદાની પ્રોઢી,
પ્રમદાથી શોભે પુરૂષ, કહે નરનારી સાથે જોડી;
પ્રમદાથી ઘરસૂત્ર, પુત્ર પ્રમદાથી પામે,
અર્ધાંગા પુણ્ય ભાગી, દુઃખ વનિતાથી વામે;
ઘરછિ ટળે ઘરણીથકી, માન આધિક મહિમા મળે,
શુભ ઇચ્છે સ્વામી તણું, અંતે પણ ભેગી બળે.

રાવણ:—

કુળ રૂડે કન્યાય, ધણી બીજો નહિ ધારે,
સિંહતણી સોબત, મલે નહિ વારે વારે;

શાહ પુરૂષના બોલ, જેમ બોલ્યા તે બોલ્યા,
હાથી કેરા દાંત, જેહ ખોલ્યા તે ખોલ્યા;
મહિપતિ કહે સુણ મંદોદરી, રાવણ રાડ લીધી સહી,
નવ આપે નારી જે હરી, હઠીલો હઠ મૂકે નહીં.

મંદોદરી:—
નમે સુકુળની નારી, નમે ફળ ફુલ વેલી,
નમે સતપુરૂષ સાથ, નમે સરિતા રસરેલી;
કદી નમે નહિ કાઠ, ન નમે હીન કુલય કામી,
નમે નહીં કો નીચ, હઠિલો જેહ હરામી;
વળી નમે શ્રીરામ સરિખડા, જેણે ધર્મ ધારિયું;
પણ નમે ન રાવણ નરપતિ, જેનું પુણ્ય પરવારિયું.

રાવણ:—
બેશિ રહે બુદ્ધિહીણ, તોલ તારૂં તું તજાવે,
પ્રકટી કાયર રૂખ, લુણ મુજ ખાઇ લજાવે;
કરે તું વૈરી વખાણ, કરે છે વપુને વહાલો,
કરે લવરી લખવાર, કુંવર કંથ જાણી કાલો;
તુજને પુછી લાવ્યો નથી, યુવતી રણ રાવણ ચડે,
તું બેશ માનની માળિયે, કંથ તારો કેવો લડે.

---

## બ્રહ્માનંદ

### ૮૧

આ તન રંગ પતંગ સરીખું, જાતાં વાર ન લાગેજી;
અસંખ્ય ગયા ધન સંપતિ મેલી, તારી નજરો આગેજી.
અંગે તેલ ફુલેલ લગાવે, માથે છોગાં ઘાલેજી;
જોબન ધનનું જોર જણાવે, છાતી કાઢી ચાલેજી.

જેમ ઉંદરડે દારૂ પીધો, મસ્તાનો થઇ ડોલેજી;
મગરૂરીમાં અંગ મરોડે, જેમ તેમ મુખથી બોલેજી.
મનમાં જાણે મુજ સરીખો, રસીયો નહી કોઇ રાગીજી;
બહાર તાકી રહી બીલાડી, લેતાં વાર ન લાગીજી.
આજ કાલમાં હું તું કરતાં, જમડા પકડી જાશેજી;
બ્રહ્માનંદ કહે ચેત અજ્ઞાની, અંત ફજેતી થાશેજી.

---

૮૨

ટેક ન મેલે રે, તે મરદ ખરા જગમાંહી;
ત્રિવિધ તાપે રે, કહિ કહિ અંતર ડોલે નાહિ. ૧
નિધડક વરતે રે, દઢ ધીરજ મન ધારી;
કાળ કરમની રે, શંકા દેવે વિસારી. ૨
મોડું વહેલું રે, નિશ્ચે કરિ એક દિન મરવું;
જગસુખ સારૂં રે, કદી કાયર મન નવ કરવું. ૩
અંતર પડી રે, સમજીને સવળી આંટી;
માથું જાતાં રે, મેલે નહિ તે નર માંટી. ૪
કોઇની શંકા રે, મનમાં નવ ધારે;
બ્રહ્માનંદના રે, વાલાને પળ ન વિસારે. ૫

---

# દેવાનંદ

૮૩

પદ

કર પ્રભુ સંઘાથે દઢ પ્રીતડી રે, મરી જાવું મેલી ધન માલ;
અંતકાળે સગું નહિ કોઇનું રે—ટેક.

સંસ્કારે સંબંધી સર્વે મળ્યાં રે, એ છે જુઠી માયાકેરી જાળ— અં૦
મ્હારૂં મ્હારૂં કરીને ધન મેળવ્યું રે, તેમાં ત્હારૂં નથી
તલભાર— અં૦
સુખ સ્વપના જેવું છે સંસારનું રે, તેને જાતાં ન લાગે વાર— અં૦
માટે સેવજે તું સાચા સંતને રે, ત્હારા ટળશે ત્રિવિધિના
તાપ— અં૦
અતિ મોટા પુરૂષને આશરે રે, બળે પૂર્વ જન્મનાં પાપ— અં૦
એવું સમજીને ભજ ભગવાનને રે, સુખકારી સદા ઘનશ્યામ— અં૦
દેવાનંદનો વ્હાલો દુઃખ કાપશે રે, મનવાંછિત પૂરણ કામ— અં૦

---

૮૪

કાયા માયા કુડી રે, રાખી તારી રહેશે નહી,
જો તે તું વિચારી રે, ઘેલા કેમ અકલ ગઈ. કાયા—ટેક.
નંદ રાજાને અળગળ નાણું, ભરી સંચ્યા ભંડાર;
કોડી અન્તે કામ ન આવી, જાતાં ન લાગી વાર;
ન ખાધી ન ખરચી રે, વેઠે મુઓ ભાર વહી.— કાયા.
રાવણ રિધ સિધ પુરણ પામ્યો, ઇન્દ્ર અધિક અભિમાન;
અજ્ઞાને અવરાણું અંતર, ભુલી ગયો પ્રભુ ભાન;
વાદળની છાયા રે, જોતાં જોતાં છેટે ગઇ.— કાયા.
ભજ ભગવાન માન તન મેલી, બેલી કર બળવીર,
લાલચ રાખે લક્ષ્મીવરની, ધરજે મનમાં ધીર;
અધમ ઉધારણ રે, અભેપદ આપે સહી.— કાયા.
મૃગજળ ભરવા મૂરખ માણસ, દોડે સૌ સંસાર;
વાત વિચારી પાછો વળજે, પામ્યા નહિ કોઇ પાર;
દેવાનંદ કહે દેખી રે, વિવેકની વાત કહી.— કાયા.

---

૮૫

પદ

( રાગ-જંગલો )

જનની જીવો રે ગોપીચંદની, પુત્રને પ્રેર્યો વૈરાગજી;
ઉપદેશ આપ્યો એણી પેરે, લાગ્યો સંસારીડો આગજી. જનની૦
ધન્ય ધન્ય માત રે ધ્રુવતણી, કહ્યાં કઠણ વચનજી;
રાજ સાજ સુખ પરહરી, વેગે ચાલીયા વનજી. જનની૦
ઉઠી ન શકે રે ઉંટીઓ, બહુ બોલાવ્યો બાજંદજી;
તેને રે દેખી ત્રાસ ઉપન્યો, લીધી ફકીરી છોડયો ફંદજી. જનની૦
ભલો રે ત્યાગ ભરથરી તણો, તજી સોળસેં નારજી;
મંદિર ઝરૂખા મેલી કરી, આસન કીધલાં બહારજી. જનની૦
એ વૈરાગવંતને જાવું વારણે, બીજા ગયા રે અનેકજી;
ભલા રે ભુંડા અવની ઉપરે, ગણતાં ના આવે છેકજી. જનની૦
કયાં ગયું કુળ રાવણુતણું, સગરસુત સાઠ હજારજી:
ન રહ્યું તે નાણું રાજા નંદનું, સર્વે સુપન વેવારજી. જનની૦
છત્રપતિ ચાલી ગયા, રાજ મૂકી રાજનજી;
દેવ દાનવ મુનિ માનવી, સવે જાણો સુપનજી. જનની૦
સમજી મૂકો તો સારૂં ઘણું, જરૂર મૂકાવશે જમજી;
નિષ્કુળાનંદ કહે નહિ મટે, સાચું કહી ખાઇ સમજી. જનની૦

---

૮૬

પદ

( રાગ—જંગલો )

જંગલ વસાવ્યું રે જોગિયે, તજી તનડાની આશજી;
વાત ન ગમે આ વિશ્વની, આઠે પહોર ઉદાસજી. જંગલ૦

સેજ પલંગે રે પોઢતા, મંદિર ઝરૂખા માંયજી;
તેને નહિ તૃણ સાથરો, રહેતા તરૂતળ છાંયજી. જંગલ૦
શાલ દુશાલા ઓઢતા, ઝીણા જરકશી જામજી;
તેણે રે રાખી કંથા ગોદડી, સહે શિર શીત ઘામજી. જંગલ૦
ભાવતાં ભોજન જમતા, અનેક વિધિનાં અન્નજી;
તેણે રે માગવા લાગ્યા ટુકડા, ભિક્ષા ભવને ભવનજી. જંગલ૦
હાજી કહેતાં હજારો ઉઠતા, ચાલતા લશ્કર લાવજી;
તે નર ચાલ્યા રે એકલા, નહીં પેંજાર પાયજી. જંગલ૦
રહો તો રાજા રસોઇ કરૂં, જમતા જાઓ જોગીરાજજી;
ખીર નીપજાવું ક્ષણ એકમાં, તે તો ભિક્ષાને કાજજી. જંગલ૦
આહાર કારણ ઉભો રહે, એકની કરી આશજી;
તે જોગી નહીં ભોગી જાણવો, અંતે થાય છે વિનાશજી. જંગલ૦
રાજ સાજ સુખ પરહરી, જે જન લેશે રે જોગજી;
તે ધન દારામાં નહીં ધસે, રોગસમ જાણે ભોગજી. જંગલ૦
ધન્ય તે ત્યાગ વૈરાગને, તજી તનડાની આશજી;
કુળ રે તજીને નિષ્કુળ થયા, તેનું કુળ અવિનાશજી. જંગલ૦

---

# મીઠો

## ૮૭

### મોરલીની અસર

( રાગ—માલવ )

સાંભળ સહીયર વાતડી, નૌતમ આસો માસ;
શરદ પુનમની રાતડી, ચંદ્ર ચડયો આકાશ. ૧
એવામાં હરિ આવીયા, વૃંદાવનને ચોક;
મોરલીમાં વેદ વજાડીયા, તે સુણીયા ત્રિલોક. ૨

અષ્ટકુળ પર્વત ડોલીયા, ડોલીયા નવ કુળ નાગ;
મોર બપૈયા બોલીયા, સાંભળતાં તે રાગ. ૩
જાતાં વળતાં થંભીઆં, નદીઓ કેરાં નીર;
વછને બાળ વલભીઆ, પીતાં પીતાં ખીર. ૪
ખગ મૃગ શ્રવણ ધરી રહ્યાં, તરણ ન વંદે ગાય;
ઠારે ઠાર ઠરી રહ્યાં, મુખ ચારો મુખમાંય. ૫
પવન રહ્યો મુરછાઇને, મુનિવર મુકયાં ધ્યાન;
વળી રહ્યાં વલભાઇને, વહેલાં ગગન વિમાન. ૬
વા નવ લે વન વેલડી, પ્રગટ થયાં ફળ ફૂલ;
વેંખાઇ નિકળી વણ બેલડી, અબળા સૌ ફળ શૂળ. ૭
મોહી મોરલીના તાનમાં, વ્યાકુળ થઇ વ્રિજનાર;
એકે એક નિશાનમાં, હીંડે હારો હાર. ૮
નાકે ઓગનીઆ આણીયા, નેપુર પહેર્યાં હાથ;
મોર શ્રવણમાં સમાણીઆ, કાંકણીયો પગ સાથ. ૯
સેંથે કાજળ સારીયાં, નયને સારીયાં સિંદુર;
સગાં કુટુંબ વીસારીયાં, સાગર સરિતા પુર. ૧૦
અવળાં આભરણ પહેરીયાં, અવળાં ઓઢયાં ચીર;
અવળાં ઓઢયાં લહેરીયાં, ભૂલી શૂદ્ધ શરીર. ૧૧

---

## પ્રીતમદાસ

### ૮૮

હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને;
પ્રથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને.
સુત વિત દારા શિશ સમરપે, તે પામે રસ પીવા જોને;
સિંધુમધ્યે મોતી લેવા, માંહિ પડયા મરજીવા જોને.

મરણ આગળે તે ભરે મૂઠી, દિલની દુગ્ધા વામે જોને;
તીરે ઉભો જુએ તમાસો, તે કોડી નવ પામે જોને.
પ્રેમ પંથ પાવકની જ્વાલા, ભાળી પાછા ભાગે જોને;
માંહી પડયા તે મહાસુખ માણે, દેખનારા દાઝે જોને.
માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહિ સ્હેલ જોને;
મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જોને.
રામ અમલમાં રાતા માતા, પુરા પ્રેમી પરખે જોને;
પ્રીતમના સ્વામીની લીલા, તે રજની દન નરખે જોને.

---

૮૯

પદ

સંત સમાગમ જે જન કરશે, તેને પ્રગટે પ્રેમ જોને;
જે ધાતુને પારસ પરશે, તે તો હોયે હેમ જોને.
કથીર કાંસુ હેમ ન હોયે, કોટી પારસ પરસે જોને;
શૂન્ય છીપ તે ઉપર નાવે, સો મણ સ્વાતિ વરસે જોને.
અચેતને ઉપદેશ ન લાગે, શિવ બ્રહ્મા સમજાવે જોને;
જેનાં અવળાં અંતઃકરણ, તેને સમજણ નાવે જોને.
કુબદ્ધિ કાળપ જેને હ્રદયે, તેને ન લાગે રંગ જોને;
અળદ ઉજળા કેમે ન થાયે, જઇ ઝબોળે ગંગ જોને.
કુસકા કુટેથી શું થાય, કણ ન જડે તેમાંથી જોને;
મંદ અભાગી મૂરખ નરને, સમજણ આવે કાંથી જોને.
પાપીને પરબોધ ન કરીયે, મૂન્ય ગ્રહીને રહીએ જોને;
કહે પ્રીતમ તુલસીદલ તોડી, પ્રેત ન પૂજવા જઇએ જોને.

---

## ૯૦

### કાફી

જેને રામ રાખે રે, ત્હેને કોણ મારી શકે;
અવર નહિ દેખું રે, બીજો કોઇ પ્રભુ પેખે— જેને૦
ચાહે અમીરને ભીખ મંગાવે, ને રંકને કરે રે રાય;
સ્થલને સ્થાનકે જલ ચલાવે, જલ સ્થાનક સ્થલ થાય,
તરણોનો તો મેરૂ રે, મેરૂનું તરૂણું કરી દાખવે— જેને૦
લીંભાડાથી બળતાં રાખ્યાં, મંઝારીનાં બાળ,
ટિટોડીનાં ઇંડાં ઉગાર્યાં, એવા છો રાજન રખવાળ,
અંત વેળા આવો રે, પ્રભુ ત્હમે ત્હેની તકે— જેને૦
બાણ તાણીને ઉભો પારધી, સીંચાણો કરે રે તકાવ,
પારધિને પગે સર્પ ડસ્યો, સીંચાણા શિર નહિ ઘાવ,
બાજ પડયો હેઠો રે, પંખી ઉડી ગયાં સુખે— જેને૦
ગજ કાતરણી લઇને બેઠા, હરજી દીન દયાળ,
વધે ઘટે તેને કરે બરાબર, સૌની લે સંભાળ,
ધણી તો ધીરાનો રે, હરિ તો મ્હારો હીંડે હેકે - જેને૦

---

## ૯૧

### પદ-કાફી

મન તુંહી તુહી બોલે રે, આ સુપના જેવું છે તન તાહરૂં;
અચાનક ઉડી જાશે રે, જેમ દેવતામાં દારૂ. ટેક.
ઝાકળ જળ પળમાં વળી જાશે, જેમ કાગળને પાણી;
કાયાવાડી ત્હારી એમ કરમાશે, થઇ જશે ધુળધાણી;
પાછળથી પસ્તાશે રે, મિથ્યા કરી મ્હારૂં મ્હારૂં— મન૦

કાચનો કુપ્પો કાયા ત્હારી, વણસતાં નહિ વાર;
જીવ કાયને સગાઇ કેટલી, મુકી ચાલે વન મોઝાર;
ફોગટ ફુલ્યા ફરવું રે, ઓચિંતું થાશે અંધારૂં— મન૦
જાયું તે તો સર્વ જાવાનું, ઉગરવાનો ઉધારો;
દેવ ગાંધર્વ રાક્ષસ ને માણુસ, સૌને મરણનો મારો;
આશાનો મ્હેલ ઉંચો રે, નીચું આ કાચું કારભારૂં— મન૦
ચંચળ ચિત્ત ચેતીને ચાલો, ઝાલો હરિનું નામ;
પરમારથ જે હાથે તે સાથે, ફેરો રહેવાનો વિશ્રામ;
ધીરા ધરાધરથી રે; નથી કોઇ રહેવાનું— મન૦

---

૯૨

કાફી

તરણા ઓથે ડુંગર રે, ડુંગર કોઇ દેખે નહીં;
અજાજુથ માંહે રે, સમરથ ગાજે સહી— તરણા. ટેક
સિંહ અજામાં કરે ગર્જના, કસ્તુરી મૃગ રાજન;
તલને ઓથે જેમ તેલ રહ્યું છે, કાષ્ઠમાં હુતાશન;
દધિ ઓથે ઘૃતજ રે, વસ્તુ એમ છુપી રહી.— તરણા૦
કોને કહું ને કોણ સાંભળશે, અગમ ખેલ અપાર;
અગમ કેરી ગમ નહિ રે, વાણ ન પહોંચે વિસ્તાર;
એક દેશ એવો રે, બુદ્ધિ થાકી રહે તહીં— તરણા૦
મન પવનની ગતિ ન પહોંચે, છે અવિનાશી અખંડ;
રહ્યો સચરાચર ભર્યો બ્રહ્મ પૂરણ, જેણે રચ્યાં બ્રહ્માંડ;
ઠામ નહિ કો ઠાલો રે, એક અણું માત્ર ક્હીં— તરણા૦
સદ્ગુરૂજીએ કૃપા કરી ત્યારે, આપ થયા રે પ્રકાશ;
શાં શાં દોડી સાધન સાધે, પોતે પોતાની પાસ;
દાસ ધીરો કહે છે રે, જ્યાં જોઉં ત્યાં તુંહી તુંહી.— તરણા૦

૯૩

કાફી

ખબરદાર મનસુબાજી,, ખાંડાની ધારે ચઢવું છે;
હિંમત હથિઆર બાંધી રે, સત્ય લડાઇએ લડવું છે—
એક ઉમરાવને બાર પટાવત, એક એક નીચે ત્રીસ
એક ધણી ને એક ધણીઆણી, એમ વીગતે સાતસેંને
સો સરદારે ગઢ ઘેર્યો રે, ત્હેને જીતી પાર પડવું છે—
પાંચ પ્યાદલ ત્હારી પુઠે ફેરે છે, ને વળી કામ ને
લોભ મોહને માયા મમતા, એવા જુલ્મી જોરવર જો
અતિ બલિષ્ઠ સ્વારી રે, એ સાથે આથડવું છે.—
પ્રેમ–પલાણુ ધારી જ્ઞાન– ઘોડે ચઢી, સદ્દગુરૂ શબ્દ
શીલ સંતોષ ને ક્ષમા ખડ્ગ ધરી, ભજન ભડાક રામ
ધર્મ ઢાલ ઝાલી રે, નિર્ભે નિશાને ચઢવું છે—
સુરત નુરત ને ઇડા પિંગળા, સુષુમણા ગંગા સ્નાન
મન પવનથી ગગન મંડળ ચઢી, ધીરા સુધારસ પીજે
રાજ ધણું રીઝશે, ભજન વડે ભડવું છે.—

---

૯૪

પદ

હોલો હોલી કહે છે રે, પ્રભુજી મારી વહારે ચડો;
બચ્ચાં મારાં મારે રે, તળે આવી ભીલ ખડો.—
બાણુ તાણીને ઉભો પારધી, ઉપર આવ્યો બાજ;
પોલારમાંથી સર્પ નિસર્યો, તેને તો સરી ગયાં કાજ;
ગરૂડનો ગામી રે, હરિ બિરદદાર ખડો.—
વિનંતિ સુણી વિઠ્ઠલ પરવરીઆ, સાપ માંહે નિરવાણુ

બિલને ઠેસતાં પારધીના, તત્ક્ષણ લીધા પ્રાણ;
બાણ ત્યાંથી છુટયું રે, બાજ આવી હેઠો પડયો.— હોલો૦
જુઓ હરિ કેવા સંકટમોચન, બચ્ચાં બચાવ્યાં કૃપાળ;
કાળું કરનારનું કરતો કાળું, એવો એ દીન દયાળ;
કાળનો કાળ કાળો રે, પ્રલ્હાદની વા'રે ચડયો.— હોલો૦
કઠણ વેળાએ કારજ કરશે, ભજન કરો ભય જાય;
સ્વામી સેવાનું ફળ અમોલે, અંત સમે કર સહાય.
થાય હાંરે ઉભો રે, કદી કાળ સમો તડુકયો.— હોલો૦

---

૯૫

## નીરાંત

નહીં પ્રીતને નહીં વેહેરરે, સર્વેને રામ રામ છે;
જુઓ પ્રભુ પોતાને ઘેરે રે, સ૦
તમે સાંભળો નર ને નાર રે, સ૦
પ્રભુ ભજતાં ન પામીએ હાર રે. સ૦
જમ જીતવાનો એ ઉપાય રે, સ૦
જુઓ રામનું તો નામ લેવાય રે. સ૦
રામ સુતાંને બેસતાં સંભારીયે રે, સ૦
રામ ધંધો કરતાં ઉર ધારીયે રે. સ૦
રામ હરતાં ને ફરતાં નવ ભુલીયે રે, સ૦
વેલીવેલી થઈને કુલીયે રે. સ૦
રામ શેષ રટે રરંકાર રે, સ૦
નવ લાગે ભોમીનો ભાર રે. સ૦
રામ નામે તર્યા પાષાણ રે, સ૦
રામ નામ તે પદ નિરવાણ રે. સ૦
દાસ નિરાંતના રામરામ રે, સ૦
આદી અંત તણો વિસરામ રે. સ૦

૯૬

પદ

ભક્તિ શીશતણું સાટું રે, આગળ વસમી છે વાટું. ટેક.
એક દિવસ તો આવી બની, રાજા મૂરધ્વજને માથે;
કાશીએ જઇને કરવત મુકાવ્યું, હરિજનને હાથે રે. ભક્તિ૦
સત્યને કાજે ત્રણે વેચાયાં, રોહિદાસને રાણી;
ઋષિને કાજે રાજા વેચાણો, ભરવા પાણી રે. ભક્તિ૦
પેરો પટોળાં પ્રેમનાં રે તમે, શૂરવીર થઇ ચાલો;
ભોજો ભગત કહે ગુરુ પરતાપે, અમારા પર મા'લો રે. ભક્તિ૦

---

૯૭

પદ

મૂરખો રળી રળી કમાણો રે, માથે મેલશે મોટો પ્હાણો—ટેક.
ધાઇ ધૂતીને ધન ભેળુ કીધું, કોટીધ્વજ કહેવાણો;
પુણ્યને નામે પા જૈં ન વાવર્યો, અધવચથી લુટાણો રે. મૂરખો૦
ભર્યાં કોઠાર ત્હારા ધર્યા રહેશે, નહી આવે સાથે એક દાણો;
મસાણની રાખમાં રોળાઇ ગયા કંઇક, કોણ રંક ને કોણ
રાણો રે. મૂરખો૦
મંદિર માળીયાં મેલી કરીને, નીચે જઇ ઠેરાણો;
ભોજો ભગત કહે મુઆ પુંઠે જીવ, ઘણો ઘણો પસ્તાણો રે. મૂરખ૦

---

૯૮

પદ

મૂરખો માની રહ્યા મ્હારૂં રે, તેમાં કાંઇ એ નથી ત્હારૂં—ટેક.
સાત સાયર જેની ચોકી કરતા, ફરતું નીર ખારૂં;
ચૌદ ચોકડીનું રાજ્ય ચાલ્યું ગયું, રાવણાદિકવાળું રે. મૂરખો૦

દુઃખને તો કોઇ દેખે નહીં, ને સુખ લાગે સારૂં;
વેળાની છાંયડી ત્હારી, વળી જાશે વારૂ રે. મૂરખો૦
હરિ ભજનમાં હેતજ રાખો, સ્મરણ કરો સારૂં;
ભોજો ભગત કહે રાખો હૃદયમાં, પ્રભુનું ભજન પ્યારૂં રે. મૂરખો૦

---

## કાચબો–કાચબી

૯૯

કાચબો કહે છે કાચબીને, તું રાખની ધારણ ધીર;
આપણને ઉગારશે વ્હાલો, જુગતેશુ જદુવીર;
ચિંતા મેલી શરણ આવો રે, મરવા તુને નહિ દિયે માવો રે.
બારતી'તી તે સમે તેં શા વાસ્તે, મારૂં કંથ ન માન્યું કહેણ;
કાળ આવ્યો કોણ રાખશે, તમે નીચાં ઢાળો નેણ;
પ્રભુ તારો ન આવીયો પ્રાણીરે, માથે આવી મોત નિશાનીરે.
અબળાને ઇતબાર ન આવે, કોટી કરોને ઉપાય;
કહ્યું ન માને કોઇનું રે, એ તો ગાયું પોતાનું ગાય;
એવી વિશ્વાસ વ્હોણી રે, પ્રથમ તો મૃત્યુની પોણી રે.
કાચબી કહે છે કયાં છે તારો, રાખણહારો રામ;
હરિ નથી કેના હાથમાં રે, તમે શું બોલો છો શ્માસ;
મરવા ટાણે મતિ મુઝાણી રે, તૂટયા પછી ઝાલવું તાણી રે.
ત્રિકમજી ત્રણ લોકમાં મારે, તારો છે ઇતબાર;
અટક પડી હરિ આવજો રે, મારા આત્માના ઉદ્ધાર;
છોગાળા વાત છે છેલી રે, થાજો બુડથલના બેલી રે.
કાચબી કહે છે કોણ ઉગારે, જાતો રહ્યો જગદીશ;
ચારે દિશાએ સળગી ગયું રે, તેમાં રીઓ વીચોવીચ;
જેનો વિશ્વાસ છે તારે રે, તેનો ઇતબાર નહિ મારે રે.

બળતી હોવું તો બેસને મારી–પીઠ પર, રાખું પ્રાણ;
નિંદા કરો છો નાથની રે, એ તો મારે છે મુજને બાણ;
વ્હાલો મારો આવશે વ્હારે રે, ચોર્યાશીથી મને ઉગારે રે.
કાચબી કહે કીરતાર ન આવ્યો, આવ્યો આપણો અંત;
પ્રાણ ગયા પછી પહોંચશે રે, તમે તે શું બાંધો મર ! તંત;
આમાંથી જો આજે ઉગરીયે રે, તો તો બ્હાર પગ ન ભરીયે રે.
વિઠ્ઠલજી મારી વિનતિ સુણી, શામળા લેજો સાર;
લીહ લોપાશે લોકમાં રે, બીજી વાંસે કેની વ્હાર;
હરિ મારી હાંસી થાશે રે, પ્રભુ તારી પતીત જાશે રે.
કેશવજીને કરુણા આવી, મોકલ્યા મેઘ મલ્હાર;
આધરણમાંથી ઉગારીયો, આવી કાચબાને કીરતાર ;
ભોજો ભક્ત ભણે ભરોંસો જેને રે, ત્રિકમ તારશે તેને રે.

---

૧૦૦

મનોહર

સંતો આવો અમારડા દેશમાં જો;
શાને ભટકો છો ફોગટિયા વેશમાં જો— સંતો૦
જ્યાં શોક રોગ મૃત્યુનો ભય નહિ કદા જો;
બ્રહ્માનંદ સુખ વરતી રહ્યું સર્વદા જો— સંતો૦
કાયાકલેશ ધૂપ ન કરવો પડે જો;
જ્યાં જોઇએ ત્યાં સ્વામી સનમુખ જડે જો— સંતો૦
બાધા વિશ્વમાં વિરાજે નાથ અમતણો જો;
રક્ષા કરવા નિજ જનની ચંચળ ઘણો જો— સંતો૦
જેની બ્રહ્માદિક દેવતા આશા કરે જો;
કામ ક્રોધ ચોર દૂરથી નાઠા ફરે જો— સંતો૦
એ છે સદા ચૌદલોકેવિષે જાગતો જો;
જાણ્યા પછી કદી થાય નહિ અણુછતો જો— સંતો૦

મહાવ્રત તપ યજ્ઞ દાન આદરે જો;
તેથી નાથજી કબૂલ કદી નવ કરેજો— સંતો૦
સત્ય ધ્યાનથી જણાવે જો નિજરૂપને જો;
વણુ ધ્યાનથી જણાવે જો મોટા ભૂપને જો— સંતો૦
એવા દેશમાં જો આવ્યાની આશા કરો જો;
સદ્‌ગુરૂજી શીશ ચરણે ધરો જો— સંતો૦
ગુરૂ વચનેથી સાધન આદરો જો;
એતો સદ્ય નિજ દેશ પમાડે ખરો જો— સંતો૦
સચ્ચિદાનંદ બ્રહ્મ ધ્યાન પામશો જો;
તેથી જન્મ મરણુ ભય વામશો જો— સંતો૦

---

# દયારામ

## ૧૦૧

જે કોઇ પ્રેમ અંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે—ટેક
સિંહણુ કેરૂં દૂધ હોય તે, સિંહણુ સુતને જરે;
કનકપાત્ર પાખે સહુ ધાતુ, ફોડીને નીસરે. પ્રેમરસ૦
સકરખોરનું સાકર જીવન, ખરના પ્રાણ જ હરે;
ક્ષાર–સિંધુનું માછલડું જ્યમ, મીઠા જળમાં મરે. પ્રેમરસ૦
સોમવેલી રસપાન શુદ્ધ જે, બ્રાહ્મણુ હોય તે કરે;
વગળવંશીને વમન કરાવે, વેદવાણી ઉચરે. પ્રેમરસ૦
ઉત્તમ વસ્તુ અધિકાર વિના મળે, તદપિ અર્થ ના સરે;
મત્સ્યભોગી બગલો મુક્તાફળ, દેખી ચંચુ ના ભરે. પ્રેમરસ૦
એમ કોટી સાધને પ્રેમ વિના, પુરૂષોત્તમ પુંઠ ન ફરે;
દયા પ્રીતમ શ્રી ગોવર્ધનધર, પ્રેમ ભક્તિયે વરે. પ્રેમરસ૦

## પ્રેમપરીક્ષા

### ૧૦૨

( ગરબો )

ઓધવજી છે અળગી રે, વાત એક પ્રેમતણી;
કોઇ અનુભવી જાણે રે, કહેતાં તો નાવે બણી.
પ્રસૂતાની પીડારે, વંઝા તે શું જાણે;
જાણ્યું કેમ આવે રે, માણ્યાને પરમાણે.
મૂંગે સક્કર ખાધી રે, ગુંગાને સ્વપ્ન થયું;
સરવે મન જાણે રે, બીજાને ન જાય કહ્યું.
ઘાએલનાં દુઃખને રે, કાયર તે શું પ્રીછે;
અજ્ઞાની લહે નહિ રે, રતિની ગતિ શી છે.
નીમ સરવે નાશે રે, જ્યારે પ્રેમ તે વ્યાપે;
નિદ્રા જેને આવે રે, તે ઉત્તર કેમ આપે.
આશુક માશુકમાં રે, રૂપ ગુણ શા દેખે?
જેવું ભાસે છે તેહને રે, અવર તેવું નવ પેખે.
જેનું ચિત્ત જ્યાંહાં ચોટયું રે, તેને તેથી સુખ થાયે;
શો છે સ્વાદ અગ્નિમાં રે, ચકોર ભાવે ખાયે.
રીત પ્રીતની એવી રે, તેનું સુખ તે જાણે;
અનુભવથી અજાણ્યું રે, એના અવગુણ આણે.
નેહ સુખથી ન વાધે રે, દેખી દુઃખે નવ ઘટે;
જેમ વૃક્ષને વળગી રે, વેલી તો ફરી ના લટે.
શીખે સાંભળે ગાયે રે, ઓધવગત પ્રીતતણી;
કરવી નથી પડતી રે, એની મેળે આવી બણી.
પ્રીત બાઝે તો સહેજે રે, છુટે ન પછે છોડી;
મચ્છને દુઃખ દે છે રે, ગળ્યા પછે અંકોડી.
સાચી પ્રીત તે પ્રાણ લે રે, સાધારણ થાય પરી;
દાદુર જળવણ જીવે રે, માછલડાં તો જાય મરી.

મોટી મનની મોહની રે, બીજી પ્રીતથી ન મળે;
પણ જડ જુવો લોહું રે, ચમકને દેખી ચળે.
છીપ રહે સાગરમાં રે, ઇચ્છા સ્વાતીબુંદતણી;
જુઓ દૃષ્ટિ ચકોરની રે, અચળ રહે છે ઇંદુભણી.
લજ્યા સુધ બુધ સામ્રથ રે, પ્રેમી જનમાં ન ટકે;
મધુકર વાંસ કોરે રે, કમળ ભેદી નવ શકે.
મૃગ સહેજે મરે છે રે, પલાયણ અભ્યાસી;
રાગ અનુરાગ પાશે રે, બાંધ્યું ન શકે નાસી.
દૃષ્ટિ પ્રીતની માટે રે, પતંગ દીપકમાં બળે;
જાય પ્રાણ પોતાનો રે, તોય સ્નેહીને મળે.
રહે ચાતક તરસ્યું રે, સદા બાર માસ લગી;
પીએ સ્વાતીનું વારિ રે, અવર પડશે ન ડગી.
વીખના વ્યસનીને રે, સાકર પણ સુખ ના કરે;
પય પાણીથી ઉત્તમ રે, મીન તેમાં નાખે મરે.
જેનું મન જેશું માન્યું રે, તેને સુખ તેથી મળે;
તે વિના તેથી સારું રે, નાવે તેની આંખ તળે.
બે વૈરાટનાં લોચન રે, ઇંદુ ભાનુ ભેદ કશો;
કંજ કરમાય ચંદ્રે રે, ફુલ રવિ મોહ વસ્યો.
કંઠે વળગી ના છુટે રે, એ પ્રેમ તણી ફાંસી;
કાચો માટે પુટે રે, સુણી જગની હાંસી.
છે અગમ પંથ સ્નેહનો રે, ઓધવજી તેં નથી દીઠો;
ત્યાં લગી જ્ઞાન ગોઠે રે, જોગ છે પણ મીઠો.
જોગ તો તેને જોઇએ રે, જેનું મન જગમાં ભમે;
તે તો અચળ હમારૂં રે, ચિત્ત રસિયામાં રમે.
જેનું મન માને રે, જોગ સુખેથી ગ્રહો;
અમો તો એહ માગું રે, પ્રીતમજી શું પ્રીત રહો.
તમારો તો હરિ સઘળે રે, અમારો તો એક સ્થળે;
તમો રીઝો ચાંદરણે રે, અમો રીઝું ચંદ્ર મળે.

ઇંદુને અવલોકી રે, ચકોરનું ચિત્ત ચળે;
તે પ્રકાશને પેખી રે, તેને સંતોષ વળે.
એવાં વચન સુણીને રે, ઓધવજીની ભ્રાંતિ ટળી;
જોગ જંજાળ છુટી રે, ગયું મન સ્નેહમાં મળી.
અભિમાન મુકીને રે, ઓધવ ગોપી પાય પડ્યા;
કહું દયાનો પ્રીતમજી રે, નિશ્ચે એક તમને જડ્યા

---

૧૦૩

પદ

ચિત તું શીદને ચિન્તા ધરે, કૃષ્ણને કરવું હોય તે કરે—ટેક.
સ્થાવર જંગમ જડ ચૈતનમાં, માયાનું બળ ઠરે;
સમરણ કર શ્રીકૃષ્ણચંદ્રનું, જન્મ મરણ ભય ટળે —કૃષ્ણને૦
નવ માસ પ્રાણી કૃષ્ણચંદ્રનું, ધ્યાન ગર્ભમાં ધરે;
માયાનું આવરણ કર્યું ત્યારે, લક્ષ ચોરાશી ફરે— કૃષ્ણને૦
તું અંતર ઉદ્વેગ ધરે, તેથી કારજ શું સરે;
ધણીનો ધાર્યો મનસુબો, હર બ્રહ્માથી નવ ફરે-- કૃષ્ણને૦
દોરી સર્વની એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે;
જેવો જંત્ર વગાડે જંત્રી, તેવો સ્વર નીસરે— કૃષ્ણને૦
થનાર વસ્તુ થયા કરે, જ્યમ શ્રીફળ પાણી ભરે;
જનાર વસ્તુ એણી પેરે જાશે, જ્યમ ગજ કોઠું ગળે— કૃષ્ણને૦
જેનું જેટલું જે જ્યમ કાળે, તે તેને કર ઠરે;
એમાં ફેર પડે નહીં કોઇથી, શીદ કૂટાઇ તું મરે— કૃષ્ણને૦
તારૂં ધાર્યું થતું હોય તો, સુખ સંચે દુઃખ હરે;
આપતણું અજ્ઞાનપણું એ, મૂળ વિચારે ખરે— કૃષ્ણને૦
થાવાનું અણચિંતવ્યું થાશે, ઉપનિષદ ઓચરે;
રાખ ભરોંસો રાધાવરનો, દયા શીદને ડરે— કૃષ્ણને૦

૧૦૪

પદ–કાફી

મનજી મુસાફર રે, ચાલો નિજદેશ ભણી;
મુલક ઘણા જોયા રે, મુસાફરી થઇ છે ઘણી—ટેક.
સ્વપુર જવાનો પંથ આવ્યો છે, રખે ભુલતા ભાઇ,
ફરીને આ મારગ મળશે નહિં, એવી છે અવળાઇ;
સમજીને ચાલો સીધા રે, ના ખસો ડાબા કે જમણા—મનજી.૦
વચ્ચે ફાંશીઆ વાટ મારવાને, બેઠા છે બે ચાર,
માટે વળાવા રાખો બે ત્રણેક, ત્યારે તેનો નહીં ભાર;
મળ્યો છે એક ભેદી રે, કહેલી ગતિ સહુ તે તણી— મનજી.૦
હાવાં માલ વોહોરો તો વોહોરો, શેઠના નામનો થાય ના
કહું અટકાવ,
આપણો કરતાં જોખમ આવે, ફાવે ધણીનો દાવ;
એટલા સારૂ રે, ના થાવું વોહરતના ધણી— મનજી.૦
જો જો જુગ થકી જાવું છે, કરજો સંભાળીને કામ.
દાસ દયાને એમ ગમે છે, હવાં જઇએ પોતાને ગામ,
સુઝે હાવાં એવું રે, અવધ થઇ છે આપણી— મનજી.૦

---

૧૦૫

પદ

નિશ્ચેના મહેલમાં વસે મારો વાલમો, રે વસે વ્રજ લાડીલો રે;
જે રે જાએ તે ઝાંખી પામે જી રે;
ભુલા ભમે તે બીજા સદનમાં શોધે રે, હરિ ના મળે એક એકે
ઠામ રે. નિ૦ ૧.

સતસંગ દેશમાં ભક્તિ નગર છે રે, પ્રેમની પોળ પુછી જાજો રે;
ત્રેહે તાપ પોળીઆને મળી મોલે પેસજો રે, સેવા સીડી ચડી ભેળા
થાજો રે. નિ૦ ૨.

દીનતાપાત્રમાં મનમણિ મુકી રે, ભેટ ભગવંતજીને કરજો રે;
હું ભાવ પુંભાવ નોછાવર કરીને રે, શ્રીગીરિવરધર તમો વરજો રે.
નિ૦ ૩.

એ રે મંડાણનું મૂળ હરિ ઇચ્છા રે, કૃપા વિના સિદ્ધિ ન થાએ રે;
શ્રીવલ્લભ શરણ થકી સહુ પડે સેહ્યું રે, દેવી જન પ્રતિ દયો ગાયે રે.
નિ૦ ૪.

---

૧૦૬

## લોચન મનનો ઝગડો

લોચન મનનો રે, કે ઝગડો લોચન મનનો;
રસિયા તે જનનો રે, કે ઝગડો લોચન મનનો—ટેક.
પ્રીત પ્રથમ કોણે કરી, નંદકુંવરની સાથ;
મન કહે લોચન તેં કરી, લોચન કહે તારે હાથ. ઝગડો લોચન૦
નટવર નિરખ્યા નેણ તેં, સુખ આવ્યું તુજ ભાગ;
પછી બંધાવ્યું મુજને, લગન લગાડી આગ. ઝગડો લોચન૦
સુણ ચક્ષુ હું પાંગળું, તું મારું વાહંન;
નિગમ અગમ કહ્યું સાંભળ્યું, દીઠા વના ગયું મન. ઝગડો લોચન૦
ભલું કરાવ્યું મેં તને, સુંદરવર સંજોગ;
મને તજી તું નિત મળે, હું રહું દુઃખ વિજોગ. ઝગડો લોચન૦
વનમાં વ્હાલાજી કને, હુંય વસું છું નેણ;
પણ તુંને નવ મેળવે, હું નવ ભોગવું ચેન. ઝગડો લોચન૦
ચહેન નથી મન કયમ તને, ભેટે શ્યામ શરીર;
દુઃખ મારે જાણે જગત, રાત્ર દિવસ વહે નીર. ઝગડો લોચન૦

મન કહે બીકું હૃદે, ધૂમ્ર પ્રગટ ત્યાં હોય;
તે તુંજને લાગે રે નેણ, તે થકી તું રોય. ઝગડો લોચન૦
એ બેહુ આવ્યા બુદ્ધિ કને, તેણે ચુકાવ્યો ન્યાય;
મન લોચનનો પ્રાણ તું, લોચન તું મન કાય. ઝગડો લોચન૦
સુખથી સુખ, દુઃખ દુઃખથી, મન લોચન એ રીત;
દયા પ્રીતમ શ્રીકૃષ્ણશું, બેહુવડેથી પ્રીત. ઝગડો લોચન૦

---

## ૧૦૭

## રાસલીલા

### ( ગરબી )

વાગે વૃંદાવનમાં વાંસળી રે, ઉભો ઉભો વગાડે કાહાન;
નાદે વેંધી મુનિવર પાંસળી રે, નવ રહી કોને સાન. વાગે૦ ૧.
તરુની શાખાઓ ઝુમી રહી રે, ચરણે નમવાને કાજ;
વેલી વૃક્ષ સાથે ઝુલી રહી રે, ભાગ્ય હમારાં આજ. વાગે૦ ૨.
જમના નીર ચાલે નહી રે, મૃગને મન મોહ થાય;
પંખી માળામાં મહાલે નહિ રે, નાદ સુણી ન રહેવાય. વાગે૦ ૩.
વાછરું કાન દઇને સાંભળે રે, કરે નહીં પયપાન;
ગાયો ગાળા તોડી તાંહાં પળે રે, નાદ સુણવાને કાન. વાગે૦ ૪.
ફુલ્યાં કમળ જળ ટાટડી રે, દીસે ઉદિયો છે ભાણ;
શંકર સમાધ મેહેલી રહ્યા રે, થયું જગતને જાણ. વાગે૦ ૫
કાને પડિયો તે વ્રજની નારને રે, વાહાલાજીનો રે નાદ:
સાંભળતાં તજી નિજ ધામને રે, ધાઇ ગયાં સઉ સાદ. વાગે૦ ૬.
એકે નેપુર કાને ઘાલિયું રે, ચરણે પહેરી છે ઝાલ;
એકે કંકણ માથે ઘાલિયું રે, એવી થઇ છે બેહાલ. વાગે૦ ૭.
એકે કુમકુમ કાજળ રોળિયું રે, ટપકું કીધું છે ગાલ;
એકે ખાવું ઘાલ્યું અંચળે રે, જોવા દીનદયાળ. વાગે૦ ૮.

એકના કરમાં કોળિયો રે, પીતી ચાલી એક નીર;
એક છોરુ રડતાં મેહેલી ગઈ રે, ચાલી જમનાને તીર. વાગે૦ ૯.
એકના સ્વામીને મન આમળો રે, જાવા દીધી નહીં નાર;
કરજોડી કહે છે કામની રે, મને જાવા દો નિરધાર. વાગે૦ ૧૦.
સંગમાંની પો'તી સરવે ભામની રે, પછી બેઠી ઘસવા હાથ;
રીસ તજી ન રીસાળવે રે, દીન થઇ દીનાનાથ. વાગે૦ ૧૧.
સરવે પેહેલી જઇ તે મળી રે, તેની દેહ પડી ઘર માંહે;
મોહનજીનાં અંગમાં જઈ મળી રે, થાય અચરજ સહુ ત્યાંહે. વાગે૦ ૧૨
કુળનો ધર્મ નથી આ નારીઓ રે, જાઓ પોતાને ઠામ;
ધન ધન તમારી રીતને રે, મેલ્યાં ઘરનાં તે કામ. વાગે૦ ૧૩.
આપણા ઘરનાં તે કાજ ન મુકીએ રે, આનંદ કરશું કાલ;
વચન વાહાલાજીનું સાંભળી રે, ગોપી બોલ્યાં સહુ બ્હાલ. વાગે૦ ૧૪
હાવાં કેમ જઇએ મંદિર ફરી રે, હમે તજીશું તંન;
દેખી ગોપીજનની પ્રીતશું રે, હરખ્યા શ્રી ભગવંન. વાગે૦ ૧૫.
હાવાં આવો આપણુ સઉ મળી રે, રમીએ રુડો રાસ;
એક એક ગોપી વચ્ચે નાથને રે, નીરખે રુડી પેરે પાસ. વાગે૦ ૧૬.
માંહો માંહો ભરાવી બાથને રે, કહો કેમ જઇએ ઘેર;
વચમાં લીધા વળી નાથને રે, રૂપ જુએ રુડી પેર. વાગે૦ ૧૭.
વમાસે શ્યામ ને શ્યામની રે, ઊરની ત્રુટી છે માળ;
વાધી શર્દ પુનમની રાતડી રે, કીધી શ્રી રે ગોપાળ. વાગે૦ ૧૮.
લીલા દેખી કુંજ ધામની રે, પવન થયો ગતિભંગ;
દેવતા વૃષ્ટિ કરે પ્રસંન થઈ રે, દેખી વ્રજનો ઉમંગ. વાગે૦ ૧૯.
બ્રહ્માદિક જાણે જોઇએ જઇ રે, લીલા ગોકુળચંદ;
જેમ અભ્ર વિષે ઓપાય છે રે, તારા વચ્ચે જેમ ઇંદુ. વાગે૦ ૨૦.
એ રાસલીલા જે ગાયે ને સાંભળે રે, તે પામે નિજધામ;
પાતક સરવે સમાવજો રે, કેહે જન દયારામ. વાગે૦ ૨૧.

## ૧૦૮

## મીરાં ચરિત્ર

મીરાં મન મોહનશું માન્યું;
વરિયા વરિયા શ્રી ગિરધરલાલ, જાણે જન નથી કાંઇ છાનું. ટેક.
જેમલ રાઠોડની દીકરી રે સુણો, મીંડતા એનું ધામ;
રૂપગુણ કોઇ સમોવડ નહી, રૂડું ધર્યું મીરાંબાઇ નામ. મીરાં૦
જોષીએ વાંચી જનમોતરી રે, તેમાં લખ્યું નીકળ્યું એહ;
વરશે વિશ્વંભર નાથને રે, કરશે નંદકુંવરજીશું નેહ. મીરાં૦
ઉદ્યોતપુરનો રાણો રાજીયો રે, તે સાથે કરી છે સગાઇ;
પરણાવીને વળાવ્યાં સાસરે, કંઇ લૌકિક રીતે મીરાંબાઇ. મીરાં૦
દેવીને દેવા વધામણાં રે, ચાલ્યાં વર કન્યા સહુ જન;
રાણે પારવતીજી પૂજીયાં રે, મીરાંનું મોહનમાં મન. મીરાં૦
સાસુ કહે સૌભાગ્ય વધે રે વહુ, નમો શક્તિને પાય;
મીરાં કહે મસ્તક મારૂ નહીં નમે, વિના શ્રીગિરિવરધર રાય. મીરાં૦
સાસુ કહે રે સામી બોલી આજથી, મ્હારે નથી એ વહુનું કામ;
પુત્રને કહ્યું એહને રાખો પરી, એક ન્યારૂં રચાવો એનું ધામ. મીરાં૦
એવું સુણીને મીરાં મગ્ન થયાં રે, ભલું થયું ભાંગ્યો જંજાળ;
સાધુની સંગે દિન રેણુ નિર્ગમશું, સુખે સેવીશું ગાઇશું ગોપાળ. મીરાં૦
નંદનંદન સાથે ન્યારાં રહ્યાં રે મીરાં, હરિજન આવે ઘણા ઘેર;
નિત્ય ભજન કથા કીર્તન ઓચ્છવ, હરિને લડાવે કરે લેહેર. મીરાં૦
નણંદ આવી મીરાંબાઇની પાસે, ભાભી આ શો માંડયો ઉત્પાત;
સાસરે રાણાનું કુળ લજવ્યું વહુ, મહીએર લજાવ્યાં માત તાત. મીરાં૦
અંબર આભણુ પહેરો અનુપમ, સજો સુંદર શણગાર;
મહેલે પધારો રાણાજી તણે રે, રમો રીઝવી લ્યો ભરથાર. મીરાં૦
છાપાં તિલક આરશી તુળશીની માળા, નાચો ખુંદો વેરાગી ને વેષ;
સંગ મૂકી દો સાધુ સંતનો રે, રાણોજી તો કરે સુણી કલેશ. મીરાં૦

મીરાં કહે રે બાઇ કલેશ હરવાનો, એકજ છે ઉપાય;
કહેજો રાણાજીને સાધુને સેવે પ્રેમે, નૃત્ય કરીને હરિ ગાય. મીરાં૦
વળી સોનું રૂપું પહેરે શું સુધર્યું રે, કહાડી નાખો ડાકડમાળ;
છપાં તિલક ધરી સાધુઓમાં બેસો, આ તો પહેરો તુળશીની માળ. મીરાં૦
તમો પણ જાઓ શીદ સાસરે રે, બાઇ વૃથા વટાળો શાને દેહ;
મનગમતા મોહનવર સાથે તમો, સર્વ તજીને કરો સ્નેહ. મીરાં૦
કહેજો ત્હમારી માતને રે, વૃદ્ધ થયાં ગોવિંદ ગુણ ગાયે;
હરિ વિના કોટી દેવ સેવશો તોયે, જનમ મરણ નહીં જાયે. મીરાં૦
સુણી એમ છણકતી ખીજતી રે બાળા, આવી બાંધવની પાસ;
ઓ ભાઇ ભાભી કહે છે થાઓ વેરાગી, સહુ મૂકી ઘો રાજ અવાસ. મીરાં૦
એવું સુણીને આવ્યો રોશ રાણાને, પ્રેર્યો સેવક મીરાંને અવાસ;
લાવો ખબર છે શા રંગમાં રે, કોણ કોણ બેઠું છે એની પાસ. મીરાં૦
અનુચરે આવી એમ કહ્યું જે, નથી ત્રીજું માણસ આ વાર;
રાણીજી સાથે કોઇ પુરૂષ બીજો છે, ઘરમાં થઇ રહી છે થૈથૈકાર. મીરાં૦
સુણતામાં રાણો થયો રાતડોરે, ખેંચી ખડ્ગ ધાયો તેણીવાર;
પેઠો મીરાંને મેહેલે એકલો રે, કોઇ આવે ના ધાઈ દીધાં દ્વાર. મીરાં૦
આવી જોયું તો મીરાં એકલી રે, પ્રભુએ ત્હેને ના દીધું દરશન;
પુછ્યું મીરાંને પેલો પુરૂષ ક્યાં છે, ત્હારે લાગ્યું જેશું લગન. મીરાં૦
ક્યાં છે પુછો શું રાણા રોષમાંરે, તે તો સઘળે વસે છે ભરપૂર;
ધ્યાનમાં જુવે જોગી, પ્રેમી પ્રત્યક્ષ દેખે, રહે છે દુષ્ટથકી તે દૂર. મીરાં૦
કહાડી નાખોજી આ કલેશ કપટ, સંગે નિર્મળ કરો મન;
પ્રેમભક્તિએ પરબ્રહ્મ ભજો તો, ત્હમને થાય તેનાં દર્શન. મીરાં૦
એવું સુણીને આગ લાગી ઘણી રે, પણ ભાવ ના આવ્યો રે ભૂપ;
ક્રોધ કરીને શસ્ત્ર વાવરે એવે, દીઠાં મીરાંનાં બે રૂપ. મીરાં૦

તોયે મૂરખ સમજ્યો નહિ રે, મન સાથે ન કીધો વિચાર;
બીજું ખડગ એણે ખેંચીયું રે, ત્યારે હરિએ દેખાડી મીરાં ચાર.
મીરાં૦

છોભો પડયો પાછો ફર્યો રે, રાણો આવ્યો પોતાને ઘેર;
વિષનો પ્યાલો મોકલ્યો પીજો, કહાવ્યું રાણાએ આણી ઝેર. મીરાં૦
લીધો મીરાંએ મગ્ન થઇને રે, પ્રભુને દેખાડી કર્યું વિષપાન;
અમૃત સરખું થઈ ગયું રે, એને સમર્થ ધણી ભગવાન. મીરાં૦
મીરાં વૃંદાવન આવીઆં રે, પ્રેમે નીરખ્યા શ્રીવ્રજરાય;
શ્રીયમુના પયપાન કર્યું ને, કરી જીવા ગોસાઇને શિક્ષાય. મીરાં૦
હરિજન જાણી મીરાં મળવાનુ કહાવ્યું, તેણે કા'વ્યું ના જોઉં
સ્રીનું મુખ;
મીરાં કહે સારૂં થયું સવારૂં સુજને, પરપુરૂષ જોએથી દુઃખ.
મીરાં૦

આજ લગી હું એમ જાણતી જે, વ્રજમાં કૃષ્ણ પુરૂષ છે એક;
વૃંદાવન વસી હજી પુરૂષ રહ્યા છો, ત્હેમાં ધન્ય તમારો વિવેક.
મીરાં૦

એવું સુણીને જ્ઞાન પામીઆ રે, જીવા ગોસાઇ મળ્યા છે સામા ધાઈ;
હળી મળીને હરિની વાત કરીને આવ્યાં, મેવાડ દેશ મીરાંબાઇ.
મીરાં૦

કરી તૈયારી ચાલ્યાં દ્વારીકાં રે, પ્રેમે નીરખ્યા શ્રીરણછોડ;
વાસ પુરીને પ્રભુની પાસે રહ્યાં સદા, પહોંચ્યા છે મનના કોડ.
મીરાં૦

પાછળ પસ્તાવો રાણાને થયો રે, ગયું ઉતરી મનનું ઝેર;
મુખે માગે તે આપું તેને જે કોઇ, લાવે મનાવી મીરાં ઘેર. મીરાં૦
ઉપરા ઉપરી તેડાં મોકલ્યાં રે, આવીને લાગ્યા સહુ પાય;
માજી પધારો મેવાડમાં વહેલાં, રાણાજી તો અન્ન ન ખાય. મીરાં૦
જ્યાં રે સુધી તમો રહેશો દ્વારીકાં રે, ત્યાં લગી કરૂં અપવાસ;
આગ્રહ દેખી મીરાં વિદાય માગવાને, આવ્યાં શ્રીપ્રભુજીની પાસ.
મીરાં૦

હરિએ હકીકત સાંભળીને રે, હસી ચાંપી હૃદયા સાથ;
શ્રીકૃષ્ણ સ્વરૂપમાં સમાઇ ગયાં રે મીરાં, જે જે શ્રી દ્વરકાંનાથ.
મીરાં૦
ચરિત્ર એ મીરાંબાઈનું રે જે કો, શીખે સાંભળે ને ગાય;
પ્રેમભક્તિ ત્હેને મળે ને ત્રુઠે, દયાનો પ્રીતમ વ્રજરાય. મીરાં૦

---

# કાલિદાસ

૧૦૯

સ્વયંવર વર્ણન

(રાગ-ચંચલ)

રાયે મંડપ રચીઓ, સીતા સ્વયંવર મચીઓ રે; રાયે૦
રૂપ નિંહાળી અનુપમ કન્યા, જનકે લીધી છે પ્રતિજ્ઞા રે; રાયે૦
તેડાવ્યા ભૂપ સકળ દેશ કેરા, આવીને કીધા છે ડેરા રે; રાયે૦
જે કોઇ શિવજીનું ધનુષ ચઢાવે, તે જાનકી કંથ કહાવે રે; રાયે૦
મોટી મનોહર મંડપશાળા, હેમના સ્થંભ હિરાળા રે; રાયે૦
કાંચનમંચ અનુપમ ઢાળ્યા, પધરાવી ભૂપ નિહાળ્યા રે; રાયે૦
કૌશિક મુનિ સાથે રાઘવ રાજે, તે રૂપ અલૌકિક છાજે રે; રાયે૦
રઘુપતિ આગળ ભૂપતિ ન્યારા, ચંદ્ર આગળ જેમ તારા રે; રાયે૦
ધનુષપૂજન કીધું જનક ભૂપાળે, ચંદન પુષ્પની માળે રે; રાયે૦
ઢોલ નિશાન ને દુદુંભિ વાજે, ઘોર ગગન લગે ગાજે રે; રાયે૦
જનક પાસે ઉભાં જાનકી આવી, ધનુષને પુષ્પે વધાવી રે; રાયે૦
બોલ્યા શતાનંદગુરૂ નૃપ જોઇ, ધનુષ ચઢાવો ને કોઇ રે; રાયે૦
એવું સુણીને ઉઠયા મહીપતિ મુખીઆ, ભુજ બળ સમર્થ સુખીયા
રે; રાયે૦
ધનુષ તળે કર ન શકયા ઘાલી, ચંચળ આવ્યા જે ચાલી રે; રાયે૦

ઊઠી ઊઠી આવે છે ભૂપતિ બળીઆ, કરી શ્રમ પાછા વળીઆ રે; રાયે૦
આવ્યો છે ઇંદ્ર નરેંદ્રને રૂપે, ન ચઢયું ધનુષ સુરભૂપે રે; રાયે૦
વાસુકિ આવ્યો અનુપમ વેશે, ધનુષ ફર્યું નહીં શેષે રે; રાયે૦
લંકપતિ લંક બાંધીને ઊઠયો, જાણીએ મેઘ વછુટયો રે; રાયે૦
દોડયો દશાનન ગર્વે ભરાણો, મન જાણે હું સફળાણો રે; રાયે૦
ચાપ તળે કર દશ દશ ચંપ્યા, તે દેખીને દિક્પતિ કંપ્યા રે; રાયે૦
ધનુષ તળે ભુજ વીશ ભરાયા, તે કહાડતાં કર કચરાણા રે; રાયે૦
લડથડયો દશમુખ મહીપતિ હસીઆ, મુકુટ મસ્તકથી ખસીઆ રે; રાયે૦
વીશ ભુજા દશ મસ્તક ધારી, હાર્યો રાવણ અહંકારી રે; રાયે૦
વરૂણ વાયુ આવ્યા નરવપુ ધારી, ધનુષ થકી ગયા હારી રે; રાયે૦
દશ સહસ્ર મહીપતિ એકઠા ધસીઆ, ધનુષના ખુણા ન ખસીઆ રે; રાયે૦
દશ દિક્પાળનો લાગ ન લાગ્યો, સર્વેનો ગર્વ ત્યાં ભાગ્યો રે; રાયે૦
કેટલાક ભૂપ વિના ઉપહાસે, ન ગયા પિનાકની પાસે રે; રાયે૦
ન ચડે ધનુષ વળે ભૂપતિ પાછા, તે આછા થકી લાગે આછા રે; રાયે૦
કેટલાક ભૂપતિ મનમાં રે લાજી, શીઘ્ર ચાલ્યા રથ સાજી રે; રાયે૦
જનકની આજ્ઞા માગી ન માગી, તે ( વળી ) ગયા ભૂપતિ બળ ત્યાગી રે; રાયે૦
જોયું જનકે કોઇએ ધનુષ ન ચડીઉં, તે પર્વતની પેરે પડીયું રે; રાયે૦
જનક ભણે મારી પુત્રી ન પરણી, વીર વિના થઇ ધરણી રે; રાયે૦
ભૃગુપતિએ પૃથ્વી નક્ષત્રી કીધી, વીરકળા હરી લીધી રે; રાયે૦
એણીપેરે સાંભળી લક્ષ્મણે વાણી, લોચન ક્રોધે ભરાણી રે; રાયે૦
ભણે રે પ્રભુ મને આજ્ઞા દીજે, ( તો ) ભૂપતનું મનડું પતીજે રે; રાયે૦
કહો તો બ્રહ્માંડને પાટુએ પાડું, નભ લગે અવનિ ઉશાડું રે; રાયે૦
સાત સાગર કહો તો એકઠા ભેળું, આભના તારા ઉખેળું રે; રાયે૦
નિર્વીર પૃથ્વી જનકજીએ જાણી, ન શકયું ધનુષ કો તાણી રે; રાયે૦
પ્રભુ તમ આવે જો ધનુષ ન ભાગે, તો રવિકુળ લાંછન લાગે રે; રાયે૦
સાંભળી બ્રાત વાળ્યા રઘુનાથે, આપણ છીએ મુનિ સાથે રે; રાયે૦

આજ્ઞા વિના કાંઇ કામ ન થાયે, સેવા તણું ફળ જાએ રે; રાયે૦
સાંભળી ઋષિ હસી બોલ્યા મુખથી, ધનુષ ચઢાવો સુખથી રે; રાયે૦
રામ રઘુકુળ કેસરી કહાવો, શંભુનું ધનુષ ચઢાવો રે; રાયે૦
મુનિવરનાં સુણી વાયક કર્ણે, ઉઠી પ્રભુ લાગ્યા ચરણે રે; રાયે૦
કટિ તટ–પલવટ નાથે ના વાળી, ન બાંધી પાઘ સંભાળી રે; રાયે૦
સે'જે ધર્યું જઇ ધનુ ત્રિપુરારિ, તે લાગ્યું કુસુમ જેવું ભારી રે; રાયે૦
તાણી પિનાકના કર્યા ત્રણ કટકા, તે આભ લગે જઇ અટકયા રે; રાયે૦
સપ્ત પાતાળેથી પન્નગ પડકયો, ભાનુ તણો તુરી ભડકયો રે; રાયે૦
કલમલ્યો કુરંગ ધનુષ કડાકે, દિગ્ગજ ભાગ્યા ભડાકે રે; રાયે૦
દેવ રહ્યા દંત આંગળી ઘાલી, જોવા આવ્યા સહુ ચાલી રે; રાયે૦
કોય કે' ભવકોદંડ કિશોરે, વય વિના ભાંગ્યું છે જોરે રે; રાયે૦
કોય કે' ભૂપતિ એવું કરીએ, જાનકી ઝોંટીને વરીએ રે; રાયે૦
કોય કે' ભૂપ એવું ન કીજે, અન્યાયે કન્યા કયમ લીજે રે; રાયે૦
કોય કે' જાણ્યું અજાણ્યું મા ભાખો, બોલ્યા વિના બળ રાખો રે; રાયે૦
જેણે શરાસન શંભુનું ભાંજ્યું, અસ્ત્ર અખંડિત ગાજ્યું રે; રાયે૦
તે સાથે યુદ્ધ કરે કેમ ચાલે, મારી મહીતળે ઘાલે રે; રાયે૦
કોય કે' ભૂપ ચાલો રથ જોડી, ભીડ થાય જેમં થોડી રે; રાયે૦
ભક્તભૂપતિ ઘણું મનડામાં હરખે, તે રૂપ રાઘવતણું નરખે રે; રાયે૦
દેવનાં દુદંભિ વાગ્યાં છે વ્યોમે, વરસે કુસુમ ઘણાં ભોમે રે; રાયે૦
થાળે કુતૂહળ મંડપમાંહી, સજ્જન હરખ્યા છે ત્યાંહી રે; રાયે૦
આપી રઘુવરને વરમાળા, આલીને જાનકી બાળા રે; રાયે૦

---

૧૧૦

નૃસિંહાવતાર

( રાગ–કલ્યાણ )

બાળા દેખાડ દેખાડ તારો વૈકુંઠપતિ, એમ હોકારે બકારે બોલે
મૂઢમતિ;

હું તો મનમાં ન રાખું કેની બીક રતિ, બાળા દેખાડ દેખાડ
તારો વૈકુંઠપતિ.
હમણાં પ્રહાર કરીને ત્હારા પ્રાણ હરું, ત્યારે હિરણ્યકશિપુ મારૂં
નામ ખરૂં;
હું તો બ્રહ્માંડમાં ભય કોનો નવ ધરું, બાળા દેખાડ દેખાડ તારો
વૈકુંઠપતિ.
હું તો વેરીતણે છળેબળે માર્યો નવ મરું, વર બ્રહ્માએ આપ્યા તે
અભિમાન ધરું; તેણે સકળ ભુવનમાંહે પુજ્યો ફરું. બાળા૦
મુને શું કરે તારો રામ રીસ કરી, મ્હારી સન્મુખ ન શકે ધીર ધરી;
ગયો વૈકુંઠથી ન્હાસી મ્હારે ત્રાસે કરી. બાળા૦
વર બ્રહ્મા તણો મિથ્થા કરે કોણ વળી, જેથી પ્રગટી સૃષ્ટિ વિવિધ સઘળી;
મુને સહાય થયો છે તપમાં રે મળી. બાળા૦
એવો દિવસ કયો જે દેખું દેવ હરિ, જુદ્ધ કરું તેની સાથે કર ખડ્ગ ધરી;
પેહેલો એ મળે તો મેલું બીજી વાત પરી. બાળા૦
એવું વચન સુણીને બોલ્યો બાળ મુખે, રાજા બળ શાને કરો બેસી રહોને
સુખે;
હું તો દુબળો થાઉં છું ત્હમારે દુઃખે, દાદા દેખાડું શું રામ મારો
રહ્યો છે વ્યાપી;
બધી સૃષ્ટિ સુરાસુર એણે થાપી, દાદા દેખાડું શું રામ મ્હારો
રહ્યો છે વ્યાપી.
મ્હારો પ્રભુજી વસે છે ત્રૈલોક વિષે, એને ન જાણતા આપણુથી દૂર રખે;
નથી બ્રહ્માંડ કોઇ મ્હારા નાથ પખે. દાદા૦
એ તો આત્મસ્વરુપી સહુ માંહે વસે, જેમ દર્પણ માંહે પ્રતિબિંબ ધસે;
તેમ સઘળે ગોવિંદ અળગો ન ખસે. દાદા૦
ત્યારે બોલિયો અસુર મન ક્રોધ થકે, અલ્યા જાણ્યું અજાણ્યું કેટલું બકે;
એક આ સ્થંભથી ઠાકોર તારો પ્રકટી શકે. બાળા૦
એવું સુણી બાળક કર જોડી કહે, મારા સ્વામીજી મહિમા તો સત્ય લહે;
હુંમાં તુંમાં સ્થંભ ખડ્ગ સહુમાં રહે. દાદા૦

પછી પ્રલ્હાદ સંભારે વૈકુંઠ ધણી, નીરખી પ્રેમશું જોયું ત્યાં સ્થંભ ભણી;
માંહે દીઠા નરસિંહ ત્રૈલોકધણી. દાદા૦
દેખી સ્થંભને પ્રલ્હાદે પ્રણામ કર્યો, મન આનંદ આણીને પ્રદક્ષિણા ફર્યો;
એવું દેખીને દાનવપતિ ક્રોધે ભર્યો. બાળા૦
બાંધો સ્થંભશું વછુટે ઉઠયો ખડ્ગ ધરી, દાડી મુછ પછાડી દોડી દોટ દઈ;
ફાટો કડડડ સ્થંભ ધરા ધ્રુજી રહી. બાળા૦
દીઠો કારમો કેસરી નર પ્રગટ થયો, રૂપ નિહાળી દાનવપતિ દૂર ગયો;
ધરી ઢાલ ખડ્ગ આવી ઉભો રહ્યો, જુઓ પિતાજી પ્રેમે સુજ વૈકુંઠપતિ.

## પૂર્વ છાંયો

ઢાલ ખડ્ગ કરમાં ગ્રહી, અસુર ઉન્તમ ઉભો થયો;
નરખી શ્રીનરસિંહને, જુદ્ધ કરવા સન્મુખ ગયો.
ઉગ્ર રૂપ નરસિંહનું, તે દેખીને દુર્બુદ્ધ;
મનમાં ભય પામે નહિ, ઉન્મત્ત માંડયું જુદ્ધ.

## ઉથલો

અસુરશું નરસિંહ રૂપે, જુદ્ધ કરે જગદીશ;
તે કથાનો સુણો મહિમા, રાય માનવધીશ.

---

## ૧૧૧

( રાગ—કલ્યાણ )

જોતાં કડડડ સ્થંભ ફાટયો કારમો રે, પ્રભુ પ્રગટયા તે નરસિંહ રૂપ;
ભડડડ ભાગા ભડ ભૂપતિ રે, છે ભક્તવત્સલ સ્વરૂપ;
રામ દેવશું જગાડયું જુદ્ધ દાનવે રે.
ભ્રુકુટી કુટિલ બીહામણી રે, દીસે નયણામાં પાવકની ઝાળ;
નાસિકા ઘોર ઘણો આકળો રે, તેણે ડોલવા લાગ્યા છે દિગ્પાલ.
રામ૦

ખાયે બગાસાં વિકાસે મુખ વેગશું રે, થાય તેમાં ત્રણ લોક સમાસ;
હોંકારો કરે શ્રીહરિ આકળોરે, ચૌદ ભુવનમાં થાય તેનો વાસ.
રામ૦
બેહુ હસ્ત બીરાજે બલ ભર્યાં રે, જેવા ઝળકે તે લાલ ગુલાલ;
તલપે વિડારે શિશુ દૈત્યને રે, હુતાં હજુરી હજારો ખવાસ. રામ૦
અંગ ઉપર વિકરાળ રોમાવાળી રે, જંઘે તે કેસરીના જેવા કેશ;
વદન તેજ રવિ કોટીનું રે, ધર્યો પ્રભુજીએ વિકરાળ ઘણો વેશ. રામ૦
ધ્રુજે ધરણી ચરણ ધમકારથી રે, ગાજે પરછંડે ગગન બ્રહ્માંડ;
ખળભળે શિખર શૈલ્યનાં રે, શેષ સળવળે ચળે નવ ખંડ. રામ૦
એવું નિહાળી સ્વરૂપ નરસિંહનું રે, મન બીનો નહિ દાનવનાથ;
ઢાલ ખડગ કરમાં ગ્રહી રે, જુદ્ધ માંડયું મધુસૂદનની સાથ. રામ૦
ત્યાં ક્રોધ કરી નરકેસરી રે, તોડયો તલપે કરીને તત્કાળ;
જોરાવર ઝાલ્યો જીવતો રે, વળી વેગેથી વછૂટે વિકરાળ. રામ૦
નાખી આ ચુદ્ધ ગગન લગે ઉછળે રે, આવે બીહાવતો દાનવ થઇ ક્રુર;
વળગે વછૂટે રૂઠે રામશું રે, ઉઠે તનમાંહે સમાય નહિ શૂર. રામ૦
પડે લડથડે વઢે જઇ વાડશું રે, માર્યો મરે નહિં અસુર અકાલ;
ઇંદ્ર બ્રહ્મા આડા દઇ વાદળાં રે, જોવા આવ્યા અમર ચારે ચાલ. રામ૦
દળ વાદળમાં વળે જેમ વિજળી રે, તેમ વિષ્ણુ સાથે દોડી મળે દૈત્ય;
ભારી ભુજ સહસ્રના પ્રહારથી રે, નવ ભાગો આયુધ ગ્રહિત. રામ૦
ઝાલે ઝડપ નાખીને નરકેસરી રે, વળી વેગેથી વછૂટી વીર જાય;
દેખીને ધ્રુજવા લાગ્યા દેવતા રે, મન મુનિ ન ધરી શકે કોઇ. રામ૦
જુદ્ધ દારૂણ દેખીને વિસ્મય થયા રે, ઇંદ્ર બ્રહ્મા વિચારે છે એમ;
નરહરિ આગળ જુદ્ધમાં રે, જાણ્યું રખે રહેતો દાનવ ખેમ. રામ૦
થાય ઉંચો નીચો ને બેબાકળો રે, નવ ઝાલ્યો રહે નરસિંહનો હાથ;
ક્રીડા કરે અસુરશું શ્રીહરિ રે, ભરે સહસ્ર ભુજાતણી બાથ. રામ૦
નવ જાણે સુર એમાં કોણ જીતશે રે, એવો અસુર અતુલ બલવંત;
રાજ જુદ્ધ જોઇને દૈત્ય ને દેવતણું રે, વળી આંગળી લઇ રહ્યા દંત.
રામ૦

ભોમ ભાર જંજાલે પ્રહારતા રે, ભય પામ્યો ઘણું મન ભુજંગ;
સઘળા ભેળા સપ્ત સિંધુ સામટા રે, પડે ખડતાલે પર્વતશૃંગ. રામ૦
મલજુદ્ધ પ્રબળને બળે કરી રે, ઘણું શિથિલ થયો શેષ;
ગર્જનાએ ગર્ભ ઘણા ગળ્યા રે, જાણ્યું ભૂતળ વાદળ ભેળે એક. રામ૦
એમ અસુરને વિષ્ણુ વઢે વાદશું રે, તેણે સુઇ ન શકે કોઇ સેજ;
તેજ પ્રકાશ્યું નરસિંહનું રે, તેણે નભમણિ થયા નિસ્તેજ. રામ૦
એવો દિતસુત શ્રીહરિશું વઢે રે, જેમ ઉડી પડે પાવક પતંગ;
હારે નહીં હરિતણી હાકથી રે, ત્યારે કોપ્યા વળી પ્રભુ નરસિંહ.
રામ૦

મુખ ડાઢ વધારી વિકરાળ શું રે; કીધું નરહરિ હાસ અટાટ;
કાયર થયો દેવના ત્રાસથી રે, ત્રાડે દડી પડયો દાનવ વેરાટ. રામ૦
વાગે વદનનો શબ્દ જઇ વ્યોમશું રે, જેમ ગગનમાં ગડગડે મેઘ;
સાહી લીધો અસુરને અંકમાં રે, જેમ ખગધર વિષધર વેગ. રામ૦
સંધ્યા સમે ગ્રહી મંડપને દ્વારે, આવી ઉંબરે બેઠા અવિનાશ;
ઉદર ઉખેડે નખે સ્નેહશું રે, કોઇ ઉભી ન શકે પ્રભુ પાસ. રામ૦
દૈત્ય ખોળે પડયો ખગપતિ દેવને રે, મન ચિંતવે છે મેલી નિઃશ્વાસ;
મ્હારો અંતકાળ આવ્યો ગોપાળથી રે, ત્હેને નિશ્ચે આવ્યો મન
વિશ્વાસ રામ૦
પહેલાં ઉરપર પ્રવેશ થનો નહીં રે, ચક્ર ફરશીને કઠણ કુલીશ;
નખથી જઠર કીધું જુજવું રે, ત્હેનો આવ્યો અવસાન સમેધીશ. રામ૦
પ્રભુ એણી પ્રાજે કરે દૈત્યને રે, મારી પાપીના કાઢયા પ્રાણ;
આંતરડાંની માળા કંઠમાં ધરી રે, બેઠા સિંહાસન ચઢીને ચક્રપાણ.
રામ૦

કોણ પહોંચે પ્રભુજીની ચતુરાઇને રે, જેણે સર્વ રચ્યો સંસાર;
બ્રહ્માતણાં વચન ન લોપિયાં રે, તેમ અસુર વિડાર્યો કીરતાર. રામ૦
વર બ્રહ્માતણાં સત્ય કરી પાળિયાં રે, દુષ્ટ માર્યો સમે વિચારી
પ્રદોષ;
પુષ્પવૃષ્ટિ કરે સર્વ દેવતા રે, વાજે દુંદુભીતણા નિર્ઘોષ. રામ૦

## ૧૧૨

### ધ્રુવાખ્યાન

( ચન્દ્રાવળા છંદ )

ઉત્તાનપાદ નર નીપનો, રાજા પરમનિધાન,
અનુપમ બે સુંદરી ત્હેનાં, સુરતિ સુમતિ નામ;
સુરતિ ઉપર નહિ રે માન, ધ્રુવજી તેના એક સંતાન,
સુમતિ ઉપર છે ઘણું હેત, તેનો કુંવર ઉત્તમ એક.
જે જે વૈકુંઠરાય.

ઉત્તમ ઉછંગે બેસાર્યો રાય, સભામાંહી એકવાર,
લાડ લડાવે પ્રેમશું રાણી, હૈડે હરખ અપાર;
હરખ ન માયે હૈડામાંય, ધ્રુવજી રમતા આવ્યા ત્યાંય,
ઉછંગ બેસવા કીધાં મન, અપર મા કહે કઠણ વચન. જે જે૦

સુમતિ–અપર મા એમ બોલ્યાં ભુંડા, એ સુખ તુજને ક્યાંથી,
અભાગણીના પેટતણા તું, જાને અકરમી ઇહાંથી;
ઇહાંથી જઇ વનમાં તપ માંડ, હરિ ભજીને કાયા છાંડ,
ફરી જનમ લે મ્હારે શરીર, તો ત્હને રાજ અપાવીશ વીર.
જે જે૦

વચન વનિતાનાં સાંભળી, ઉતર્યો મ્હોંનો રંગ,
સભા તે સઘળી દેખતાં, ધ્રુવજી થયા મનભંગ;
મનભંગ થઈ નાખ્યો નિઃશ્વાસ, રોતા આવ્યા માની પાસ,
માયે ચાંપ્યા હૃદયાસાથ, કહે કુંવર કોણે દુભાવ્યા આજ.
જે જે૦

ધ્રુવ–આજે સભામાં માવડી, બેઠો ઉત્તમ રાયને ખોળે,
ઉછંગ બેસવા હું ગયો ત્યારે, અપર મા એમ બોલે;
અપર કહે અભાગણી કેરા, સુખ વાંછો તો વન જાઓ વ્હેલા,
ફરી જનમ લે મારે શરીર, તો તને રાજ અપાવીશ વીર.
જે જે૦

સુરતિ–વળતી માતા ઉચરે, કુંવર હૈડે ન ધરીએ દુઃખ,
પૂરણ પુન્ય કીધાં હશે ત્યારે, તે ભોગવે છે સુખ;
સુખ આપણુને કયાંથી વ્હાલા, નિયમ ધર્મ કશા નથી પાળ્યા,
નથી સંતોષ્યા જોગી જતિ, તપ તીરથ વ્રત કીધાં નથી.
જે જે૦

નથી સંતોષ્યા સાધુને, નથી આપ્યાં વિપ્રને દાન,
ઓછાં કરમ જયાં આપણાં, ત્યાં કયાંથી રાયનાં માન;
માન ભોગવે ઉત્તમ નિત્ય, દત્ત વિના કયમ પામિયે વિત્ત,
જો હોય ઇંદ્રાસનનો ખપ, તો કુંવર જઇ માંડો તપ.
જે જે૦

તપ માંડયો બ્રહ્માજીએ ત્યારે,પામ્યા પદ્માસન,
સેવા કીધી મનભાવતી ત્યારે, પ્રગટયા નારદ મુન;
મુનિયે માંડયો મોટો જાગ, તપ તીરથ વ્રત થયાં સુભાગ,
જો કરીએ શ્રીહરિ પ્રસન્ન, તો અભાગિયાં ટળીયે તન.
જે જે૦

ધ્રુવ– ત્હને અભાગિણી હું ટાળું મા, છું રે તમારો તંન,
વનમાં જાઉં વેગે કરીને, સુખ સંભારું નહિ અન્ય;
સુખ સંભારે સાલે જેહ, વિશ્વંભરે પરઠિયો દેહ,
હરિ મળે તો તાપ ઓલાય, નહિતર પ્રાણ તજું વનમાંય.
જે જે૦

સુરતિ–માતાને આંસુ આવીયાં ને, અંતર ઉપની દાઝ,
રાજાએ મને પરહરી કુંવર, તુંએ કરે છે તાજ;
તુજ વિના હું રહીશ કેમ, ટોળા વછુટી મૃગલી,
જળ વિના જેવી માછલી, મ્હારા પ્રાણ જશે ટળવળી.
જે જે૦

ધ્રુવ–ટળવળ મા રે માવડી તું હવે, દુઃખનો આવ્યો અંત,
બીજ રોપાવીશ સુખનું ત્હેને, ફળ લાગશે અનંત;
અનંત કરૂણા કરશે હરિ, આપણી આશા પુરશે ખરી,

એ છે સાચો અનાથનો નાથ, ત્હેને ભજવા જાઉં રે માત.
જે જે૦

સુરતિ–વળી માત એમ ઉચરે કુંવર, પાંચ વરસનો તંન,
બીજું બાળક એકે નથી, કેમ હું વાળું મન;
કેમ મોકલું વનની વાટે, કહેતાં મારાં હૈડાં ફાટે,
આંખની આગળ રહો રે બાળ, ઘેર બેઠાં ભજીયે ગોપાળ.
જે જે૦

ધ્રુવ–ઘેર ગોપાળ ન પામીયે, મનમાં મોહ ઉપજે માય,
ખાતાં પીતાં પહેરતાં માતા, કેમ દમાશે કાય;
કાયા દમતાં સરશે કાજ, તપ કરતાં મળશે મહરાજ,
વનમાં જૈ વહેલો આવીશ, માતા દો મુજને આશીષ.
જે જે૦

સુરતિ–આશીષ દે છે માવડી સુતને, હજો કુશળ કલ્યાણ,
મસ્તકે રક્ષા માતની–કંઠે, કૃષ્ણની રક્ષા જાણ;
કંઠે કરજો કૃષ્ણ રક્ષણ, ઉરની આગળ નારાયણ,
કટી કેશવ પુરુષોત્તમ પાય, એવી આશીષ દે છે માય. જેજે૦
માને આંસુ આવ્યાં ત્યારે, થંભીને રાખ્યાં નીર,
ર્‌હારી જીભે કેમ કહું વળી, વનમાં વિચરો વીર;
વીર વચન કોનાં નવ ધરશો, તપ કરતાં માયા નવ કરશો,
તપથી તમને મળશે હરિ, વીરા વેગે પધારશો ફરી.
જે જે૦

કવિ–ફેરા ફરિયો માતાને, ફરીને લાગ્યો ચર્ણ,
આજ્ઞા માગીને સંચર્યો, વંદીને શુભ શુકન;
શુકને મળી સવત્સી ગાય, સુવાસણી બેડું ભરી જાય,
વરકન્યા પરણીને વળ્યાં, વેદ ભણંતા વિપ્ર જ મળ્યા. જેજે૦
મળ્યા શુકન સઉ હર્ષના, ધ્રુવજી નીકળ્યા નગર બહાર,
આગળ જાતાં ધ્રુવજીને રે, મળિયા બ્રહ્મકુમાર;
બ્રહ્મકુંવર ભગવાનને ચાહતા, હરિગુણ ગાતા વેણુ સુવાતા,

કર જોડી કહે છે ભૂપતન, ક્ષમા કરો ત્હમે નારદ મુન્ય.
જે જે૦

નારદ—નારદ કહે શીદ જાઓ છો, શું છે ત્હમારે કામ,
કોણ ત્હમારાં માતપિતા, શું છે ત્હમારૂં નામ;
ધ્રુવ—મ્હારૂં નામ છે ધ્રુવ નિર્ધાર, મ્હારા પિતાને બે છે નાર,
રાવ રાણા બેઠા સઉ રંગ, ઉત્તમને તેડયો ઉછંગ.
જે જે૦

ઉછંગે બેસવા હું ગયો મ્હારી, ખાંત ઉંડ્યાની ખોલી,
દ્દષ્ટિએ મુજને દીઠો ત્યારે, અપર મા એમ બોલી;
અપર કહે અભાગણી કેરા, જો સુખ વાંછો વન જાઓ વ્હેલા,
ફરી જનમ લે મારે પેટ, તો ત્હને રાજ અપાવીશ નેટ.
જે જે.

નેટ નારદ કેમ ભોગવું, એનું આપ્યું ધન,
સભા સઘળી દેખતાં, મ્હને કહ્યાં કઠણ વચંન;
કઠણ વચન તે કેમ વિસરે, લોઢા સમ હોય તો નીસરે,
ખડ્ગતણો તો સહીયે ઘાય, પણ એ બોલ સહ્યા નવ જાય.
જે જે૦

નારદ—જારે ઘેલા અત્યારથી, તે તું એવડો શો ધરે કાળ,
માન કુમાન શું ત્હારે, તું તો પાંચ વર્ષનું બાળ;
બાળકને શા ધરવા બોલ, ખાઓ પીવો ને કરો કલ્લોલ,
અપર માનાં એવાં હેત, વિસારીને વાળો ચેત.
જે જે૦

ધ્રુવ—ચિત્ત તે કઇપેર વાળિએ, મ્હને બોલાવ્યો નહીં બાપ,
કશાયમાં લેખ્યો નહિ હુંને, ઉકળું છું તે તાપ;
નારદ—તાપ કુંવર નહિ આણીએ રતિ, સુખદુઃખનું કોઇ સંગિત નથી,
હરિયે નિર્મ્યું તેમજ હોય, કર્યાં કરમ છોડાવે નહિ કોય.
જે જે૦

કો કાળે વૃદ્ધિ હાણ છે, ત્હેનો ન ધરો હર્ખ ને શોક;
અણુચિંતવ્યું જે આવી મળે, ત્હેનો ધર સંતોષ;

સંતોષી કુંવર ઘેર પધારો, અપર માના બોલ વિસારો,
આવ કુંવર ત્હારા બાપને કહું, રાજ અપાવું ને માને સહુ.
જે જે૦

ધ્રુવ—સભામાં શું દેખાડીએ, શૌકોમાં વળી નાક,
સભામાં જ્યારે શોભશું, મન પૂરશે અભિલાખ;
લાખ લાખેણો કરશે હરિ, ત્યારે મંદિર આવીશ ફરી,
તપ કરતાં જો હરિ નહિ મળે, તો મુજ પ્રાણ તજીશ બળે.
જે જે૦

નારદ—બળ કીધે હરિ નહિ મળે, માનો મ્હારૂં વચન,
જન્મથકી જોગી દેહ દમે, સ્વપ્ને નહિ દર્શન;
દર્શન ત્હમને કેમ આપશે, વન જઈને વિમાસણ થશે,
વાઘ વરુ વનમાં બહુ હશે, તે દેખીને તન ધ્રુજશે.
જે જે૦

જાશે ચિત્ત સંસારમાં ત્યારે, સાંભરશે રંગભોગ,
ભૂખ તરસ જ્યારે લાગશે, ત્યારે કુંવર મૂકશો જોગ;
ધ્રુવ—જોગ ઋષિ નહિ મૂકું સ્વામ, મન ઇંદ્રિયો રાખીશ ઠામ,
મેરુ ચળે પણ હું ચળું નહિ, ઋષિજી તમ પરતાપે સહી.
જે જે૦

નારદ—ઋષિ કહે તું નીસર્યો ત્યારે, જાને મધુવનમાંય,
જમનાજીમાં, નાહીને તું, તપ આદરજે ત્યાંય;
ત્યાં જઇ કરજે અલ્પાશંન, જળ પત્ર ને ફળ પ્રાશંન,
વળી તું ભજજે હરિનું નામ, સ્વરૂપ સમરજે શ્રીઘનશ્યામ.
જે જે૦

શ્યામને શીશ મુગટ છે—કાને, કુંડળ મકરાકાર,
કોટે કૌસ્તુભ કટિમેખલા, પાય નેપુર ઝણકાર;
પાય પદ્મ શંખ ચક્ર ને ગદા, એવું સ્વરૂપ સમરજો સદા,
કાનમાં અક્ષર કહું છું જેહ, દ્વાદશ અક્ષર ભણજો તેહ.
જે જે૦

એ કરતાં ખટ માસમાં, તુજને મળશે વૈકુંઠનાથ,
કવિ—આશીર્વાદ દઇ દાસને, મસ્તક મુકયો હાથ;
હાથ જોડી ધ્રુવ લાગ્યો ચરણુ, આજ્ઞા માગી વિચર્યા અરણુ,
એહ કથા રહી એણે ઠામ, ઋષિ પધાર્યા રાયને ગામ.
જે જે૦

મુનિ આવ્યા મહારાજને જોવા, રાય તણું સુખ મન,
માન દીધાં બ્રહ્મપુત્રને, વળી આપ્યાં આસંન;
આપ્યાં આસન બેઠા ઋષિ, આશા ઉત્તમ તાતને વસી,
રાજા—આ શાંરે ઋષિ સુખનાં રાજ, ધ્રુવ વિના ચિંતા અતિ આજ.
જે જે૦

આજ સભામાં ઋષિજી મ્હારે, ઉત્તમ ખોળા માંય,
ધ્રુવજી હોય તો આજ વધે બહુ, ઉછંગની શોભાય;
ઉછંગે બેસવા ધ્રુવજી આવ્યો, ત્હેને તો મ્હેં નવ બોલાવ્યો,
સ્ત્રીને વરાંસે નીસર્યું બાળ, અપર માયે દીધી ગાળ. જે જે૦
ઋષિ એ વચને નીસરિયો રે, વીરો ગયો છે વન,
વનમાં વાઘ વરૂ હશે ત્હેને, દેખી ધ્રુજશે તન;
તન ધ્રુજશે રે તડકે ટાઢે, મંદિરમાં મા'લતો લાડે,
વાયુ વૃષ્ટિ કેમ સહેશે કુમાર, એની કાયા કોમળ સાર.
જે જે૦

કોમળ પટકુળ પહેરતો, કેમ ઓઢશે મૃગચર્મ તેહ,
મસ્તક બાંધતો મોળિયું કેમ, જટા રાખશે એહ;
એહ આનંદે હરતો ફરતો, ઘોડાની અસ્વારી કરતો,
કાંટામાં કેમ સૂશે બાળ, એની શય્યા અહીં છે સાર.
જે જે૦

સારાં અન્ન આરોગતો તે, ફળ પત્રો કેમ ખાશે ?
પાણી પીતો પળે પળે તે, જળવિણુ કેમ રહેવાશે ?
ત્હેની વતી રહેવાશે કેમ? તેહ વિના હું દાઝું એમ,
સુખ વિનાનો થયો શરીર, વીસરતો નથી તેહજ વીર.
જે જે૦

વળી વીરો અહિંયાં આવતો, રમત રમતો અપાર,
ભૂખ તરસ જ્યારે લાગતી, સુખડી માગતો સાર;
સારી સુખડી સુંદર એવો, કાલુ કાલુ બોલતો એવો,
તેણે અમને કીધાં તાજ, પુત્ર વિના શું કરવું રાજ.
જે જે૦

શું કરિયે વડી સાહેબી, ચિત્ત ઠરતું નથી કોઇ ઠામ,
શું કરિયે આ રાજ અને શું, કરિએ ધન ને ધામ;
ધન ગયું અમારે આજ, પુત્ર વિના સૌ સૂનો સાજ,
પુત્ર વિના હું દુર્બળ દુઃખી, મ્હારા પ્રાણ જશે રે ઝખી.
જે જે૦

નારદ—ઋષિ કહે તમે મા રૂઓ, મ્હને મળ્યો હતો તે બાળ,
આશીર્વાદ દઈ મોકલ્યો, ભજવા શ્રીગોપાલ;
ગોપાલ ભજશે દિવસ થોડે, કુંવર ઘેર પધારશે કોડે,
માંડો રાજ ને છાંડો દુઃખ, એવું કહીને વળિયા ઋખ.
જે જે૦

કવિ— ઋષિને ચરણે લાગીને ધ્રુવ, વિચર્યો વન મોઝાર,
મધુવન પહોંચ્યો પ્રેમથી, કીધો ત્યાં જઈ મન વિચાર;
ત્યાં જઈ માસ કીધા ઉપવાસ, બીજે માસે ફળકંદ પ્રાસ,
ત્રીજે માસ છઠે દિન એમ, ચોથે માસે જળના નેમ. જે જે૦
નેમ ધરીને નેહથકી ભજે, ઇશ્વર અશરણશરણ,
પાંચમે પ્રાણજ રુંધિયા ધ્રુવજી, ઉભા રહ્યા એક ચરણ;
ચરણ ચતુરભુજ ચિત્તમાં ધર્યાં, દ્વાદશ અક્ષર મનમાં ભણ્યા,
એમ કરતાં વીત્યા ખટ માસ, હૃદયામાં ઓળખ્યા અવિનાશ.
જે જે૦

અવિનાશીને ઓળખિયા રે, એમ ઉભો રાજન,
પૃથ્વી લાગી ડોલવા ત્યારે, ડોલિયું ઇંદ્રાસંન;
ઇંદ્ર અમર સૌ એકઠા થયા, વેગે કરી વૈકુંઠે ગયા,
જઇ કેશવને લાગ્યા પાય, મધુવનમાં કોઇ કષ્ટે કાય.
જે જે૦

દેવતા– કાયા કષ્ટી વશ રાખવી એ, ઇંદ્રિય મન અચેત,
અચરત એ તો અતિ ઘણું એમ, બોલ્યા અમર ધરી હેત;
અમર કહે અમને બીક લાગી, રખે લિયે ઇંદ્રાસન માગી,
વિષ્ણુ – વિષ્ણુ કહે સાંભળ સુરપતિ, રાજ ભોગ એ ઇચ્છતો નથી.
જે જે૦

નથી ઇચ્છતો સંપત્તિને કે, નથી ઇચ્છતો સુખ તેહ,
ચરણ ધર્યાં ચિત્તે મ્હારા, ક્ષણું અળગો ન મુજથી એહ;
મુજ થકી અળગો નહિ એહ, એણે દમી છે પુરણ દેહ,
સદા સ્મરણ રાખે એ મ્હારૂં, કહોની એને કેમ વિસારૂં.
જે જે૦

વિસાર્યો વિસરે નહિ એને, આપીશ અવિચળ અર્થ,
નામ નહિ લે તે તમતણું, કયાંય બીહો છો વ્યર્થ;
કવિ– ઇંદ્રતણી આસવાસના કરી, સુર થાનક મોકલિયા ફરી,
ગરુડે ચઢી ચાલ્યા શ્રીહરિ, વનમાં આવ્યા વેગે કરી.
જે જે૦

કર્યો નાદ જ્યારે શંખનો ત્યારે, ધ્યાનમાંથી ધ્રુવ જાગ્યા,
નેત્ર ભરી નિહાળીને રે, પ્રેમશું પાયે લાગ્યા;
પ્રેમ કરી પરણામ્યા નાથ, હરિએ મેલ્યો મસ્તક હાથ,
નિર્મળ વાણી હવી પ્રકાશ, સ્તુતિ કરે કર જોડી દાસ. જે જે૦
ધ્રુવ– દાસ દયાળને વિનવું તમો, સર્વ જગતના ભૂપ,
અકળ ત્હમારી ગતિ છે ન્યાળી, અકળ ત્હમારૂં સ્વરૂપ;
સ્વરૂપ નામ ત્હમારૂં જેહ, ગણતાં પાર ન પામું તેહ,
સઘળી વાતે છો ત્હમે શ્યામ, પ્રાણી માત્ર કરે પ્રણામ.
જે જે૦

પરણામી પરમાત્મા શ્રીહરિ, સારંગપાણી હોય,
અદ્ભુત શક્તિ આપની, ત્હારો પાર ન જાણે કોઇ;
પાર ન જાણે કોઇ લગાર, હું કેમ પામીશ ત્હારો પાર,
એવું સુણી હરખ્યા નરહર, કુંવર કંઇએક માગ્ય તું વર.
જે જે૦

વર કેમ માગું વિઠ્ઠલા હું તો, કરીશ ત્હમારી સેવા,
વિષય ભોગ સંસાર છે એતો, સુપનાનાં સુખ જેવા;
સુપના જેવી કાચી કાયા, સંસારની શી ધરવી માયા,
માયામાં ન મ્હને મોકલો, વાહીને ન કરો વેગળો. જે જે૦

વિષ્ણુ– વેગળો વીરા ક્ષણું ન કરૂં, વળી તું વહેલો આવીશ,
જે ફળ દુર્લભ દેવને મળવું, તે ફળ તું પામીશ;
તે ફળ તુજને આપું આજ, સંસારમાં ત્હારી ન રહે લાજ,
લોક કહે રઝળીને મુઓ, સ્વજનોમાંથી પડયો જુજવો.
જે જે૦

પડયો સ્વજનથી જુજવો, ત્યારે સુરતિને દુઃખ થાય,
ઘેર જાને વીરા તું ત્હારી, વાટ જુએ છે માય;
મા ને બાપતણાં દુઃખ કાપો, ઇહાંથી જૈને સૌને સુખ આપો,
મ્હારી આજ્ઞા પાળજ આજ, છત્રીશ હજાર વર્ષ ભોગવ રાજ.
જે જે૦

રાજ ભોગવી તું આવજે, ત્હને મોકલાવીશ એક વિમાન,
તેમાં બેસી તું આવજે, ત્હારૂં થશે જગતમાં જાણ;
જાણ જગતમાં થશે રાય, તેણે વધશે તુજ મહિમાય,

કવિ– આપી વચન વધા ગોપાળ, જમનાજીમાં નાખ્યું બાળ. જે જે૦
બાળકને મારગમાં જાતાં, ઉપન્યો મન વિચાર,
જે ફળ દુર્લભ દેવ ગણે તે, મ્હને મળ્યા મોરાર;
મળ્યા મોરાર પણ હું નહિ ફાવ્યો, હરિ તજીને માયા લાવ્યો,
આગળ ઋષિજી કહેતા એમ, ત્હમને ત્રીકમ મળશે કેમ.
જે જે૦

મુજને ત્રીકમજી મળ્યાં, મ્હેં તો જવા દીધા ફોક,
ફરી જઇશું સંસારમાં, મ્હને હસશે દુરીજન લોક;
લોક કહેશે એને બુદ્ધિ થોડી, રત્ન આપીને લાવ્યો કોડી,
પણ એક જશ હું મોટો લાવ્યો, હરિનાં દર્શન કરીને આવ્યો.
જે જે૦

લોકો– હરિ દર્શન કરીને આવ્યો રે, રાય ત્હમારો તન,
રાજા– હું દુઃખિયાને શું હસો છો રે, ત્હમે તે સર્વ જન;
દુઃખિયાને હસવા સાચા, વને ગયા કેમ આવે પાછા,
વને ગયાને થયા ખટ માસ, તે કુંવરનો શો વિશ્વાસ. જે જે૦
કવિ– ઉર વિશ્વાસ ન આવ્યો ત્યારે, આવ્યા નારદમુન,
નારદ– હરિ દર્શન કરીને આવ્યો રે, રાય ત્હમારો તન;
રાય ત્હમારો તન ઘણું જીવો, એ કુળમાં પ્રગટ્યા છે દીવો,
કવિ– વચન સુણી રીઝયા નરપતિ, વળતી વધામણી આપી અતિ. જે જે૦
વધામણીમાં આપ્યા રૂડા, રાયે એકાવળ હાર,
રથે બેસીને સાંચરિયા, ને સાથે સુત બે નાર;
નારીને શિરે સુવરણ ઝારી, ભેટ ભલી લીધી છે ભારી,
રાય રથેથી ઉતર્યા જ્યારે, પુત્રે પરણામ્યા તે વારે. જે જે૦
ધ્રુવ– પ્રથમ પ્રણામ અપર માને, ત્હેં ભેટાડયા શ્રીપત્ય,
સુમતી– વળતી માતા એમ બોલ્યાં તું, વાણી બોલ્યો સત્ય;
વાણી બોલ્યો તે સત્ય કહી, આપણી આશા પૂરણ થઇ,
સુરતી– વીરા હું જોતી હુતી વાટ, ત્હેં મ્હારો ટાળ્યો ઉચાટ. જે જે૦
કવિ–ઉચાટ મનનો ટાળ્યો કુંવર, તેડયો આનંદ ભેર,
હેતનાં આંસુ આવ્યાં ત્યારે, દુધની ચાલી સેર;
સેર ચાલી તે કુંવરે પીધી, માતાએ ઘણી આશિષ દીધી,
સુરતી– ઘણાં વર્ષ જીવો રે તન, ત્હમે કર્યાં છે કુળ પાવન. જે જે૦
પાવન કર્યાં કુળ આપણાં, વંશે વધાર્યાં નામ,
મહિમા વધાર્યો જગતમાં તે, ત્હેં ભજીને શ્રીરામ;
કવિ– રામભગત તડકામાં દીઠા, ઉત્તમે ત્યાં છાંયડા દીધા,
બન્ને ભાઇની પોતી રળી; હેતનાં આંસુ આવ્યાં વળી. જે જે૦
વળી રોપાવ્યા બારણા આગળ, કોમળ કેળના થંભ,
અક્ષત અંકુર કુમકુમને જળ, ભરી ચઢાવ્યા કુંભ;
કુંભ ઉપર અક્ષર લખિપાજ, ધ્રુવને અવિચળ હોજો રાજ,
ઢોલ દાદમાં ભેરી નાદ, ધ્રુવ પધાર્યો નિજ પ્રસાદ. જે જે૦

## ૧૧૩

### હિરણ્યાક્ષવધ

( રાગ—વેરાડી )

હિરણ્યાક્ષ હઠે ભરાણો રે, બીજો કોણ છે મુજ સમાણો રે;
કોણ દેવનો દેવ કહાવે રે, દૈત મારવા હામ ધરાવે રે.
એને ખોળી કહાડું ક્ષણ માંહે રે, જઈ જીતું રહેતો હોય જ્યાંહે રે;
જાએ નાશી તો જીવતો ઝાલું રે, લાવી કારાગૃહમાં ઘાલું રે.
એમ કહી મૂછે કર ઘાલ્યો રે, ચૌદ લોકમાં ખોળતો ચાલ્યો રે;
જઇ ઈંદ્રપુરીમાં પોતો રે, દૈત હીંડે ઘરે ઘર જોતો રે.
કોય માધવ મુજને દેખાડો રે, પુરૂષોતમ દષ્ટે પાડો રે;
એશું ખડ્‌ગવિદ્યાએ ખેલું રે, દષ્ટે દેખું તો જાતો ન મેલું રે.
તમે સાંભળો અમર મેર રે, રાખે દાનવ સાથે વેર રે;
કરે દેવ તમારી સાર રે, તેને ખોળી કાઢું નિરધાર રે.
એ તો મૃત્યુ અસુરનું આણે રે, તેની ત્રેવડ કરવી આ ટાણે રે;
જેને મુનિજન સર્વ સંભારે રે, તેનું મુખ જોવું છે મારે રે.
કહાવે અમરતણો એ સ્વામી રે, બહુ વેશ ધરે બહુનામી રે;
તમે દેખાડો એનું ઠેકાણું રે, નહિતર અંત તમારો આણું રે.
વળતા બોલ્યા તે સર્વે સુર રે, તું તો કોઇ નવ જાણે અસુર રે;
એ તો અખિલ જગતના વાસી રે, તું તો જોની સઘળે તપાસી રે.
એ તો કોઇ થકી નવ છેટે રે, પણ ખોળ્યા વિના નવ ભેટે રે;
ઘર મૂકી વનમાં જાય રે, તેને સન્મુખ દર્શન થાય રે.
મોટા સદ્‌ગુરૂ શિર થાપે રે, તે પણ એનું ઉપાસન આપે રે;
જો કોઈ નિશદિન સ્મરણ રાખે રે, તેને રૂપ રમાવર દાખે રે.
તુંને વેરભાવે લાગ્યો લક્ષ રે, તોએ પ્રભુ થશે પ્રત્યક્ષ રે;
એની વાત તો બ્રહ્મા જાણે રે, મુખથી ચારે વેદ વખાણે રે.
તું તો બ્રહ્માને પુછતી ખ્યાત રે, જે જાણે છે એની વાત રે;
એવું સાંભળી બ્રહ્મા પાસે રે, દૈત આવ્યો છે એક શ્વાસે રે.

આવી ઉભો શીશ નમાવી રે, બ્રહ્મા પૂછે તે પ્રેમ જણાવી રે
કહે પુત્ર આવ્યો છે કેમ રે, કાંઈ માંડયો છે ઉન્માદ એમ
બોલ્યો દૈત તે જોડી હાથ રે, મારી વિનતિ સાંભળો નાથ રે;
મુને નારદે જે કંઇ કહ્યું રે, તે તો વચન હૃદે મેં ગ્રહ્યું રે.
તુંને મારશે માધવ રાય રે, જેનો મોટો ઘણો મહિમાય રે;
જેણે મધુકૈટભને માર્યા રે, મોટા બળવંત એથી હાર્યા રે.
તેને જાણો તમો મહારાજ રે, તેને દેખાડી દોની આજ રે;
કરી જુદ્ધ ને એને ગાળું રે, દૈત સઘળનું દુઃખડું ટાળુ રે
એવું સાંભળી બ્રહ્મા બોલે રે, કોઇ પુરુષ નહીં એની તોલે
એ તો આદ્ય પુરુષ અવિનાશી રે, એની જોત જગતમાં પ્રકાશ
એ તો કોઇનો માર્યો નવ મરે રે, એ તો તૃણનો મેરુ કરે રે
એને ખોળીએ જો જુગ બાધે રે, તો અદ્વૈત ભાવે નવ લાધે
ઘણા દિવસ લગે તપ સાધે રે, એક ચિત્ત કરીને આરાધે રે
એને ચરણે જે તન મન અર્પે રે, રહી ચરણુને સર્વે સમર્પે
તેને મળે મધુસૂદન પોતે રે, મન હંકાર સર્વે ખોતે રે;
તમો દાનવ કાંઇ નવ જાણો રે, બોલો હંકારે આપ વખાણો
ગુપ્ત વેપાર કરો અણલેખે રે, તે પણ દેવ અંત્રિક્ષથી દેખે
તેણે તમ ઉપર નિર્ધાર રે, મન કોપ કરે કીરતાર રે.
સુર સઘળા મેલી અભિમાન રે, ભાવે ભક્તિ કરે ભગવાન રે;
ગુણ ગોવિંદના નિત્ય ગાયે રે, તેને શ્રીહરિ થાશે સહાયે રે.
તમો ગુણ જો ગોવિંદના ગાઓ રે, ક્ષણમાં સુર સરીખા થાઓ
એને સુર અસુર બે સરખા રે, જેમ સઘળે વરસે વરખા રે.
તમે દુઃખ દો છો સુરની દેહ રે, કરે સ્તુતિ પ્રભુજીની તેહ
સ્તુતિ સાંભળી શ્રીવર રીઝે રે, સુણી ગોવિંદ તમપર ખીજે રે
તેણે શ્રીહરિ તમને સંહારે રે, દેવ પોતાના કરીને ઉગારે રે
તમે દૈત પોતાને પાપે રે, વળી વેર કરો છો આપે રે.
તમે સહેજે કરો છો ક્રીડા રે, તેમાં પૃથ્વી પામે પીડા રે;
તેણે તમને વિષ્ણુ વિદારે રે, તેમાં કોણ પ્રભુને વારે રે.

તમને સરજાવ્યા શ્રીનાથે રે, વળી વેર કરો છો તમે હાથે રે;
વેર વિષ્ણુ સાથે જો કરશો રે, એના માર્યા તે નિશ્ચે મરશો રે.
એવું સાંભળી દાનવ હુંકે રે, એના સમ જો માર્યાવણ મૂકે રે;
એણે પક્ષ જો દેવની રાખી રે, અમે જુદ્ધ કરવા અભિલાખી રે.
એથી બીજીએ નવ નિર્વાણુ રે, પાડું પૃથિવીમાં ભંગાણુ રે;
એ તો કહાવે વિપ્રનો પતિ રે, વઢે અમ સાથે અમરની વતી રે.
બધી પૃથ્વી જળમાં ઝબોળું રે, વિષ્ણુ સંગાથે નિશ્ચે બોળું રે;
એમ કહીને અસુર પાછો વળીઓ રે, આવ્યો અવનિ ઉપર અતિ બળીઓ રે.
અવની બળે કરીને ચાંપી રે, બાધી પૃથ્વી તે થર થર કાંપી રે;
નવ ખંડ ધરા તત્કાળ રે, શેષ સહિત ચાલી રસાતાળ રે.
ત્યારે સુરપતિ જોડી હાથ રે, સહુ સંભારે વૈકુંઠ નાથ રે.

પૂર્વ છાયો

પૃથિવી ચાંપી ચરણ શું, ડોલ્યા દશ દિગ્પાળ;
સુર બ્રહ્માદિક સ્તુતિ કરે, સર્વે દેવ દયાળ;
વહાર કરો વૈકુંઠપતિ, કમળાનાથ કૃપાળ;
સુરસહાયક જગતનાયક, ત્રણભુવનપ્રતિપાળ.

---

## ૧૧૪

### રાગ રામગ્રી અથવા છંદ તોટકની દેશી.

ભણે ઇંદ્ર મુનીંદ્ર ઉપેંદ્ર નમો, કરુણાવર શ્રીહરિચંદ નમો;
સચ્ચિદાનંદ શ્રીઅવિનાશી નમો, કમળાવર વૈકુંઠવાસી નમો.
પુરુષોત્તમ પંકજનેત્ર નમો, પરિપૂરણ બ્રહ્મ પવિત્ર નમો;
રવિ કોટિકલાવર રૂપ નમો, ભગવાન સુરાસુર ભૂપ નમો.
પરમેશ્વર પન્નગશાયી નમો, સચરાચર સંપદદાયી નમો;

શિર ચરણ કરાંબુજ સહસ્ર નમો, પરિધાન પીતાંબરવસ્ત્ર નમો.
કિરીટાદિકલંકૃત ધારી નમો, મધુસૂદન દેવ મોરારી નમો;
શંખ ચક્ર ગદાંબુજપાણી નમો, ખગવાહન પુરુષ પુરાણી નમો.
ત્રટ નિર્ધનપાવન ચરણ નમો, જય માધવ મંગલકરણ નમો;
સુરવલ્લભ સુંદરશ્યામ નમો, જનદાયક દુર્લભ ધામ નમો.
નભવાયુ હુતાશ પ્રકાશ નમો, પૃથિવીજલજંતુનિવાસ નમો;
ગુણવંત અચિંત્ય અનંત નમો, ભયભંજન શ્રીભગવંત નમો.
નિરાકાર નિરંજન દેવ નમો, શિવશંકર સાયક શૈવ નમો;
શરણાંગતવત્સલ નાથ નમો, નિજ ભક્તતણા સદા તાત નમો.
ભુવનેશ્વર ભૂધર વીર નમો, શુભ ધર્મ ધુરંધર ધીર નમો;
દ્વિજપાલક દીનદયાળ નમો, જગદીશ જગતકૃપાળ નમો.
બહુવેશ મહા બળવંત નમો, હૃષિકેશ મહેશ મુકુંદ નમો;
કરો વહાર દયાનિધિ વેગે કરી, સુણતાં પ્રગટયા તતખેવ હરિ.

પુર્વ છાંયો

સુણતાં પ્રગટ થયા હરિ, સુરકારણ તત્કાળ;
વરાહરૂપ ધર્યું પ્રભુજી, જે ત્રણ ભુવન પ્રતિપાળ.
રસાતાળ જાતી ધરા , દાઢાગ્રપર ધરણ;
વિશ્વતણી વહારે ચડયા, સ્વામી અશરણશરણ.
દાનવ સાથે જુદ્ધ રચ્યું, લીધો વરાહ વેશ;
પ્રભુજીએ પૃથ્વી ધરા, જલમાં કર્યો પ્રવેશ.
હરિ હિરણ્યાક્ષ વઢે, ત્યાં થયું દારૂણ યુદ્ધ;
દિગ્પાલ દશે ખળભળ્યા, ને શેષ ભૂલ્યો શુદ્ધ.
સાત સાગર ભેળા ભળ્યા, પડયા પર્વત શૃંગ;
ખળભળે બ્રહ્માંડ બાધું, અસુર કેરે અંગ.

ઉથલો

અસુર કેરે અંગ રે, બ્રહ્માંડ બાધું થરથરે;
ક્રોધરૂપ થયા હરિ, તે સાથ સબળું જુદ્ધ કરે.

૧૧૫

રાગ–સિંધુડો

માંડયું જુદ્ધ તે દુસ્તર દારૂણ હો, જેમ વડવાનળ કંપ વારૂણ હો;
વિશ્વ ઠેલે વરાહ બલ સાયર હો, નીરખી નર થયા બહુ કાયર હો.
કર ગદા પરસ્પર ધારી હો, તન પ્રહાર પછાડે ભારી હો;
આયુધશું આયુધ ઉછાળે હો, ધુરમ દઇને ઘા સંભાળે હો.
આયુધશું આયુધ છેદે હો, નાખતાં અંગ નવ ભેદે હો;
વળગીને વેર વછૂટે હો, ખેલતાં તે કોઇ નવ ખૂટે હો.
નાખી બાથને જુગતે ઝાલે હો, કોપીને કંઠે કર ઘાલે હો;
રણમાંહે પરસ્પર રોળે હો, જલ માંહે પડયા જલ ડોલે હો.
શત પંચ સંવત્સર પૂરા હો, જલમાંહે વઢે બેઉ શૂરા હો;
ઠીંચણુ ઢાલ બરછી કોણી હો, નર દીએ છે અન્યોન્ય બોણી હો.
વળતા પૃથ્વીપર આવ્યા હો, ઇન્દ્રાદિકને ઘણું અકળાવ્યા હો;
પડઘા પ્રચંડ વાજે હો, નવ ખંડ ગગનમાં ગાજે હો.
ધમકારે ધરણી ધ્રૂજે હો, મહા દૈત્ય દેવશું ઝુઝે હો;
જગદીશ કરે જળક્રીડા હો, પૃથ્વીમાં પ્રગટી પીડા હો.
દશ સહસ્ર વર્ષ વરાહ લઢયા હો, પણ કોઇ જુદ્ધે નહિ પડયા હો;
મનમાંહે મહારાજ વિચારે હો, જુદ્ધ કરતાં દાનવ હારે હો.
વળતું હરિ વદન વિકાસ્યું હો, તન તીક્ષ્ણ તેજ પ્રકાસ્યું હો;
મુખ દાઢ કરાળ વધારી હો, રૂઠયા મનમાંહે મોરારી હો.
દઇ દોટ પ્રબળને પાડયો હો, જઇ દાનવ પ્રૌઢ પછાડયો હો;
હિરણ્યાક્ષનું શીશ તો હાથે હો, ગ્રહી છેદ્યું તે કમળાનાથે હો.
અંતરિક્ષથી સુર નર નીરખી હો, મનમાંહે રહ્યા છે હરખી હો;
મુખ જય જય શબ્દ સુણાવે હો, બહુ પુષ્પની વૃષ્ટિ કરાવે હો.

પૂર્વ છાંયો

પુષ્પ વૃષ્ટિ સુર નર કરે, દેખી દાનવ નાશ;
ઇંદ્રાદિક મુખ ઓચરે, જય જય જગન્નિવાસ.

પ્રહ્લાદાખ્યાન.

## ૧૧૬

### સીતાજીની કાંચળી

શ્રીરામજી કેરે ચરણે નમીને, સીતા કાંચળી પ્રીતે રે;
શ્રીરામ લક્ષ્મણનું વંદન કરીને, ગાનું છું નૌતમ; હો રમતાં રઢ લાગી રાણીને.
દશરથસુતે આજ્ઞા પાળી, ઘર તજી ચાલ્યા વન રે;
લક્ષ્મણ બંધવ જોડે લીધો, સ્નેહ ગાવું ધંન ધંન. હો રમતાં૦
પંચવટીમાં નિવાસ કરીને, આનંદ બહુ ઉપજાવે રે;
દિન પ્રત્યે ચોપટ બહુ ખેલે, જાનકીને મન ભાવે. હો રમતાં૦
પર્ણકુટીમાં સરોવર પાસે, જ્યાં ખેલે સીતારામ રે;
કનકતણો કુરંગ દીઠો એક, આવ્યો તેણે ઠામ હો રમતાં૦
સોનાનાં શીંગને ત્વચા કનકની, નાભિએ કસ્તુરી બેહેકેરે;
ડમરો ચરતાં દીઠો જાનકીએ, નાચે નૌતમ લેહેકે. હો રમતાં૦

સીતા– તે દેખી સીતાને રઢ લાગી, રામ એ મૃગ મારી લાવો રે;
આપણે જ્યારે અયોધ્યા જઇશું, કાંચલડી શીવડાવો. હો રમતાં૦

રામ– સરોવર તીરે મૃગલા ઉભો, દીસંતો ઘણો રુડો રે;
ઘેલી સીતા ઘેલું શું બોલો, મૃગ છે હૈડે કૂડો. હો રમતાં૦
બ્રહ્માએ જ્યારે સૃષ્ટિ રચી ત્યારે, સોનાનો નથી નીપજાવ્યો રે;
નથી દીઠો નથી શ્રવણે સાંભળ્યો, કોઇક કારમો આવ્યો. હો રમતાં૦

સીતા– પ્રત્યક્ષ પારખું મારા પિયુજી, સાચા હશે તો સહાશે રે;
કૂડ કપટથી આવ્યો હશે તો, હમણાં ફીટી જાશે. હો રમતાં૦

રામ– સાચો હોય તેને કયમ હણિયે, કયાં ગયું તહમારૂં જ્ઞાન રે;
પોતાના સ્વારથને માટે, લ્યોછો પશુના પ્રાણ હો રમતાં૦

સીતા– સીતા કહે સાંભળો રઘુનંદન, વિદ્યા તહમારી કાચી રે;
ઉજાતો મારી લાવો મૃગને, તો જાણું વિદ્યા સાચી. હો રમતાં૦

રામ– બીજાં વિદ્યાનાં કામ ઘણા છે, શાખા પત્ર ફળ ફુલ રે;
પોતાનો સ્વારથ સરતો હોય તો, પાપ ન કરીયે મૂળ. હો રમતાં૦

સીતા– સીતા કહે એક મૃગને હણતાં, શાનું બેસે કર્મ રે;
મહારાજાને મૃગયા રમવી, ખરો ક્ષત્રીનો ધર્મ. હો રમતાં૦

રામ– મૃગયા માટે અમે નથી આવ્યા, અમને શાની આશ રે;
જ્યાં જેવે આશ્રમે રહેવું, ત્યાં તેવો અભ્યાસ. હો રમતાં૦
સીતા– સાધુપણાં જ્યારે એવાં આદર્યાં, ધનુષબાણ શાને ઝાલો રે;
સાધુ થઇને રહો એકાંતે, ધર્મ પોતાનો પાળો. હો રમતાં૦
રામ– રામ કહે એ રાજપુત્રને, લખિયાં છે એ ધાણુ રે;
કદાપિ કોઇ બળીયો દુઃખ દે તો, ત્હેના લેવા પ્રાણ. હો રમતાં૦
સીતા– શૂર્પનખા ભગિની રાવણની, ત્હેનો શો હતો વાંક રે;
વણ અપરાધે તે અબળાનાં, છેદ્યાં કર્ણ ને નાક. હો રમતાં૦
રામ– શૂર્પનખા કહે મુજને પરણો. તે મારે મન ન ભાવે રે;
એક થકી અમે વાજ આવ્યા તો, બીજીને કોણ લાવે. હો રમતાં૦
સીતા– સંસારમાં જ્યારે રહેવું કંથજી, કાયર થયે કેમ ચાલે રે;
સંસારનો લ્હાવો મારા કંથજી, નારી માગે ને આલે. હો રમતાં૦
રામ– ઘેર બેઠાં માગો તે આલું, કાયર ના થાઉં ક્યમ રે;
વનમાં આવીને લેવાં રૂપણાં, નહીં સતીનો ધર્મ. હો રમતાં૦
સીતા– એવા કમખો મ્હે નથી પહેર્યો, કોટી ઉપાયો કંથ રે;
જાત ભલી ને ભાત અનોપમ, ઉજ્જવલ અંગ અનંત. હો રમતાં૦
રામ– એથી રૂડો કમખો શીવડાવું, સોનાના તાર નંખાવું રે;
વારૂ ફુલ ઉપર વેલ ફરતી, વચ્ચે મોતી ટંકાવું. હો રમતાં૦
સીતા– નીપજાવી જે વસ્તુ નીપજે, તેમાં શી વડાઇ રે;
અણુનીપજી ને અમુલક જેની, જગતમાં દિશે જુગતાઇ. હો રમતાં૦
રામ– એવાં સ્વાદ હતા જ્યારે ત્હમને, શીદ આવ્યાં છો સાથ રે;
ઘેર બેઠાં નવ રહીએ ઘેલી, ઓઢત પહેરત ખાંતે. હો રમતાં૦
સીતા– પતિવ્રત મારૂં વ્રત પાળવું, પ્રિય વિના કેમ રહેવાયે રે;
એક ઘડી નવ દેખું તો, બ્રહ્માંડ વહીને જાય. હો રમતાં૦
રામ– પતિવ્રતા જે હોય પ્રેમદા, પિયુનું માને વચન રે;
મુખે ન માગે હૈયામાં દાઝે, ધીરજ રાખે મન. હો રમતાં૦
સીતા– દેખ્યા પાખે શાનું દાઝે, નજર પડયે મોહ લાગ્યો રે;
થોડું કામ ને આળસ કરવું, હજી નથી ગયો આઘો. હો રમતાં૦
રામ– એ અણસમજ્યું દુઃખ કોણ ભોગવે, થોડા સુખને વાસ્તે રે;
વ્યાજ વધારતાં જાય સમૂળગા, ત્યારે રહીએ હાથ ઘસ્તે. હો રમતાં૦
સીતા– વસ્તુ રાખીને દામ આપીએ; ત્યારે જાયે ક્યમ રે;
રળિયે તો મળિયે મોહનજી, નિષ્ફળ ન હોય ઉદ્યમ. હો રમતાં૦

રામ– ઓછું હોય તે ઉદ્યમ માંડે, આપણે સરવે સુખ રે;
જળ કાંઠે રહીને જે કુવો, ખોદે તે મૂરખ. હો રમતાં૦
સીતા– સરિતાનાં જળ હોય ભારે ને, કૂપમાં ઉત્તમકારી રે;
મહાજોગીએ મૃગત્વચા ગ્રહી, જો દીઠી કાંઇ સારી. હો રમતાં૦
રામ– ત્હેને તે વસ્તુ વારૂ વિનતા, જેને જે આવે ભોગ્ય રે;
ગૃહસ્થને રાજ્ય રિદ્ધિ રૂડી ને, જોગીને રૂડો જોગ. હો રમતાં૦
સીતા– ભલી ભુંડી અમારે ભ.ગ્યે તે, જેવી શરીરે સોહિયે રે;
એવી કંચુકી આજ ન મળે, તે મારે મન મોહિયે. હો રમતાં૦
રામ– એવડો મોહ ન ધરિયે માનની, મનમાં સંતોષ સાહિયે;
જ્યારે જેવું મળે તે અનુભવિયે, ઝાઝાને નવ ધ્યાઇએ. હો રમતાં૦
સીતા– સીતા કહે શા માટે ન કરિયે. સ્વાદ નવો નવો લેવો રે;
જોમનનો લ્હાવો જુગજીવન, દિવસ ચારનો એ મેવો. હો રમતાં૦
રામ– અવસર કાંઇ ઓળખતી નથી, જેવો વેશ તેવું રમવું રે;
આપણે રાજ્યની રિદ્ધિ તજીને, આજે વનમાં ભમવું. હો રમતાં૦
સીતા– દુઃખના દિવસ કાલે વહી જશે, વહાણે પામશો રાજ્ય રે;
સવેળાનું સંઘર્યું હોય તો, અવસરે આવે કામ. હો રમતાં૦
રામ– રાજ્ય બેશીશું ત્યારે મળશે, જેવી જોઇએ તેવી જાત રે;
ચૌદ વરસ વનમાં ભમવું તો, રાત આડી તેની શી વાત. હો રમતાં૦
સીતા– સીતા કહે શા માટે ન માગું, તમ સરખો પિયુ જ્યારે રે;
લક્ષ્મણ સરખા દિયરજી મ્હારે, લાડ કરૂં પછી ક્યારે. હો રમતાં૦
રામ– રામ કહે તને એ શી લલુતા, અબળાનો અવતાર રે;
વનમાં રહીને જે લોભ કરવો, ન હોય એ ધર્મ લગાર. હો રમતાં૦
સીતા– સીતા કહે સાંભળો મારા પિયુજી, ઝાઝું કહે શું થાય રે;
જે સ્રીને નહિ માન પિયુનું, તે વાયે લીધી જાય. હો રમતાં૦
રામ– રામ કહે તું વહાલી ન હોય તો, શિવનું ધનુષ શાને ભાંગ્યું રે;
પરશુરામ સાથે જુધ કરીને, અયોધ્યામાં ગાજ્યું. હો રમતાં૦
સીતા– મનસા વાચાએ વહાલી હોઉં તો, કહ્યું કરો મુજ કંથ રે;
ઘડી ઘડી જો વિલંબ કરશો તો, પ્રાણનો આણીશ અંત. હો રમતાં૦
રામ– રામ કહે હૈયે નવ હારો, આટલો દા રમી જઇશ રે;
ત્હમને જ્યારે તેડી લાવ્યો, જે કહેશો તે સહીશ. હો રમતાં૦
સીતા– એ સોગટડે હવે કાલે રમાશે, હું નહિ ઢાળું પાસા રે;
ઘડી અધઘડીનો વિલંબ કરશો તો, કાંઇક જોશો તમાસા. હો રમતાં૦

કવિ- પાસા પછાડીને ધરણીધર ઉઠ્યા, ભાઇને ભળાવી નારી રે;
લક્ષ્મણ બાપ તું મઢિયે રહેજે, મૃગને લાવું મારી. હો રમતાં૦
ધનુષ લઇ ધાયા ધરણીધર, કુરંગ ઉપર ડાઢ પીસે રે;
જેમ જેમ ઢુંકા જાય જગજીવન, તેમ તેમ વેગળો દીસે. હો રમતાં૦
ચાપ ચઢાવી મૃગલો માર્યો, મેલ્યું કસીને બાણ રે;
મરતાં મૃગલે ચીસ નાંખી જે, લક્ષ્મણ જાયે પ્રાણ. હો રમતાં૦
શબ્દ સીતાએ સાંભળ્યો લક્ષ્મણ, રામ તેડે છે ત્હમારો રે;
હરણને હણતાં કષ્ટ પડયું છે, શીઘ્ર થઇને સધારો. હો રમતાં૦
લક્ષ્મણ–લક્ષ્મણ કહે એક હરણને હણતાં, કષ્ટ પડે તે શેનું રે;
રઘુ સરખા ચીસ નાખે તે, વાત તો હું નવ માનું. હો રમતાં૦
સીતા– દક્ષિણ દિશે દિયરિયા મ્હારા, ઝાઝું રાક્ષસદળ છે રે;
એકલડા જાણીને જાઓ, બેએ બાંધવનું બળ છે. હો રમતાં૦
લક્ષ્મણ–એકજ બાણે ચૌદ સહસ્રને, મારે એવો મુજ ભ્રાત રે;
ચૌદ સહસ્ર ચઢીને આવે તો, નવ હારે રઘુનાથ. હો રમતાં૦
સીતા– વેળા વેળાનાં ફળ છે દિયરિયા, એવડો ગરવ ન ધરિયે રે;
કયારે હારિયે ને કયારે જીતિયે રે, તે માટે સંચરિયે. હો રમતાં૦
લક્ષ્મણ–લક્ષ્મણ કહે ભાભી લખ્યું હશે તો, બ્રહ્માએ પાછું ન થાયે રે;
તમને વનમાં એકલાં મેલીને, ડગલું નહીં ભરાય. હો રમતાં૦
સીતા– સીતા કહે તને શાનું દાઝે, જુજવી માતા માટે રે;
સગો ભ્રાત શત્રુઘ્ન હોય તો, હમણાં દોડે ઉચાટે. હો રમતાં૦
લક્ષ્મણ–મુજને રામજી વહાલા ન હોય તો, શીદ આવું હું સાથ રે;
ભોળે ભાવે ભક્તિ કરું છું, જાણીને જ્યેષ્ટ ભ્રાત. હો રમતાં૦
સીતા– ભક્તિ કરો તે મુજને ન ભાવે, મીઠું બોલ્યે નહિ મીઠુ રે;
તુજ દુષ્ટનો વિશ્વાસ ન કરિયે, આજ પારખું દીઠું. હો રમતાં૦
લક્ષ્મણ–ભલી સીતાજી બુદ્ધિ ત્હમારી, મુજને એવો પ્રમાણ્યો રે;
રાત દિવસ મ્હેં સેવા કીધી, એકે ગુણ ન જાણ્યો હો રમતાં૦
સીતા– સીતા કહે ત્હારા ગુણનું લક્ષણ, પડી વેળા પરમાણ્યું રે;
સાદ સાંભળીને સાંસો કીધો, ત્યારે હેત જણાણું. હો રમતાં૦
દિયરિયા ત્હને શાનું દાઝે, વ્હાલા નહીં શ્રીરામ રે;
બંધવ હોય તો રણમાં દોડે, કરવાને સંગ્રામ હો રમતાં૦
લક્ષ્મણ–ત્હમને અહિંયાં કોસારૂં મેલું, સાંસો કરું છું તેણે રે;
ત્હમને જો લાંછન લાગે તો, વળતા મરિયે મહેણે. હો રમતાં૦

સીતા– તેવાં ભોળાં અમે નહિ દિયરિયા, મન વરિયા મહારાજ રે;
અવર પુરુષ સાથે બોલું તો, લાગે કુળને લાજ. હો રમતાં૦
લક્ષ્મણ- કેટલું બળ તમ અબળા કરૂં, તનક તાલ ને હેલાં રે:
રાંધ્યું ધાન ને પ્રેમદા સરખી, વણસતાં નહીં વેળા. હો રમતાં૦
સીતા– સીતા કહે તું શું સમજાવે, સાસુતણા સુત કાલા રે;
એકલા ઉજડમાં શાનો જાયે, પ્રાણ ત્હને ત્હારા વહાલા. હો રમતાં૦
લક્ષ્મણ–મુજને પ્રાણ જો વહાલા હોય તો, શીદ જાઉં હું વન રે;
વનફળ મેવા વીણી લાવું છું, બેઠાં કરો છો ભોજન. હો રમતાં.
સીતા– સીતા કહે તું શું દિયરિયા, મુજને રાખી વારિ રે;
તું જાણે છે રામ પડે તો, હું ભોગવું આ નારી. હો રમતાં૦
લક્ષ્મણ–ભલી સીતાજી બુદ્ધિ ત્હમારી, મુજને એવું ન કહીયે રે;
એક દહાડો હસ્યો હઉં તો, સર્વે સાચું લહીયે. હો રમતાં૦
સીતા– કપટી હોય તે કોઇશું હસે નહિ, રાખે મનમાં જાણી રે;
જળકાંઠે બગ ધ્યાન ધરે તે; મચ્છને લેવા તાણી રે. હો રમતાં૦
કવિ– વચનબાણ વાગ્યાં લક્ષ્મણને, તાપ ઉપન્યો તનમાં રે;
બહુએ પેર પડી લક્ષ્મણને, ઝુરણ લાગી મનમાં. હો રમતાં૦
શિલિમુખ રેખા કીધી લક્ષ્મણે, દીધી રામની આણ રે;
કુડે કપટે જે કોઇ આવે, ત્હેના જાજો પ્રાણ. હો રમતાં૦
એમ કહી લક્ષ્મણજી ગયા, તારુણીને લાગ્યો તાપ રે;
કઠણ વચન કહ્યાં દિયરને, ત્હેનું લાગ્યું પાપ. હો રમતાં૦
લાગ જોઇ લંકાપતિ આવ્યો, પાપીએ ચલાવ્યા ચરણ રે;
પરદારાને હરવા કારણ, માથે લાગ્યો મરણ. હો રમતાં૦
ભગવાં વસ્ત્ર ભેખ સન્યાસી, કરમાં કમંડળ ધાર્યું રે;
ક્ષુધાર્થીને ભિક્ષા આપો, આવી તેમ ઉચરિયું. હો રમતાં૦
આવો પ્રભુજી બેસો ઋષિજી, અમૃત બોલ્યાં વાણી રે;
ઉઠીને આસન ત્યાં આપ્યું, ગૃહસ્થાશ્રમ ધર્મ જાણી. હો રમતાં૦
રાવણ– કોણ પિતા કોને ઘેર પરણ્યાં, કોણ ત્હમારો કંથ રે;
ઉજડમાં એકલડાં મેલીને, ક્યાં ગયા બળવંત. હો રમતાં૦
સીતા- જનક પિતા ને દશરથ સસરો, કૌશલ્યાજી સાસુ રે;
તાતતણાં વચન પાળવાને, અમે ત્રણે થઇ વન વાસ્યું. હો રમતાં૦
સોનાના શિંગનો મૃગ આવ્યો'તો, કંચુકીની થઇ અભિલાખા રે;
મૃગલો મારવા પિયુજી ગયા છે, કરીને શિલિમુખ રેખા. હો રમતાં૦

કવિ– શિલિમુખ રેખા ઉપર મેલી પાવડી, પાપી બોલે મર્મ રે;
એ પર પગ મેલી દો ભિક્ષા, રહેશે ત્હમારો ધર્મ. હો રમતાં૦
પાપીનો પ્રપંચ ન પ્રીછ્યો, ભામિની થઇ હઇયે ભોળી રે;
પોતાની વાત જે પરને કહેશે, તે રહેશે આંખો ચોળી. હો રમતાં૦
સીતાએ સીતાફળ આપ્યાં, પગ પાવડિયે ધરિયો રે;
ઉપાડી લીધી અબળાને, હરણ કરી સંચરિયો. હો રમતાં૦
ત્યારે તારુણીને ત્રાસ જ પડિયો, ધાજો લક્ષ્મણ રામ રે:
આ પાપી કોઇ હરી જાય છે, કરીને દુષ્ટનું કામ. હો રમતાં૦
તે શબ્દ સાંભળી પંખી આવ્યો, દશરથનો જે મિત્ર રે;
સીતાને મુકાવા કારણ, માંડયું જુદ્ધ વિચિત્ર. હો રમતાં૦
રાવણે એક કપટ જ કીધું, પર્વત પાછળ રહીને રે;
રુધિરાળા પાષાણ ગળાવ્યા, ભારે પડિયો થઇને. હો રમતાં૦
ત્યાંથી રાવણ લઇને ગયો, લંકાના ગઢમાંય રે;
મૃગ મારીને રામજી વળિયા, જે જે રાઘવ રાય. હો રમતાં૦
નથી રે સીતા, નથી રે સીતા, નથી રે મઢુલીમાંય રે;
કાગારોળ ત્યાં થઇ રહ્યો છે, ચકડોળ વાતે ત્યાંય. હો રમતાં૦
પગલે પગલે શોધતા ત્હેને, ગયા તે બેહુએ ભાઇ રે:
ઋષ્યમૂક પર્વતમાંહી પહોંચ્યા, જ્યાં છે વાંદરાનો રાય. હો રમતાં૦
સુગ્રીવ સાથે કરી મૈત્રી, વાળીને નાખ્યો મારી રે;
વાળીનું રાજ્ય સુગ્રીવને આપ્યું, ઉપર આલી નારી. હો રમતાં૦
નર વાનર એકઠાં કરીને, સાગર બાંધી પાજ્ય રે;
રાવણને મારી કરીને, વિભીષણને આપ્યું રાજ્ય. હો રમતાં૦
જુદ્ધ કરી સીતાને લાવ્યા, ઢોલ નિશાન વજાવી રે;
સીતાજીનાં લાડ પાળ્યાં ને, કાંચલડી શીવડાવી. હો રમતાં૦
સ્વામીઆજ્ઞા ઓળંગીને, મમત ધર્યો બહુ મનમાં રે;
સતી સીતાને દુઃખ ઉપનું, તાપ વ્યાપિયો તનમાં. હો રમતાં૦

૫૬

ડગલું ભર્યું કે ના હઠવું ના હઠવું;
વેણુ કહાડયું કે ના લટવું ના લટવું—ટેક.
સમજીને તો પગલું મૂકવું, મૂકીને ના બ્હીવું;
જવાય જો નહિ આગળ તોયે, ફરી ન પાછું લેવું. ડગલું૰ ૧
સંકટ મોટું આવી પડતે, મ્હોડું ન કરવું ન્હીલું;
કળે બળે ખુબ લડવું, પણ ના કરવું ફરવા ઊંચું. ડગલું૰ ૨
જ્યાં ઉભા ત્યાં ચોંટી રહેને, વચન લેવું સબળું;
આભ પડો કે પૃથ્વી ફાટો, તોય ન કરીયે નબળું. ડગલું૰ ૩
ફતેહ કરીને આગળ વધશું, અથવા અહીંયાં મરશું;
પણ લીધેલું તે પાળીશું, રે વજ્જરનું કરશું. ડગલું૰ ૪
તજી કામને ઠામ મૂકવા, ખૂણા જે કોઇ ખોળે;
ધિક કાયર તે અપજશરૂપી, ખાળકુંડીમાં બોળે. ડગલું૰ ૫
ન્હાસી જાતાં હસે શત્રુઓ, સાથી ફિટ કહી કહાડે;
બ્હીકણુ બાયલા નામર્દો એ, નામ સ્નળે ઉપાડે. ડગલું૰ ૬
પોતાનો પસ્તાવો થાયે, જખ મારી રે ભારે;
મુવા નહીં કાં કરી પરાક્રમ, રણે ઉઠાવ્યું જ્યારે. ડગલું૰ ૭
શૂરવીર તે જશનો લોભી, હિંમતમદિરા પીયે;
ઉમંગથી તે ધસે વધે વા, ખૂબ ટકાવી રાખે. ડગલું૰ ૮
ભણી ગણી જન પુખ્ત વિચારે, પાયો નાંખે મજબુત;
કો કાળે પણ જશ મોટો લે, નર્મદ કેરૂં સાબૂત. ડગલું૰ ૯

---

## ૧૧૮

### વહેમ

ઉઠો ધરી ઉમંગ, અંગથી આળસ કહાડો,
વીર પુરુષોનો સંગ, કરીને બીક નસાડો;
કરો નહીં દરકાર, વહેમ જો આવે આડો,
અપયશના વિચાર, કાયરઘરમાં ગાડો;
સત્ય વચનને ટેક, મરતાં પણ નવ છાંડો,
તજી જનાની છેક, બાજી મરદાની માંડો;
મચાવી દો ભરપુર, ઉદ્યમરંગ અખાડો,
નક્કી રાખજો ઉર, પડે નહીં ઘરમાં ખાડો;
સમજી સર્વનું કામ, નિજ અભિમાન જાડો,
તરે દેશનું નામ, સંપ જમાવો ધાડો;
ક્રોધઅગ્નિથી સહેજ, જળાવો કંટક વાડો,
વધશે કીર્તિ તેજ, સિકંદર થાશે દહાડો;
કરિ કિકિયારી એમ, ઝટ ઝટ પાગો ઉપાડો,
પછી નિરાંતે ક્ષેમ, સદા સુખ સાથે લાડો;
કહું આગેવાન નર્મદ, ધરી ઝુંડાનો ડાંડો,
સહુ શૂર સાથ ઝટ થઇ, વહેમને તોડી પાડો.

---

## ૧૧૯

### સાહસ

( લાવણી )

સહુ ચાલો જીતવા જંગ, બ્યુગલો વાગે;
યા હોમ કરીને પડો, ફતેહ છે આગે.

કેટલાંક કરમો વિષે, ઢીલ નવ ચાલે,
શંકા ભય તો બહુ રોજ, હામને ખાળે;
હજી સમય નથી આવિયો, કહી દીન ગાળે,
જન વ્હાનું કરે નવ સરે, અર્થ કો કાળે;
ઝંપલાવવાથી સિદ્ધિ, જોઈ બળ લાગે,
યા હોમ૦ સહુ૦ ચ૦ યા હોમ૦

સાહસે કર્યો પરશુએ, પુરો અર્જુનને,
તે પરશુરામ પ્રસિદ્ધ રહ્યો નીજ વચને;
સાહસે ઇંદ્રજીત શૂર, હણ્યો લક્ષ્મણે,
સાહસે વીર વિક્રમ, જગ્ત સહુ જાણે;
થઇ ગઇ જંગમાં મર્દ, હક્ક નીજ માંગે,
યા હોમ૦ સહુ૦ ચ૦ યા હોમ૦

સાહસે કોલંબો ગયો, નવી દુનિયામાં,
સાહસે નેપોલ્યન ભીડયો, યુરપ આખામાં;
સાહસે લ્યુથર તે થયો, પોપના સ્હામો,
સાહસે સ્કોટે દેવું રે, વાળ્યું જોતામાં;
સાહસે સિકંદર નામ, અમર સહુ જાગે,
યા હોમ૦ સહુ૦ ચ૦ યા હોમ૦

સાહસે જ્ઞાતિનાબંધ, કાપી ઝટ નાંખો,
સાહસે જાઓ પરદેશ, બ્હીક નવ રાખો;
સાહસે કરો વેપાર, જમે સહુ લાખો,
સાહસે તજી પાખંડ, બ્રહ્મરસ ચાખો;
સાહસે નર્મદાદેશ, દુઃખ સહુ ભાગે,
યા હોમ૦ સહુ૦ ચ૦ યા હોમ૦

---

## ૧૨૦

### જય જય ગરવી ગુજરાત!

( લાવણી )

જય જય ગરવી ગુજરાત!
જય જય ગરવી ગુજરાત,
દીપે અરુણું પ્રભાત.
ધ્વજ પ્રકાશશે ઝળળળ કસુમ્બી, પ્રેમશૌર્ય અંકીત,
તું ભણુવ ભણુવ નિજ સંતતિ સઉને, પ્રેમભક્તિની રીત.

ઉંચી તુજ સુંદર જાત,
જય જય ગરવી ગુજરાત.
ઉત્તરમાં અંબા માત,
પૂરવમાં કાળી માત,
છે દક્ષિણ દિશામાં કરંત રક્ષા, કુંતેશ્વર મહાદેવ,
ને સોમનાથ ને દ્વારકેશ એ, પશ્ચિમ કેરા દેવ,

છે સહાયમાં સાક્ષાત,
જય જય ગરવી ગુજરાત.
નદી તાપી નર્મદા જોય,
મહી ને બીજી પણ જોય,
વળી જોઈ સુભટના જુદ્ધ રમણને, રત્નાગર સાગર,
પર્વત ઉપરથી વીર પૂર્વજો, દે આશિષ જયકર.

સંપે સોયે સહુ જાત,
જય જય ગરવી ગુજરાત.
તે અણહિલવાડના રંગ,
તે સિદ્ધરાજ જયસિંગ,

તે રંગ થકી પણ અધિક સરસ રંગ, થાશે સત્વરે માત,
શુભ શકુન દીસે મધ્યાન્હ શોભશે, વીતી ગઇ છે રાત,

જન ઘુમે નર્મદા સાથ,
જય જય ગરવી ગુજરાત.

---

## ૧૨૧

### અવસાન સંદેશ

૫૬

નવ કરશો કોઇ શોક—રસિકડાં; નવ કરશો કોઇ શોક—ટેક.
યથાશક્તિ રસપાન કરાવ્યું, સેવા કીધી બનતી— રસિકડાં૦
પ્રેમી અંશને રૂદન આવશે, શઠ હરખાશે મનથી— રસિકડાં૦
મર્મ ન સમજે બકે શંખશઠ, વાંકુ ભણે બહુ પણથી— રસીકડાં૦
એક પીડમાં બીજી ચ્હીડથી, જળશે જીવ અગનથી— રસીકડાં૦
હતો દુઃખિયો થયો સુખિયો, સમજો છુટયો રણથી— રસિકડાં૦
મુઓ હું ત્હમે વળી મરશો, મુકત થશો જગતથી— રસિકડાં૦
હરિકૃપાથી મમ લેખ ચિત્રથી, જીવતો છઉં હું દમથી— રસિકડાં૦
વીર સત્ય ને રસિક ટેકીપણું, અરિ પણ ગાશે દિલથી— રસિકડાં૦
જુદાઇ દુઃખ તે નથીજ જવાનું, જાયે માત્ર મરણથી— રસિકડાં૦
મરણ પ્રેમીને ખચિત મોડું છે, દુઃખ વધેજ રૂદનથી— રસિકડાં૦
જગતનીમ છે જન્મ મરણનો, દ્રઢ રહેજો હિંમતથી— રસિકડાં૦
મ્હને વિસારી રામ સમરજો, સુખી થાશો તે લતથી— રસિકડાં૦

---

## ૧૨૨

### ધીરે ધીરે સુધારાનો સાર

પદ

સજ્જન સંભળાવજો રે, ધીરે ધીરે સુધારાનો સાર;
સજ્જન સ્નેહ સહિત સંભળાવજો. ટેક.
છોટી અક્કલવાળા આગળે, મુખે ન વદિયે મોટી વાત;
પાશેરકેરા પાત્રમાં, કેમ શેર સમાસે સાત. સજ્જન૦ ૧
લાખો કીડી પર લાડવો, આખો મેલિયે તો મરી જાય;
ભુકો કરી ભભરાવીએ, તો તે ખાસી રીતેથી ખાય. સજ્જન૦ ૨
માંકડાં લઇને માનવી, બેઠો નાવમાં દઇને નૂર;
ભડકાવે તો તે અભાગિયાં, પડે કુદી પાણીને પૂર. સજ્જન૦ ૩
જે સમજે જેવી રીતથી, તેને પણ સમજાવીએ તેમ;
બે'રો તો સમજે સાનમાં, ત્યારે કરીએ લવારો કેમ. સજ્જન૦ ૪
બાળક આગળ બોલિયે, ત્યારે બનિયે બાળકરૂપ;
ભૂ બાઉ તાતા ભાખિયે, ભલે હોઇએ ભણેલા ભૂપ. સજ્જન૦ ૫
પલક ટકે નહિ પેટમાં, જો ખાય બિલાડી ખીર;
ખામુખા શીદ ખવરાવીએ, તે વિચારોને મારા વીર. સજ્જન૦ ૬
જંગલકેરાં જાનવરો, આપે પાળવા કરીએ જો આશ;
એવું આદરિયે કે આપણી, પાસે વસે કરી વિશ્વાસ. સજ્જન૦ ૭
ધીરે ધીરે નિત્ય ધીરવી, એને અક્કલ શિખવીએ અનેક;
હળીમળી હેત વધારિયે, પણ છુટા ન પડીએ છેક. સજ્જન૦ ૮
નિશાળિયાને ગમે નહિ, આપે શિક્ષક જો એવું જ્ઞાન;
નાસીને જાય નિશાળિયા, મળે શિક્ષકને કેવું માન. સજ્જન૦ ૯
છણછણતે તેલ છાંટિયે, લઇને નિર્મળ ઠંડુ જો નીર;
સળગી ઉઠે એ તો સામટું, વળી સામાનું બાળે શરીર. સજ્જન૦ ૧૦
સજ્જનને મન બુદ્ધ છે, પણ વિશ્વવિરૂદ્ધ વિચાર;
બહુ જનમાં નહિ બોલીએ, જેથી ઉપજે ઉપાધિ અપાર. સજ્જન૦ ૧૧

સંસારિજનને સુધારશો, રૂડી રાખીને એવી જો રીત;
દલપતરામના દેવની, તમે પામશો પૂરી પ્રીત. સજ્જન૦ ૧૨

---

૧૨૩

## પરોપકાર

### દોહરા અને ભુજંગી.

રાખી દયા હૃદય વિષે, કરો લોક ઉપકાર;
ઉત્તમ કારજ એજ છે, સર્વ ધર્મનો સાર.
બધા ધર્મનો સારમાં સાર એ છે,
કથા વારતા ગ્રંથકારો કહે છે;
શિખી સાંભળીને જુઓ શબ્દ સાંખી,
બનો ઉપકારી દયા દીલ રાખી.
સર્વે લોકો છે સગા, પિતા એકનું પેટ;
એ સહુમાંથી એક પણ, નથી પરાયો નેટ.
પરાયો નથી નેટ એ મધ્ય એકે,
વડી બુદ્ધિ લાવી વિચારો વિવેકે;
ગયું જ્ઞાનનું ભાન અત્યંત ગર્વે,
સગાઇ જુનીથી ગયા લોક સર્વે.
પ્રીતિજેવી પુત્રપર, ભ્રાત ઉપર જે ભાવ;
સ્નેહ તેવો સર્વ પર, ઠરવા કરો ઠરાવ.
ઠરાવો સદા સ્નેહ સૌ લોક સાથે,
મયા રાખજો માનવી માત્ર માથે,
રૂડી જાણજો અંતરે એજ રીતી,
પુરી રાખજો પુત્રની તુલ્ય પ્રીતિ.
પામે પીડા પુત્ર તો, તાત ધરે સંતાપ;
પિતા અધિક પસ્તાય જો, પુત્ર કરે બહુ પાપ.
બહુ પાપ જો આદરે પુત્ર પાપી,
તજી દે નહીં તાત તેને તથાપિ;

રૂડું એહનું ઇચ્છશે સર્વ ઠામે,
પિતા શોચશે જો પિડા પુત્ર પામે.
એજ રીતે જન અખિલનું, ઇચ્છો રૂડું આપ;
તરત કરો જ્યમ તેહના, સર્વ ટળે સંતાપ.
ટળે સર્વે સંતાપ સર્વ પ્રજાના,
મહા વૈભવો ભોગવે તે મઝાના;
સદા કાળ શોભે સમૃદ્ધિ સહી તે,
રૂડું અંતરે ઇચ્છજો એજ રીતે.
દુઃખ દેખી દીલ ધરી દયા, દેવું સુખનું દાન;
તન મન ધન તે કારણે, કરો સકલ્ર કુરબાન.
કરો સર્વ કુર્બાન ને કષ્ટ કાપો,
નિરાશ્રિતને આશરો નિત્ય આપો;
રૂડા જન્મનો સારમાં સાર લેખી,
દયા રાખજો દીલમાં દુઃખ દેખી.
આપ વિચારો આપનું, દેહ તણું જે દુઃખ;
સમજો તેવું સર્વને, દેહ દુઃખ કે સુખ.
અરે દુઃખ કે સુખ સર્વેનું એવું,
લગારે નહીં ન્યૂન ધારીજ લેવું;
તથા ચિત્ત ચાતુરી ધિક્કાર વ્યાપે,
વિચારી જુઓ આપનું ચિત્ત આપે.
સદા સર્વને માન દો, કહિ ન કરો અપમાન;
આપે જે અપમાન નર, નકી એજ નાદાન.
નકી એજ નાદાનની જાત નીચી,
મુખે બોલશે બોલ જે આંખ મીચી;
નહીં લાયકી એ થકી લેખી લેજો,
સદા સર્વને આપ સન્માન દેજો.
જુઓ સર્વ સષ્ટિ વિષે, નજર કરીને નિત્ય;
મનુષ્યપર મહારાજની સૌથી પુરી પ્રીત.

પુરી પ્રીત સૌથી મનુષ્યોજ પામ્યા,
જુઓ જે થકી જુક્તિએ ખૂબ જામ્યા;
દયાવંત તે ઉપરે દેવદષ્ટિ,
તપાસી તમે તો જુઓ સર્વ સૃષ્ટિ.
તે માટે સજ્જન તમે, જન પર પૂરણ પ્યાર;
રાખો તો પ્રભુ રીઝશે, કૃપાસિંધુ કર્તાર.
કૃપાસિંધુ કર્તાર ભર્તાર રીઝે,
નહીં તો ખરેખાત તે ખૂબ ખીજે;
કહું છું કથા તે વૃથા જાય વાટે,
સુણો સજ્જનો સૌ તમો તે જ માટે.
તમો પ્રીત તે ઉપરે, રાખો રૂડી રીત;
તો તે જન તમ ઉપરે, પુરી રાખશે પ્રીત.
પુરી રાખશે પ્રીત તે રીત રૂડી,
કશી એ વિષે વાત એકે ન કુડી;
ચતુરાઇથી પ્રીતનો સ્વાદ ચાખો,
તમે પ્રીત તે ઉપરે રોજ રાખો.
ઇચ્છે ભુંડુ આપણું, કદી અજ્ઞાની કોઇ;
તો પણ તે જનનું તમે, જરૂર રીઝો સુખ જોઇ.
રીઝો સુખ જોઇ તથા તોય તેનું,
કદી ઇચ્છશો મા દીલે કષ્ટ કેનું;
પુરા હોય તે તો નકી એમ પ્રીછે,
ભલે કોઇ જો આપણું ભુંડુ ઇચ્છે.
સુખ પામે સઘળી પ્રજા, એ ઇશ્વર એ આપ;
હેતુ કે શત્રુ હજો, પણ થાજો નિષ્પાપ.
થજો સર્વ નિષ્પાપ સત્કર્મ પામી,
કશી વાત કેરી રહેશો ન ખામી;
કહેની રૂચી બોલી દલપતરામે,
પ્રજા સર્વ સારી રીતે સુખ પામે.

## ૧૨૪

### ચાર મનહર

૧

એક શરણાઇવાળો સાત વર્ષો સુધી શીખી,
રાગ રાગણી વગાડવામાં વખણાણો છે;
એકનેજ જાચું એવી ટેક છેક રાખી એક
શેઠને રીઝાવી મોજ લેવાને મંડાણો છે;
કહે દલપત પછી બોલ્યો તે કંજુસ શેઠ,
લાયક ન લાયક તું ફોગટ ફુલાણો છે;
પોલું છે તે બોલ્યું તેમાં કરી તે શી કારીગરી,
સાંબેલું બજાવે તો હું જાણું કે તું શાણો છે.

૨

ઉંટ કહે આ સભામાં, વાંકાં અંગવાળાં ભુંડાં,
ભૂતળમાં પક્ષીઓ ને, પશુઓ અપાર છે;
બગલાની ડોક વાંકી, પોપટની ચાંચ વાંકી,
કુતરાની પુંછડીનો, વાંકો વિસ્તાર છે;
વારણની સૂંઢ વાંકી, વાઘના છે નખ વાંકા,
ભેંસને તો શિર વાંકાં શિંગડાંનો ભાર છે;
સાંભળી શિયાળ બોલ્યો, દાખે દલપતરામ,
અન્યનું તો એક વાંકું, આપનાં અઢાર છે.

૩

કેડથી નમેલી ડોસીને દેખી જુવાન નર,
કહે છે શું શોધો છો કશી ચીજ અછતી રહી;
કહે ડોસી બાળપણ ખબર વિના મેં ખોયું,
જુવાનીમાં દીવાની, તારા જેવી ગતિ રહી;

છવાઈ જરાની છાયા, કાયાના વિખાયા બંધ,
ગાયા ના ગોવિંદ રાયા, માયામાં મતિ રહી;
ઝુકી ઝુકી ડોકી વાંકી, રાખી દલપતરામ,
જોતી હું ફરૂં છું જે, જુવાની કયાં જતી રહી.

૪

ભૂતળના લોકે એક સમે ઇંદ્રભુવનમાં,
જૈને જુદી જુદી ભેટ ભાવથી ધરાવી છે;
ગ્રીકે તો ઇસપનીતિ આરબે નાઇટ, ઈંગ—
લીશે શેખ્સપીયરની પોથી પરઠાવી છે;
હિંદુઓએ હોંશ ધરી પંચતંત્રતણી પોથી,
આપી તે તો ઇંદ્રને અધિક ભલી ભાવી છે;
દાખે દલપતરામ બીજાઓની બંધ કરી,
હિંદુઓને હંમેશાંની પાઘડી બંધાવી છે.

---

૧૨૫

પરોઢિયું

ઉપજાતિવૃત્ત

ઘંટાતણા ચાર ટકોરા વાગ્યા,
ઉદ્યોગી લોકો જન સર્વ જાગ્યા;
જાણે શ્રુતિ ચાર તણા ઉચ્ચારે,
મુમુક્ષુ અજ્ઞાનપણું ઉતારે. ૧
પૂર્વે ઉગ્યો શુક્ર તણો સિતારો,
તેજસ્વી તે શોભિત શ્રેષ્ઠ સારો;
શું સૂર્યનો તે સરદાર આવ્યો,
સંધી કરાવા શુભ વિષ્ટિ લાવ્યો. ૨

પરોઢિયે શીતળ વાયુ વાય,
તેથી પડે ટાઢ અને ધ્રુજાય;
કુરાજ્યમાં જેમ જનો ન જંપે,
બીકે બધા લોકની કાય કંપે. ૩
પરોઢિયે ઝાકળ તો પડે છે,
ભીનાં થયેલાં તરૂ તે વડે છે;
જાણે નિશા સુંદરી છાંડી ધીર,
રોઇ ધરાવે નિજ નેણુનીર. ૪
કૂકૂ સ્વરો કુર્કટ તો કરે છે,
સર્વત્ર જેના સ્વર સંચરે છે;
જાણે રવિરાય પધારનારો,
તેના છડીદારતણા ઉપચારો. ૫
વાજે રૂડાં ચોઘડિયાં નગારાં,
જે લોકને નિત્ય જગાડનારાં;
જાણે નવા રાજ્યની ફોજ આવે,
તેની બડી નોબત આ બજાવે. ૬
ઘંટી તણા ઘોષ ઘણાક થાય,
દાણા પડયા બે પડમાં દળાય;
આકાશ પૃથ્વી પડ બે પ્રમાણો,
જીવો પડયા તેમ દળાય જાણો. ૭
મહી વલોવે મહિયારી નારી,
તજી બીજું માંખણ લે ઉતારી;
તે જેમ સુજ્ઞો સુણી શાસ્ત્રબોધ,
તજે બીજું સંઘરી સાર શોધ. ૮
સીમા ભણી શબ્દ કરે શિયાળ,
કાને પાડે ઘોષ ઘણા કરાળ;
જાણે નિશાની ચમુને જણાવે,
નાસો હવે સૂર્યનું સૈન્ય આવે. ૯

વિદ્યારથી પાઠ ઉઠી કરે છે,
જાણે રવિના જશ ઊચરે છે;
પ્રભાતિયાં ગાય સુભક્ત પ્રીતે,
જાણે રવિના ગુણ ગાય ગીતે.

---

## ૧૨૯

### સૂર્યાસ્ત

જુઓ જુઓ આ રવિ દિવ્યકાય, ભૂમિ ભણી તે નમતો જણાય;
જાણે ચઢેલો અમરાપુરીમાં, પતંગ દીસે પડતો મહીમાં.
અરે જુઓ વિશ્વ અનુભવિને, જે જનો સૌ ઉગતા રવિને;
આવી પડે અસ્ત થવાનું જ્યારે, કોઇ ન છાંટે લઈ કંકુ ત્યારે.
દિનેશ ડુબ્યો પ્રતિબિંબ દિસે, આશ્ચર્ય જોતાં ઉપજે અતિશે;
જાણે રિપુને છળવા વિચાર્યું, ભાનુભૂપે કૃત્રિમ રૂપ ધાર્યું.
પછી થયું તે પ્રતિબંબ અસ્ત, જાણે રવિ સૈન્ય ગયું સમસ્ત;
તથાપિ તેનાં કિરણો પ્રકાશે, પ્રતાપિનો જેમ પ્રતાપ ભાસે.
ઉદે થઇને રવિ અસ્ત થાય, આયૂષ આ વિશ્વતણું હરાય;
એ જેમ ભૂપાળનું રાજ્ય ભાગે, પ્રજાજનોને નુકશાન લાગે.
આદિત્યને આભ જણાય રાતો, જોતાં દિસે જ્યાં રવિ અસ્ત થાતો;
સંગ્રામભૂમિ રૂધિરેથી રાતી, તે હોય શું રાજ્ય જતાં જણાતી.
અસ્તાચળે રંગ જણાય રાતો, એનું હશે કારણ એક કાંતો;
સાંધો નિશા વાસરનો કરવા, તાપે ધરેલી થિગડી તપાવા.
રવિકને વૃશ્ચિક રાશી આવી, તથાપિ તે મસ્તક લે ઠરાવી;
જનોક્તિને કોણ જુઠી કરાવે, અનેક દુઃખો દુઃખ મધ્ય આવે.
ઉદ્યોગીએ ઉદ્યોગ છોડી દીધા, પ્રવાસિયોએ પણ વાસ કીધા;
જો યંત્રનું એન્જીન શાંત થાય, તો જેમ ચક્રો સ્થિર થંભી જાય.
ન્યાયાધીશે ન્યાય સભા ઉઠાવી, કરે ન કોઇ ફરિયાદી આવી;
તે જેમ લોકો લડીને મરાય, કુરાજ્યમાં કોઇ કરે ન ન્યાય.

આવી ઉડીને મળી પંખી ટોળે, ઝાડે બિરાજી બહુ શબ્દ બોલે;
જાણે મળે ફોજ ઉપાય ધારે, વિચાર સૌ અંતરના ઉચારે.
સંધ્યાતણાં વંદન વિપ્ર ભાખે, આકાશમાં અંજળી નીર નાંખે;
જાણે પિતા સદ્‌ગતિ સંચરે છે, ગંગાજળીયો પ્રિય પૂત્ર દે છે.
પઢે નિમાજો જન જે નિમાજી, કરી બતાવે રૂઢિ જેમ કાજી;
રવિ હશે ક્યાં ઉર એમ ભારે, ઉંચા નીચા થઇ સ્થળ તે તપાસે.

---

# ગણુપતરામ

## ૧૨૭

### યુધિષ્ઠિર અને યક્ષ

( હરિગીત )

સુણી ધર્મઉત્તર યક્ષ ઉચર્યો હે યુધિષ્ઠિર આ સમે,
મુજ પ્રશ્નના શુભ ઉચિત ઉત્તર ઉચર્યા ધીમત તમે;
માટે તમારા ચાર બાંધવમાંથી ઇચ્છો એક જે,
તે જીવતો અહિં થાય, રાય કહ્યો અમારો નેક જે. ૧
ધર્મે કહ્યું હે યક્ષ, રાતો નેત્ર શ્યામલવાન આ,
શુભ સાગતરૂશો દીર્ઘબાહુ છાતી સિંહ સમાન આ;
મમ ભ્રાતમાંથી નકુલ જીવતો થાય એ છચ્છું અમો,
ઉત્તર સુણી રીઝયા તમે તો, એમ અત્ર કરો તમો. ૨
યક્ષે કહ્યું હે રાય, આપ વિવેક કાં અહિં વીસરો,
છે ભીમ તમને પ્રિય ઘણો, છે પાર્થનો આશ્રય ખરો;
તો પણ સહોદરને ત્યજી, આ સાવકો જીવતો થવા,
ઇચ્છોછ કાં અવનીશ, ન્યાય કયહાંથી સૂઝે છે નવા. ૩
સંગ્રામનાં દશ સહસ્ર હસ્તી તુલ્ય બળના ભીમને,
મૂકી નકુળ જીવાડવા ઇચ્છોછ કાં તે કહો મને?

આ ભીમ છે પ્રિય આપને એ રીત સો કહે છે બધે.
તો પણ નકુળમાં શું ઘણું છે કે અહો એથી વધે? ૪
વળી બાહુબળ જેના તણો છે, પાંડવોને આશરો,
તે પાર્થ મૂકી નકુળને જીવાડવા કાં મન કરો?
ચાતુર્ય જોયું ઉત્તરોમાં આપનું જેવું અહિં,
આ કામમાં ગુણગ્રામ, એવું દીઠું મેં જરિયે નહીં. ૫
ધર્મે કહ્યું કે ધર્મ ત્યજવે તે હણે ત્યજનારને,
પણ સાચવેલો ધર્મ રક્ષે છે જ સાચવનારને;
માટે હું ધર્મ નહીં ત્યજું હણવા અમોને આ સ્થળે,
છે પરમ ધર્મ અવિષમપણું માનુ છું હું આ ભૂતળે. ૬
છું ધર્મશીલ નૃપાલ હું જાણે છે એવું માનવો,
માટે વિષમ બુદ્ધિ કરીશ ન હું કદાપિ થઇ નવો;
છે કુંતામાદ્રી બે સ્રીયો, મમ તાતની તે કારણે,
તે બેઉ હો શુભ પુત્રવતી રહો બેઉ એકજ ધારણે. ૭
નથી વિષમતા મારે મને કુંતી અને માદ્રી દીશે,
માટે જીવાડો નકુળને જેથી સમાનજ તે વિશે;
યક્ષે કહ્યું નૃપ! વિષમતણું નથી અર્થકામથી પણ તને,
માટે જીવો તુજ ભ્રાત સર્વે એજ ગોઠે છે મને. ૮
એ રીત યક્ષ વચન વડે તે પાંડવો ઉભા થયા,
શ્રમ ભૂખ તરસ જતાં રહ્યાં, થાતાં સુદૈવતણી દયા;
પછી પૂછયું ધર્મે સરવિષે ઉભેલ એક પગે તમે,
છો કોણ આપ અજેય કલ્પ્યામાં નહીં આવો ક્યમે? ૯
છો યક્ષ એમ હું માનતો નથી આપને આ સ્થળ વિષે,
ભાગ્યો છ ભીમે ભાર યક્ષોનો જતાં ઉત્તર દિશે;
વસુઓ વિષેથી એક કે સૂર્યો વિષેથી એક છો?
છો વજ્રધર વરઇંદ્ર કે શુભ વરદિધાની ટેક છો? ૧૦
કાંકે હજારો સાથ યુધ કરનાર મારા ભાઇને,
નથી પાડનારો દેખતો હું દેખું એક નવાઇને;

તે એજ કે, સો ઇંદ્રિયો તેઓની સ્વસ્થ હું જોઉં છું,
માટેજ કો હિતકારી છો જો એ ત્રિષે ચિત્ત પ્રોઉં છું. ૧૧
છો શું પિતા આશ્ચર્ય આ કરનાર આપજ અમતણા,
હા હા હું તે છું ધર્મ તારો તાત મુજ વહાલા ઘણા !
એ રીત યક્ષ વદી પછી ઉચર્યો તને જોવા અહીં,
આવ્યોછ હું હે ભ્રાત તુજમાં ન્યૂન મેં દીઠી નહીં. ૧૨
યશ, શૌચ, આર્જવ, સત્ય, દમ, લજ્જા, મનોનિગ્રહ અને,
તપ, બ્રહ્મચર્ય, સુદાન તુજમાં ભ્રાત અહિં ભાસ્યાં મને;
અવિષમપણું અહિં જોઇ તારૂં, પ્રસન્ન તુજપર છું થયો,
માટે હું પાસથી માગ ઇચ્છિત વર તને પ્રિય છે કયો ? ૧૩
ધર્મે કહ્યું હે તાત અરણિકાષ્ટ અગ્નિહોત્રનાં,
જે વિપ્રનાં મૃગં લઇ ગયો તે ઘો ગુણી શુભ ગોત્રનાં;
યક્ષે કહ્યું મૃગરૂપ ધરીને તુજ પરીક્ષા કારણે,
મેં તે હર્યાંતાં તે હવે તે, રાખ ધીરજ ધારણે. ૧૪
તું માગ બીજું કંઇ હવે, તૃપ્તી ન પામું એ થકી,
કહે ધર્મ તેરમું વર્ષ વર્ત્તાયા વિના વીતે નકી;
બીજો હું એ વર માગું છું, તે ઘો મને કરૂણા કરી,
જા ત્યમ થશે યક્ષે કહ્યું તું માગ ત્રીજો કહું ફરી. ૧૫
ધર્મે કહ્યું કે લોભ મોહ ને ક્રોધ હું જીતું સદા,
તપ દાન સત્ય થકી ચળું નવ તાત કો કાળે કદા;
માગું છું વર ત્રીજો હું એ તૃપ્તી મને તેથી થશે,
ધર્મે કહ્યું, છે એમ તું જ્યાં ને વળી એમજ હશે. ૧૬
વરદાન દઇ નૃપ યુધિષ્ઠિરને ધર્મ અંતર્હિત થયા,
થઇ ખેદરહિત સુપાંડવો, નિજ આશ્રમે વળતી ગયા;
આવી નિજ સ્થળ શોધતા દ્વિજને પ્રસન્ન ઘણો કર્યો,
દઇ અરણિકાષ્ટ સુહોત્રનાં ભય અગ્નિહોત્રતણો હર્યો. ૧૭

### વલણ

હર્યો શોચ શુચિ વિપ્રનો એવું આ આખ્યાન,
સુણતાં સુખ સૌ સાંપડે, ને ઉપજે શુભ જ્ઞાન રે. ૧૮

૧૨૮

"મારી ભરતભૂમિ"

મારી ભરતભૂમિ !
રૂપાળી, રઢીયાળી, યશાળી, સુશીલ પુનિત !
તારા ચરણુ ચુમી,
આનંદે વંદુ જય જય હરદમ નિત્ય !
દુનિયામાં દેશ અનેકજ છે,
સૌ સૌમાં કાંક વિશેષજ છે ?—
પણુ તું તો અલૌકિક એકજ છે !
મારી ભરતભૂતિ—
કોણુ આવે હિમાલયની હારે ?
કોહીનૂરે અન્ય હીરા હારે;
વણુ શેલડી સરસ સાકર કયાં રે ?—
મારી ભરતભૂમિ—
શી ફળદ્રુપતા સ્થળ સ્થળ સોહે !
નવરંગી રમણી મનડાં મોહે !
જાણે વાડી વિશ્વંભરની હોએ,
મારી ભરતભૂમિ—
સાચે વિશ્વંભર વ્હાલી તું ઝાઝી;
સમૃદ્ધિ સ્વાભાવિક બધી સાજી,
તને પ્રભુએ કરી પ્રિય પ્રમુખાજી,
મારી ભરતભૂમિ—
સ્ત્રીઓ પણુ અબળા જે બાકી,
તેણે દેશભક્તિ સબળા દાખી;
ઇતિહાસ છે જ એનો સાખી,
મારી ભરતભૂમિ—

તારાં કાર્ય ત્યારે યવને ભાળ્યાં,
મહાશિળ, નિર્મળ, બુદ્ધિવાળાં;
અહા ! " દેવાં કમાડે પડે ન તાળાં, "
મારી ભરતભૂમિ—
સેવું નિત્ય પુનિત તવ રજ ચૂમી,
ધન્ય ભાગ્ય નવલની તું જન્મભૂમિ;
તારી ભક્તિ રગેરગ રહીજ ઘુમી,
મારી ભરતભૂમિ—

---

## ૧૨૯

### વસંતવર્ણન

### હોરી

પચરંગી પટકુળ ધારી,
દીપે કુદરત આ રતે ન્યારી. ટેક.
કુમળાં ચળકતાં વૃક્ષે સજ્યાં, નવ પલ્લવ જુનાં ઉતારી;
આંબે મોર અથાક જ મુકે,જાણે કલગીઓ સારી;
વસંતની આવી સવારી! દીપે૦ ૧
વીંટી વળી વેલાં સૌ સૌને, વૃક્ષે હસ્ત પ્રસારી;
ફુલને ઝુમખે ઝુમખા જે પર, રંગી બેરંગી અપારી,
ઝૂલે ઝાડી પુલ ભરી ભારી! દીપે૦ ૨
ફુલ ભરી ડાળો ડોલે,ખરે પુલ, પથરાઇ ફુલની પથારી;
ભ્રમર હજારો ગુંજાર કરંતા, સુગંધે લેતાં ગયા હારી !
બધું જ રહ્યું મ્હેક જ્યાં મારી! દીપે૦ ૩
ફુલ ભરી ડાળાં ડોલે, હિંડોળે બેઠાં પોપટ મેના પ્યારી,
ને નવરંગી અવર બહુ પંખી, મધુર કરે રવ ! તારી,
કોયલની છે બલિહારી! દીપે૦ ૪

કોયલો કૂકૂ કૂકૂ કૂકૂ કરી રહી, પંચમ સુર અનુસારી;
ઘટ્ટ ઘટ્ટામાં પડઘા પડે ને, કુંજ દીપી રહી સારી,
મનોહર કામણગારી ! દીપે૦ ૫

દ્રાક્ષને માંડવે લાખો દરાખો, લીલી, લોચનઠારી !
કુમળા બપોરના તાપે તૃશ્યાના,હાથ લોભાવનહારી,
કંઠે ઠંડક કરનારી ! દીપે૦ ૬

ઉગ્યા ગુલાબ ને આવી ગુલાબી, ટાઢની તો હવે વારી;
વાયે સવારમાં મંદ સુગંધિત, શિતળ સમિર સુખકારી;
અંગે ઉમંગ વધારી ! દીપે૦ ૭

રંગ્યાં ઉમંગમાં પશુ, પંખી નર નાર કુમાર, કુમારી;
સર્વ સજોડે રમે જમે કોડે, સર્વ કરે મઝાદારી;
મુખે મીઠી હોરી ઉચારી ! દીપે૦ ૮

હોરીના સુર ઘુમી રહ્યા ચોગમ, ચોગમ લગન છે જારી;
લગનસરા તો વસંતે જ સોહે, વસંત છે લગન આચારી !
જેણે રચી અજબ તૈયારી ! દીપે૦ ૯

એ રીતે આ રતે પાંચ ઇંદ્રી, ને હૃદય રીઝયાં સંસારી;
હોળી રમણ, આ હર્ખ ઝરણની રીત સ્વાભાવિક ધારી;
ગણો ચાલ ગંદી નઠારી! દીપે૦ ૧૦

સંત સ્તવે ભગવંત વસંતે, ઊંચે સ્વરે લલકારી;
જેણે જગતમાં ચોગમ ફરતી, આવી અનુપમ ઉપકારી,
લલિત લીલા વિસ્તારી! દીપે૦ ૧૧

જય! જય! જય! સચરાચર! સુંદર! જય! ચિદ્રૂપ ભયહારી;
જય! જય! એક અકળ, બ્રહ્માંડ, અખંડ અખિલ વિહારી,
નવલ તન મનના ધારી. દીપે૦ ૧૨

## છોટાલાલ સેવકરામ

### ૧૩૦

આમ્રવર્ણન

વસંતતિલકા

હે વૃક્ષ અંબ અવલંબન વેલીં કેરા !
વિશ્વોપકારી તુજમાં ગુણ છે ઘણેરા;
મોરે કરે વન સુવાસિત તું વસંતે,
અર્પે પ્રમોદ અલિકોકિલને તું ખંતે.
ત્રૈલોક્યમાં રતિપતિ નિજ રાજ્ય સ્થાપે,
તારા અમોઘ ફૂલના શરના પ્રતાપે;
આવે અતિથિ જ્યમ પંખીગણો તું પાસે,
ગ્રીષ્મે વસે ત્યમ પશુ તુજ છાંય વાસે.
પેખી ઉદારપણું કોકિલ પૂર્ણ ભાવે,
તારો હસુંદો થઇ કીરતિ તુજ ગાવે;
સંપત્તિ તારી સઉ છે જગજીવનાર્થે,
આ વિશ્વમાં જીવિત ધન્ય જ જે પરાર્થે.
તારા અપાર ઉપકાર સૌ શિરે છે,
તે વિસરી જન તનેય વ્યથા કરે છે;
કો કર્વતે કરવતે તુજને વિદારે,
કાપે કુહાડી થકી હાડી કૂડા પ્રહારે.
છે કેટલીક જન-જાત કૃતઘ્ન એવી,
તોએ રહે સુજનતા તું સદાય સેવી;
વસ્તુ ન કો જગ પ્રપંચો વિષે જણાય,
જે તારી સાથ તુલના કરવા કથાય.
સંપત્તિ તારી અમૃતોપમ સર્વતોષી,

તે રક્ષણાર્થ તુજ નિઃસ્પૃહતા અહો શી!
આ જે રસાળ વન સંત સમું ઠરેલું;
રહેજો અખંડ મહીંમાં મહિમા ભરેલું.

( ઉપવન વિનોદ )

---

# મણિલાલ

## ૧૩૧

### વનવર્ણન

( હરિગીત )

મંદમંદ સમીર વ્હે તરૂકુંજમાં બહુ મ્હાલતો,
ગિરિગહ્વરે અથડાઇ મીઠા રાગ મૃદુ આલાપતો;
લ્હેર જલમાં ચાલતી વાંકી ચુંકી લચકાઇને,
એકાગ્રતાથી મળી મળી તટપર પડે મીઠે રવે.
તાલ દે તે ગાનને તરૂવર ઝુકે બહુ ઝુંડમાં,
દે માન તે શુભ ગાનને વળી ધવલ પુષ્પ વધાવતાં;
વ્યોમ તરૂ તટ વિશ્વ, સઘળું નાચતું પ્રતિબિંબમાં,
ઉંચા સુણે ગિરિવર રહ્યા બધું ગાન ગંભીરતાઇમાં.

---

## હરિલાલ ધ્રુવ

### ૧૩૨

રાત્રિ વર્ણન અને મધુરાકાશ દર્શન

( શાર્દૂલવિક્રીડિત છંદ )

હીરાની કણિકા સમાન ઝળકે તારા ઝગારે અહો !
મોતીનાં ઝુમખાં બધે લળી રહ્યાં નક્ષત્રમાળા અહો !
ધોળી શી ઉભરાસમી દુધતણા આકાશગંગા ખીલે !
વાંકી કોર રૂપેરી ચંદ્રની કળા જો આસમાની ઝુલે !
શાંતિ, શીતળતા તથા મધુરતા, સૌંદર્ય શોભા, પ્રભા,
રાત્રિ રાણી સુહાવી સાડી શરીરે દીપાવી આ જ્યોત્સના !
હર્ષે નિર્ખી ઝલે હલેતિ રમણી બાળા ચકોરી-કુળ !
ગાયે ગાન મીઠું રૂડા હલકથી આનન્દમાં ખુલખુલ !
આવે શાંત સમે શી ખળખળ વહી, ઝર્ણો, નદીઓ, લળી-
સંગીત-ધ્વનિ વિસ્તરે ! અનિલની લ્હેરો વિલાસે ઢળી !
તારા મંડળ સાથ રાસ રચીને બાળા તરંગોજવાળા
શી આદર્શસમે સરોવર-જળે નાચે શશીની કળા !

---

# નરસિંહરાવ

## ૧૩૩

### પદ

સુન્દર શિવ મંગલગુણ ગાઉં ઇશ્વરા,
વિભુવર ભવભયહારક,
નમું મહેશ્વરા— સુન્દર૦

મધુર કુસુમ વિશે રમે ગન્ધ સુન્દરા,
કૌમુદી મુદપ્રદા, ઉષા મનોહરા,
મૃદુલકણ્ઠ કોકિલરવ શ્રવણસુખકરા;–
સહુમાં વસતી હસતી પ્રતિફલિતા–શી લલિતા–સુન્દરતા–
તુજ જગદ્ધરા— સુન્દર૦ ૧

વિપ્રલમ્ભી વિષયમોહની મધુસ્વરા,
દિવ્યધામપન્થ જતાં આવી વિષધરા,
વિપથ દોરવા મથે, અહો દયાકરા !
સુણ તે, હૃદયે, બળ દે, કર ધરી આ–પરિહરવા–મધુરરવા–
મોહનીસુરા— સુન્દર૦ ૨

વિમલ સાધુ હૃદય વિશે વિપદજલધરા,
વ્યાપી દમે સત્યદૃષ્ટિ ઘન તિમિરકરા,
તે સમે વિશુદ્ધ પ્રેરી જ્ઞાનરવિકરા,
કરુણા ધરીને, ફરીને, હરી તમને, સદય મને, મન ગગને,
શાન્તિ દે સ્થિરા— સુન્દર૦ ૩

---

૧૩૪

" મ્હારો જીવન પથ ઉજાળ્ય "

( રાગ મ્હાડ )

પ્રેમલ જ્યોતિ ત્હારો દાખવી,
મુજ જીવનપંથ ઉજાળ્ય; પ્રેમલ૦
દૂર પડયો નિજ ધામથી હું,
ને ઘેરે ઘન અંધાર;
માર્ગ સૂઝે નવ ઘોર રજનીમાં,
નિજ શિશુને સંભાળ્ય,
મ્હારો જીવનપંથ ઉજાળ્ય. પ્રેમલ૦ ૧
ડગમગતો પગ રાખ તું સ્થિર મુજ,
દૂર નજર છો ન જાય;
દૂર માર્ગ જોવા લોભ લગીર ન,
એક ડગલું બસ થાય;
મ્હારે એક ડગલું બસ થાય. પ્રેમલ૦ ૨
આજ લગી રહ્યો ગર્વમાં હું ને,
માગી મદદ ન લગાર;
આપ બળે માર્ગ જોઇને ચાલવા,
હામ ધરી મૂઢ બાળ;
હવે માગું તુજ આધાર. પ્રેમલ૦ ૩
ભભકભર્યા તેજથી હું લોભાયો,
ને ભય છતાં ધર્યો ગર્વ;
વીત્યાં વર્ષો ને લોપ્ય સ્મરણથી,
સ્ખલન થયાં જે સર્વ;
મ્હારે આજ થકી નવું પર્વ. પ્રેમલ૦ ૪
ત્હારા પ્રભાવે નિભાવ્યો મને પ્રભુ!
આજ લગી પ્રેમભેર,

નિશ્ચે મને સ્થિર પગલેથી,
ચલવી પ્હોંચાડશે ઘેર;
દાખવી પ્રેમલ જ્યોતની સેર. પ્રેમલ૦ ૫
કર્દમભૂમિ કળણ ભરેલી,
ને ગિરિવરકેરી કરાડ;
ધસમસતા જળ કેરા પ્રવાહો,
સર્વ વટાવી કૃપાળ;
મુને પ્હોંચાડજે નિજ દ્વાર. પ્રેમલ; ૬
રજની જશે ને પ્રભાત ઉજળશે,
ને સ્મિત કરશે પ્રેમાળ;
દિવ્ય ગુણોનાં વદન મનોહર,
મ્હારે હૃદય વસ્યાં ચિરકાળ;
જે મ્હેં ખોયાં હતાં ક્ષણ વાર. પ્રેમલ૦ ૭

---

## ૧૩૫

### કાળચક્ર

( રોળાવૃત્ત )

મહા નદીનો ઓઘ ઘુઘવતો ચાલ્યો જાએ,
કાળચક્રનો ત્યહાં પડે ચીલો ન જરા એ;
ગગનચુમ્બી ગિરિરાજ ઘડયો કઠણ પથરાએ,
કાળ તણું ત્યહાં ચક્ર ઘસાઇ ખાંડુ થાએ. ૧
ધ્યાન ધરંતો ઊંડું પડયો નભ ભણી નિહાળે,
સિન્ધુરાજ ગમ્ભીર ઘોષ કરતો કંઇ મ્હાલે;
કાળચક્ર જે ઘુમે ન્હાનું શું ત્હેની નજરે,
હશી મંદ તે ભણી લગીરે મન તે ન ધરે. ૨
ને છેદી ગિરિશીશ ચણે મન્દિર મ્હોટાં જે,

નિજ આજ્ઞા અનુસાર ખેંચી નદિયોને ગાજે;
નાચે સાગર પીઠે, ન જાણી મહિમા ત્હેનો,
બેશી કાચલામાંહિં, જગત ધણી માનવ તે તો. ૩
તે તો માનવરાજ, ઘૂમે જે ગર્વે ભરીયો,
લઇ મન્દિર નિજ સાથ સાથ લઇ નાવનગરિયો;
ચક્ર અડંતાં વાંત કાળતણું થાએ ચૂરો,
ને જાણ્યું નવ જાય જાય ક્યાં ઊડી શૂરો. ૪

---

## ૧૩૬

### માનવ બુદ્ બુદ

(રોળાવૃત્ત)

જન સમુદાય વિશાળ સિન્ધુ ત્હેમાં બુદ્દ બુદ્દ હું,
શો કરતો ફફડાટ! મદે ભર્યું શું વળી કૂદવું!
તરઙ્ગરાજ અનન્ત, નાવ મ્હોટાં જે ગળતા,
તે પણ ક્ષણમાં પડે, ત્યહાં મુજ તે શી ગણના! ૧
ક્ષણપર હું ઊપન્યો, ડુબીશ બીજી ક્ષણ જાતાં,
પણ તે અરસા માંહિં રંગ વિધવિધ મુજ થતા;
કો વેળા આ વ્યોમવર્ણ ભૂરો મુજ કાયે,
કો વેળા ગમ્ભીર રંગ ઘનતણો છવાએ; ૨
ને વળી કદી સહુ રંગ ભળે ઇંદ્રધનુષ કેરા,
પીળા ભુરા, લાલ, બધા આછા ને ઘેરા,
તે સહુનું પ્રતિબિમ્બ પડે મુજ પર કો સમયે,
તે ધરી લહું આનન્દ, અકથ સુખ ત્ય્હાં મુજ હૃદયે. ૩
ને કદી ઉજ્જવળ અંગ કનકશું ધારી હરખું,
જ્ય્હારે રવિનું બિમ્બ ઉપર લટકંતું નિરખું;
કદી ચન્દ્ર નિજ શાન્ત નજર કરી મુને નિહાળે,
ત્ય્હારે તો મુજ કાન્તિ રુપેરી રંગે મ્હાલે. ૪

## ૧૩૭

## સહસ્રલિંગ તળાવના કાંઠા ઉપરથી પાટણ

( રોળાવૃત્ત )

અહિંયાં સહસ્રલિંગ તળાવ વિશાળું હતું,
અહિંયાં પાટણ જુનું અહિં આ લાંબુ સૂતું,
અહિંયાં રાણી વાવતણાં આ હાડ પડેલાં,
મ્હોટા આ અહિં બુરજ મળ્યા માટીના ભેળા. ૧

એમ દઇ દઇ નામ કરવી રહી વાતો હાવાં,
પાટણ પુરી પુરાણ ! હાલ તુજ હાલજ હાવા;
ગુજરાતનો પૂત રહી ઉભો આ સ્થળમાં,
કોણ એહવો જેહ નયન ભીંજ્યાં નહિં જળમાં? ૨

જળ નિર્મળ લઇ વહે કુમારી સરિતા પેલી,
ન્હાસે, પાસે ધસે, લાડતી લાજે ઘેલી,
ઇશ્વરકરુણા ખરે, વહી આ નદી સ્વરૂપે,
સ્મિત કરી પ્રીતિભરે, ભરે આલિંગન તુંપે, ૩

તુંપે, પાટણ ! દયા ધરંતી એ સૂચવતી,
ભલે કાળની ગતિ મનુજ કૃતિને બૂઝવતી;
મુજ પ્રેમ સરિતપૂર વહ્યું જાશે અણખૂટયું,
છો ધન વિભવ લુંટાય, ઝરણ મુજ જાય ન લુંટયું. ૪

તોડી પર્વતશૃંગ મનુજ મદભરિયો મ્હાલે,
જાણે નિજ કૃતિ અમર, ગળે કાળજ તે કાલ્યે,
ને મુજ તનડું ઘડયું કોમળું પાણી પોચું,
તે તો તેમનું તેમ રહે, યુગ અનન્ત મ્હોંચ્યું. ૫

## ૧૩૭

### મધ્ય રાત્રિયે કોયલ

### ( વિષમ હરિગીત )

ત આ રજની મહિં મધુરો કહિં રવ આ—કુહૂ—
યો ઝીણો શ્રવણે અહિં ? શું હું સ્વપ્નમાં સુખ આ લહું !
વાઇ સમીર આ દિશ જો વહે રવ એ ફરી,
ં સ્વપ્ન, એ તો ગાન પેલી ગાય કોયલ માધુરી. ૧
ારાત્રિ સમે ત્હને અલિ કોકિલા ! શું આ ગમ્યું !
મેહુલો વરશી રહ્યો ત્હેણેથી તુજ મનડું ભમ્યું;
ા નવ સ્વપ્ને દીઠું ને સુખ મહિં તું રેલતી,
રમ્ય રાત્રિ મહિં અધિક આનન્દ ગાને ખેલતી. ૨
રી રહી ધોળી વાદળી વ્યોમમાં પથરાઇ આ,
ાંદની ઝીણી ફીકી વરશી રહી શી સહુ દિશા !
મીઠું અમીસમું ત્હેણે ભર્યું તુજ કણ્ઠમાં,
શાન્તિ અધિક વધારતું તે જાય ઉભરી રંગમાં. ૩
: બધું આ શાન્ત સૂતું, ચાંદની પણ અહિં સૂતી,
ાદળીઓ ચપળ તે પણ આ સમે નવ જાગતી.
ાંલ ધીરે ભરે પગલાં પળે શાન્તિ રખે સહુ,
. ઉછળતી આનન્દ રેલે કોકિલા બોલે—કુહૂ ! ૪
ટ સઘળી શાન્ત રાખી મુજનેજ જગાડતો,
ો મીઠો તુજ પવન લહરી સંગ જે બહુ લાડતો;
તુજ સીંચે હૃદયમાં મોહની કંઇ અવનવી,
ભાન, તજી મુજ રમ્ય શય્યા, હઇડું દોડે તવભણી. ૫
ખેલે મધુર તુજ ટહુકાની સંગે રંગમાં,
ન્દસિન્ધુતરંગમાં નાચંતું એ ઉછરંગમાં;—
વિરમી પણ ગયો ટહુકો, હૃદય લલચાવે બહુ,—
એક વેળા, એક વેળા, બોલ્ય, મીઠી ! કુહૂ કુહૂ !

## ૧૩૮

### કરેણા

( તોટક )

તૃણશૂન્ય સૂકી ગિરિભૂમિ વિશે
સહસા મીઠી આ રચના શી દીસે !
લઘુસ્રોતપટે મળી એક રસે
શું અનન્ત કરેણકુસુમ હસે ! ૧
મૃદુ રંગ ગુલાબી સુખે વિલસે
શી પ્રભાતરવિદ્યુતિ ત્યાંહિ વસે !
સહુ ટોળું મળી અહિં રંગ રસે
રમતાં રમતાં શું હસે જ હસે ! ૨
શીળી વૃક્ષઘટા લઘુસ્રોતપરે
રચીને પ્રકૃતિ અતિ પ્રેમ ભરે
કંઇ ન્હાનકડો અહિં બાગ રચ્યો
તહિં આ ફુલનો સુખરંગ મચ્યો. ૩
ગિરિટોચ થકી ઉતરી સઘળી
ગિરિદેવી શકે અહિં આવી મળી
રમવા રસભેર સુબાગ વિશે,
ત્યમ આ ફુલડાં તણું જૂથ દીસે. ૪
સહુને જહિં ધીર સમીર ચૂમે,
સ્મિત મન્દ રમે કુસુમે કુસુમે;
સરલા કંઇ ગ્રામ કુમારી સમે
સહુને સુખ કૌતુક હર્ષ રમે. ૫
પ્રકૃતિ જનની થકી પ્રેમ ભરે
ફુલડાં સઘળાં અહિં આ ઉછરે,
નહિ કૃત્રિમ બન્ધન કાંઇ ધરે,
શું સ્વતન્ત્ર સુખે રમતાં જ ફરે; ૬

નિરખી ફૂલ આ મન ઊર્મિ ઊઠે;
મનુજે કયમ આ ધરણીની પીઠે
પ્રકૃતિ જનનીની ઉછેર તજી,
નિજ કૃત્રિમ બન્ધન બેડી સજી ! ૭

---

૧૩૯

### ફૂલની સાથે રમત

( ગરબી )*

આવો ફુલડાં મધુરાં રે આપણુ રંગે રમિયે,
દિન એક આનન્દે રે ભેળાં રહી નિર્ગમિયે. ૧
મ્હને મુખડું ત્હમારૂં રે સલુણું લાગે વ્હાલું,
જેમાં નિર્મળ પ્રીતિ રે વશી હસતી કાલું. ૨
તમમાંનું હું પણ રે કુસુમ એક કોમળિયું,
રહી મનુજ સમૂહે રે વદન કરમાઇ ગયું. ૩
ન્હાશી ત્ય્હાં થકી આજે રે આવ્યો તમ પાસ હું તો,
ત્હમે કોમળ હઇડેરે મ્હને નવ ગણુશો જુદો. ૪
નહિં તમમાં કુટિલતા રે નહિં વળી ક્રૂરપણું,
નહિં વચન કપટનાં રે હૃદય પ્રેમાળ ઘણું; ૫
કદી હાસ્ય કરંતાં રે તો નિશ્ચે આનંદ ભર્યાં;
કરમાઇ કદી સૂતાં રે તો સત્યે દુઃખે જ ગળ્યાં; ૬
જેવું અંતર થાએ રે ત્હેવું તમ મુખડું દીસે,
જેવું મુખ દેખાએ રે ત્હેવું તમ હૃદય વિશે. ૭
ત્ય્હારે આવો મધુરાં રે આપણુ રંગે રમિયે,
દિન એક તો સુખમાં રે સાથે વશી નિર્ગમિયે. ૮

* " શીખ સાસુજી દે છે રે કે વહુજી રહો ઢંગે "—એ ચાલ

૧૪૦

## આશા પંખીડું

( સીતાના મહીનાની ચાલ )

આશા પંખીડું મ્હેં તો પૂર્યું કનકમય પાંજરે,
રમ્ય રંગ ધરંતું અનેક, જેવો મેઘ સાંઝરે;
ઝીણી ચંચૂ સુવર્ણની મેખસમી શી ઓપતી;
ઇન્દ્ર ધનુ રંગ ધારી એક કલગી શિર શોભતી; ૧
ધોળી બરફશી ડોકની મધ્ય સુનેરી કાંઠલો,
આસમાની પાંખની માંહિં પચરંગી ચાંદલો,
પીંછે કિરમજી રંગ સોહાય ને ચરણ સુવર્ણના,
હીરા સરીખાં એ ઝીણાં નેન ચમકચમકે ઘણાં; ૨
સુંવાળું શું હેનું શરીર ભર્યું દિવ્ય કાન્તિયે!
પણ બદલી ઘડી ઘડી રંગ મ્હને નાંખે ભ્રાન્તિયે;
વળી અમૃતશું મીઠું ગાન કરે દિવ્ય પંખીડું,
ત્ય્હારે નાચંતું ભૂલી ભાન હઇડું મુજ મૂરખું. ૩
પણ એક દિવસ એતો, હાય! ઉડીને ચાલિયું,
તોડી કનકનું પંજર ત્ય્હાંય, રહ્યું નવ ઝાલિયું;
તોએ ગાન કરંતુ જાય, પાછળ દોડયો જાઉં હું,
પણ એ તો નવ પકડાય, અધિક લલચાઉં હું; ૪
ઊડી પેઠું એ એક દિવ્ય હતું વન તે મહિં,
હું પણ રવ અનુસારે ધાઇ પેઠો ત્ય્હાં તો સહી;
દીઠું બેઠું ગુલાબને છોડ, ગયો હું ઝાલવા;
ઉડી બેઠું બીજે ઝાડ, ગાઇ લાગ્યું મ્હાલવા; ૫
વૃક્ષે વૃક્ષે, છોડે છોડ, મુને ભટકાવિયો,
આવ્યું તોએ એ નવ હાથ અધિક અકળાવિયો.
અંતે બેઠું ઊંચીડાળ, પછી લાગ્યું બોલવા,—
"અરે મૂર્ખ મનુજના બાળ! ફાંફાં શાં આ મારવાં! ૬

નવ આવું કદી ત્હારે હાથ, મૂરખ એ માનવી !
હું તો ધારી નવા નવા રંગ. ધારું મૂર્તિ નવનવી;
પૂર્યું પાંજરે મુને તેંહ, ધારીશ નહિં મન વિશે,
એ તો ઘડિયું મ્હારે પ્રભાવ, ત્હને ઉલટું દીસે. ૭
પણ મન નવ થઇશ ઉદાસ, કહું સુણવ વાત તું,—
મ્હણે નાંખ્ય નજર, મ્હણે દૂર, વ્યોમ જ્યાં ડૂબી જતું;
પેલી રુધિર ભરેલ કપાળે ઘડેલી કમાન જે;
અંતરિક્ષ ઉભી, જેના સ્તમ્ભ રચ્યા મ્હોટાં હાડકે;— ૮
દીસે તુજને ભયંકર તેહ, તથાપિ એ રમ્ય છે,
બીજી બાજુ કનકનો ઘાટ ઘડેલો ભવ્ય છે;—
આણી કોરે રાક્ષસ એક બેઠો છે બિહામણો,
મૃત્યુ હેવું હેનું નામ, તુને અળખામણો; ૯
પણ તું જઇશ હેને દ્વાર, પછી પેલી પાર તું
જઈ જોઇ પામીશ આનન્દ ત્યહાં તે વાર તું;
ત્હારે ત્યાંહિ જો ! ભેટીશ તુંને હું આનન્દથી,
ત્હાં લગી થઇ ધીર તું થીર રહેજે મન શાન્તથી."— ૧૦
એમ બોલી ઉડી ગયું એહ પંખીડું ના રહ્યું,
ઉડતાં ઝળકંતી હેની દેહ, ગાતું ગાતું એ ગયું;
જઇ લય પામ્યું ચન્દ્રમાંહિ, વશી ગાતું ત્હાં રહે,
શાન્ત અજવાળી રાતે કો વેળ સુણું હેનું ગાન એ. ૧૧

---

## ૧૪૧

## દિવ્ય આશા

( ગરબી* )

સ્વર્ગ મંડળે થકી હું ઉતરી રે લોલ,
સ્વર્ગ માંહિ કાંઇ મુજ નિવાસ,

* ' ગરબે રમવાને ગોરી નીસરી રે લોલ'—એ ચાલ

દિવ્ય આશા હું રે લોલ,
સર્વ ઠામ મ્હાલું કુસુમ વેરતી રે લોલ. ૧

દીન બન્યાં દુઃખભારથી હળી રે લોલ,
મનુજ બાળ ! લ્યો કુસુમસુવાસ;
દિવ્ય હાસથી રે લોલ,
સર્વ ઠામ મ્હાલું કુસુમ વેરતી રે લોલ. ૨

મર્ત્ય જીવને થતા કઠોર શોર લોલ,
તે શમાવવા ગાઉં અનુપ ગાન,
ઉચ્ચ તાનનાં રે લોલ,
ઠામ ઠામ ચાલું ગીત રેડતી રે લોલ. ૩

વિશ્વમોહનીનું બીન બેસુરૂં રે લોલ,
મૂક થાય, જ્હાં તણાય તાન
દિવ્ય વાદ્યનાં રે લોલ;—
મનુજ લોકમાં હું એમ ખેલતી રે લોલ. ૪

શાન્ત સિંન્ધુ ગાન ગાય જ્યાં ગભીર લોલ,
સાન્ધ્ય રંગ વ્યોમ રમે રાસ,
વાસ ત્ય્હાં કરું રે લોલ
તારલાકણી બની હું એકલી રે લોલ. ૫

---

## ૧૪૨

### અગ્નિહોત્ર

#### શિખરિણી

વદે વિશ્વે લોકો—‘પરિચય વધ્યે પ્રેમ ઘટતો;
જવાનીએ ફૂંક્યો ક્ષણ વધી પછી અગ્નિ શમતો !’—
શું જાણે તત્ત્વોને જગજન ભમે મોહવન જે ?
મહામોંઘો અગ્નિ દિન દિન નવી દીપ્તિજ સજે. ૧

( ઇન્દ્રવજ્રા )

ડૂબી જઇને ઘન અન્ધકારે
શીતે ધ્રૂજી સૃષ્ટિ સમસ્ત ત્હારે
સ્વર્ગે થકી ઉતરી હૂંફ દેતો
આવ્યો અહિં દિવ્ય જ અગ્નિ એ તો. ૨

( શિખરિણી )

ઉતારી સ્વર્ગેથી મુજ હૃદય સ્થાપ્યો સ્થિર વસે
અમોલો એ વહ્નિ દિન દિન વધાર્યો પછી રસે
ધીમે ત્હેં સંકોરી મૃદુ કર વડે, જીવનસખી!
કદીએ ના ભૂલું સદય તુજ એ તો ઉપકૃતિ. ૩

( ઉપજાતિ )

રહી સદા એ સહધર્મચારે,
આ વિશ્વયાત્રા મહિં ભક્તિ ભારે,
સંકોરી સંવધી જ દિવ્ય વહ્નિ,
અપૂર્વ બે આપણ અગ્નિહોત્રી. ૪
એ વહ્નિને ભક્તિથી સંઘરીને,
હવિષ્ય મોંઘાં મહિં હોમી પ્રીતે,
ચાલ્યાં જશું જીવન પાર ક્ષેમે,
પૂજીશું ત્હાંએ સખિ! અગ્નિ પ્રેમે. ૫

---

૧૪૩

ગૃહ કોકિલા

( દ્રુતવિલમ્બિત )

તિમિર તારક સર્વ ગયાં શમી,
ઉઠી ઉષા કંઇ કેશ સમારતી,

શશિકલા ગગનાઙ્ગણમાં રમી
નવલ શુક્રશું પ્રેમથી લાડતી! ૧
કહિં ઉલૂક ગયો વનમાં છુપી,
નિજ કઠોર સુરો લઇ સંહરી;
મધુર ગાન સુધા વરસાવતી,
પરભૃતા સહકાર મહિં સુણી. ૨

( ખંડ હરિગીત )

શશિ કલા નવચેતન
શુક્ર રૂડો વર વરી,
ગીત મંગલ લગ્નનાં
એ ગાય કોમલ રસભરી. ૩
ગીત સુર શ્રવણે પડી,
હૃદયસુરશા મુજ સ્ફુરે!
કોકિલા તરુએ ચઢી
મુજ પ્રશ્ન–ઉત્તર ચીતરે. ૪

( ખંડ શિખરિણી )

" મધુર મુજ તૃષ્ણા સુખ તણી,
વિમલ યશ વાઞ્છા રસભરી,
મ્હને પ્રેરે નિત્યે ઉલટભર કર્તવ્યપથમાં,
થશે સિદ્ધિ શું આ જીતી વિવિધ વિઘ્નોજ વસમાં ? "
પરભૃત વદે–" ધૈર્ય તજમાં ! " ૫

( ખંડ હરિગીત )

કોકિલા આ કૂજતી
હૃદય સુખ ઉંડું પૂરે!
વાણી એ મન રુચતી

મુજ હૃદયમાં ધ્વનિ શા ભરે ! ૬

( ખંડ શિખરિણી )

“ ગગન ઘન અંતર પટમાં
વિરચ્યો અતિ જે ગૂઢ રચના,
લખી લેખો તારા ગણ થકી રૂડા જ્યોતિ ઝરતા,
ઉકેલું હું ક્યારે વિષમ કંઇ એ ભેદ જગના ? ”
પરભૃત કહે “ દિવ્ય પળમાં. ” ૭

( ખંડ હરિગીત )

“ પ્રિય જનો મુજને તજી
ચાલિયાં નિષ્ઠુર બની,
વ્રણ રૂઝાયા નવ હજી,
એ રૂઝશે, કહો કયમ કરી ! ”
“ દિવ્ય લોકે જઇ રહી ”—
કોકિલાવાણી વહી. ૮

વિષમ સંકટધૂમથી
હૃદય મુજ આકુળ બને;
વિશ્વમાયા ઘૂમતી
ભ્રમણે ચઢાવે જો ! મ્હને; ૯

લોપશે કો ધૂમને ?
ભ્રમણ શમશે કો ક્ષણે ?
હૃદય નિર્મળ કંઇ બને ?
ને આત્મ મુજ શાન્તિ ભણે ? ”
કોકિલા કહે— “ જે ક્ષણે
દિવ્ય ગાનો તું સુણે. ” ૧૦

( ખંડ શિખરિણી )

વિમલ સ્મિત પ્રાચી મુખ વિશે
ઉદિત રવિ પૂરે કંઇ રસે !
અને ગાનો ઉંડાં અનુપમ સુણ્યાં દિવ્ય ગણનાં,
અને આત્મા મ્હારો કંઇ તરી રહ્યો ગાનસરમાં. ૧૧

---

૧૪૪

સ્વેચ્છા સ્વીકાર

( શિખરિણી )

સજ્યાં શસ્ત્રો શૂરે, દૃઢ કવચ ને ટોપ ધરિયાં,
મહાબાહુ ઊભો અડગ પગ રાખી ખડકમાં;
ન જીતાયે કોથી સબળ દૃઢ એ વીર જગમાં,—
રહ્યો ઊભો જે આ સ્મિત અનુભવે પુણ્યમતિનાં. ૧

( વસન્તતિલકા )

એ પ્રેમ ભીનીં મૃદુ ભાવ ધરંતીં દેવી
જો વીરને ભુજ વિશે લઇ ઊભીં કેવી !
એ પાંખ આછીં કંઇ ચાંદનીંશી સુહાતી
વિસ્તારીં દિવ્ય લલના કંઇં મન્દ ગાતી. ૨

( ગરબી )

" વસજે વીર ! અલૌકિક તેજ ભર્યા આવાસમાં રે,
નિરન્તર હાસમાં રે; વસજે૦
સુન્દરતાનાં ઉપવન રૂડાં,
કોકિલ ગાન કરે જ્યહાં ઊંડાં,

અસી ઝરણ જ્યહાં રમતાં દિવ્ય વિલાસમાં રે,
નિરન્તર હાસમાં રે; વસજે૦ ૩
જીવન પથમાં દૃઢ ચરણોથી
ચાલી, નવ તું ડરય મરણોથી,
અન્તે વસવા આવ્ય અમર જન પાસમાં રે,
નિરન્તર હાસમાં રે; વસજે૦" ૪

( ઉધોર )

ગાતી દિવ્ય કંઠે એમ
દેવી પુણ્યમતિ સપ્રેમ;
હેના શીશને પરિવેષ
વીંટી દીપવે મૃદુ કેશ. ૫

( અનુષ્ટુપ )

પણ જો! વીરને બીજી નીચે ઉભેલી સુન્દરી
વળગી, મોહ પાશોમાં બાંધવા શી મથે વળી ! ૬

( પ્રમાણિકા )

અપૂર્વ એહ સુન્દરી
વિલાસથી કરે ધરી
સમીપ ખેંચવા મથે
સુવીરને બળે કરી. ૭

શિખરિણી

રસીલી એ રંભાસરખી નયનોને નચવતી,
વિલાસી અંગોથી સુભટ-ઉરને એ ડગવતી;
વસન્તે ખીલંતાં કુસુમ લઇ એ અંગ ઘડિયાં,
બન્યો ઘેલો પેલો સુભટ, નયનો ત્યહાં જ જડિયાં. ૮

( ગીતિ )

સહસા કિન્નરકંઠીથકી ગાનધાર જો! વ્હેતી,
રગરગ રુધિર ઉછાળે, વીરતણું ચિત્ત ચોરી એ લેતી. ૯

( ગરબી )

" ચાંદની શી રેલી રહી વ્યોમમાં રે લોલ!
સરિત સરવરો રસંતી આજ;
લાજ વીસરી રે લોલ
ચાલ્ય રસિક! રાસ રૂડા ખેલિયે રે લોલ. ૧૦
કુંજ કુંજ કુસુમગન્ધ રેલતો રે લોલ,
રસિક–ઉર હલાવતો સલીલ;
ઢીલ કાં કરે રે લોલ?
ચાલ્ય રસિક! ખેલ રૂડા ખેલિયે રે લોલ. ૧૧
જીંદગીનો જામ ભર્યો ઝેરથી રે લોલ;
પાઉં ત્હને મધુર મધુ અમોલ;
બોલ્ય ભય તજી રે લોલ,
આજ રસિક! રંગરેલ રેલિયે રે લોલ." ૧૨

( દ્રુતવિલમ્બિત )

વિવશ વીર બન્યો સુણી ગાનને,
થયું શુભાશુભનું નવ ભાનને;
ડગલું કાંઇ ડગ્યો ન ડગ્યો દીસે,
ઉર વિશે સ્થિરતા ન વસે વસે. ૧૩

( અનુષ્ટુપ્ )

મોહની પાપવૃત્તિ એ વીરનો કર વેગથી
ખેંચીને પુણ્યવૃત્તિના આશ્લેષો છોડવા જતી. ૧૪

( દ્રુતવિલમ્બિત )

સુભટ છોડવવા કર જો ! મથે,
તદપિ મોહનાનું બળ ના ઘટે;
વદન લોભક સુન્દરીનું દીસે,
સુભટ લોચન ત્ય્હાં જડિયાં રસે. ૧૫

( અનુષ્ટુપ્ )

તો એ ઊંડા ઉરે હેના અન્તઃ ક્ષોભ થતો દીસે,
સ્પષ્ટ છાયા ખરે હેવી વીરને વદને વસે. ૧૬

( વસન્તતિલકા )

આ યુદ્ધને સદય નેન થકી નિહાળે
જો ! પુણ્યવૃત્તિ, પણ વેગ કરી ન વારે;
લેવા બચાવી મથતી નહિં વીરને એ;
છૂટેજ આત્મબળથી,–કંઇ ઇચ્છતી એ. ૧૭

( અનુષ્ટુપ્ )

બંધાશે વીર શું અંતે મોહનીભુજપાશમાં ?
છૂટશે વા પ્રયાસે એ ?–કહી કોણ શકે હવાં ? ૧૮

( વસન્તતિલકા )

ના, ના જુવો ! સદય પુણ્યમતિ જણાતી,
જો ! દિવ્ય પ્રેમછબી એ વદને સુહાતી !
એ યુદ્ધમાં વિજય આત્મબળેજ પામી
દેવી–ઉરે સુભટ એ વસશે વિરામી. ૧૯

( દ્રુતવિલમ્બિત )

શિથિલ બન્ધન મોહ તણું થશે,
મલિન પાપમતિ મુખ લાગશે;

સુભટ પુણ્યપથે રમતો જશે,
વિજયદુંદુભિ દિવ્ય જ વાગશે.

---

## ૧૪૫

### ગોપીઓનું સંમેલન

ગીત *

( ઝિંઝોટી, તાલ એક્કો, દાદરો )

ગહન કુસુમ કુંજમાં જ મૃદુલી મધુરી બંસી બાજે,
વિસરી ત્રાસ લોક લાજ સજની આવો આવો રે. ગહ૦
ધારી ચારુ નીલ વાસ,
હૃદય પ્રણયકુસુમરાસ,
હરિણનેત્ર વિમલ હાસ,
કુંજવને આવો રે. ગહન૦
ઢાળે કુસુમ સુરભિભાર,
ઢાળે વિહગ સુરવસાર,
ઢાળે ઇન્દુ અમૃતધાર
રજતશી સુહાતી રે. ગહન૦
મંદ મંદ ભૃંગ ગુંજે,
અચુત કુસુમ કુંજ કુંજે,
ફૂટયાં સજની પુંજ પુંજે,
બકુલ યૂથી જાતિ રે. ગહન૦
જોઇ લ્યો સખી શ્યામરાય,
નયન પ્રેમ ઉછળી જાય,
અમૃત સદન વદન છાય
નિંદતી શી ચંદ જો. ગહન૦

આવો આવો સજનીવૃન્દ,
નિરખી લ્યો સખી શ્રી ગોવિંદ,
શ્યામને પદારવિન્દ,
ભાનુસિંહ વન્દતો. ગહન૦ ૫

---

## ૧૪૬

### પર્વત મંડળ અને મેઘ મંડળ

( તોટક )

નભમંડળ ઘુમ્મટઘેર રચ્યો,
ઘનરાજ અહિં રસભેર મચ્યો,
ગિરિનિર્ઝરમાં હસતો રમતો,
શિખરોપર મન્દગતિ ભમતો. ૧
ગિરિરાજ અસંખ્ય અહિં ભળિયા,
ઘનના અનુકૂળ સખા મળિયા;
ધરી ધુમ્મસનું પટ પર્વતને
ઢુંગળાવી હિયે ધરી મોદ મને; ૨
પછી પર્વતના ઉરની ઉપરે
નવલું કંઇ વર્ષણ નૃત્ય કરે,
વળી ઝર્મર ઝર્મર ગાન ઝીણું
કરતો ઘનરાજ મધુરું ઘણું. ૩
પટ ગાઢું ગૂંથ્યું તરુવૃન્દતણું,
ધરિયું ગિરિયે હરિયાવરણું;
સહુ તે પટના પડમાં પડતો
ઘન સર્વ સ્થળે જઇને અડતો. ૪

---

બાબુ રવીન્દ્રનાથ ટાગોરના બંગાળીનું ભાષાંતર
આજ શ્યામ મોહેલીની બંસરી બજાય રે—એ ગીતની ચાલ

ઝરણાં ઉજળાં જળ નીતરતાં,
કંઇ શ્વેત જ સર્પ સમાં સરતાં,
ગિરિ એહવી મૌક્તિકમાળ વહે,
ઘન તે રમતો કરમાંહિં ગ્રહે.
ગિરિરાજ અને ઘનરાજ તણો
અહિં ખેલ અલૌકિક આજ બન્યો;
ગિરિવૃન્દ અહો ! ઘનરાજ ! અહો !
મુજને તમ ખેલ વિશે જ ગ્રહો !

---

## ૧૪૭

### ચંદ્રા

( ત્રિષમ હરિગીત )

માંતિ શીતળ વરસીને સુખમાં સુવાડું રાત્રિયે,
જે નદી સરવર, અદ્રિ, તરુવર દિવસ તપીઆં તેમને;
કુમુદિની કરમાઈ દિવસે થાકીને સૂઇ જતી,
તેને જગાડું કરવડે મૃદુ સ્પર્શ કરીને પ્રેમથી.
કન્યકા હું કુળવતી, મુજ માત મોટી મેદિની,
તેજસ્વી સૂર્ય પિતાજી મારા, એમનાથી રહું બીની;
માત મારી પૂજ્ય તેની, પ્રદક્ષિણા કરૂં ઉરથી,
મુજ તાત તે પણ પૂજ્ય તેવા, વંદના કરૂં દૂરથી.
નામ ચંદ્રા મધુરૂં મારૂં પાડીઉં મુજ માડીયે;
ઘણી વેળ વિચરૂં ખેલવા આ વ્યોમ કેરી વાડીએ;
માંહી વહેતી વ્યોમગંગા દૂધ જેવી ઉજળી,
ને ફૂલડાં ખીલ્યાં રૂપાનાં તે ગણુંતી ફરૂં વળી.
ફરૂં બીતી તાતથી, પણ માત મુજ મન ભાવતી,
નિજ સંગ લેઇ ધીમી ધીમી પ્રદક્ષિણા જ કરાવતી;

બંધુ મારો રાહુ તે ઉઠયો કુછન્દી ફ્રમડો,
કંઇ કોટિંચેળ મુને કનડતો, એ અકારો થઇ પડયો.
બ્હાર જાય પિતાજી ત્યારે આંગણે રમું કોડથી,
રૂપા અને હીરા તણી ગેંદો લઇને દોડતાં—
એક લઉં બીજી ઉછાળું, ત્રીજી શિર ઝીલું ધસી,
વળી ફેંકી સઘળી વેગળી માડી ભણી નિરખું હસી.
માગ્યું માન મહી કને ને તાતની અનુમતિ લીધી,
આ મૃગલું મારૂં બાપુ! ત્હેં હજી સુધા કેમ નથી પીધી?
સુધા પાતી એહને,–ભરી કુંભ આપ્યો તાતજી—
રાખું ઉછંગ મહિં સદા, એને કદાપિ ન દઉં તજી.
વાંકુ વળીઉં રમ્ય રીતે આણીવાળું નાવડું,
માતપિતાએ આપ્યું મુજને કો દી તે પર જઇ ચડું;
ચઢી મૂકું તરતું તે સ્વચ્છંદ ચાલ્યું જાય ત્યાં,
ઉંડું ભુરૂં આકાશ કેરૂં જળ અમળ ફેલાય જ્યાં.
ત્યાં ઘને કો ઠામ વેરી ઝીણી રૂપેરી રેત તે,
લઉં ખેલવા લંબાવી કરને નાવડેથી જતે જતે.
ને બધી આ વેળ હરણું મારૂં જે બહુ બ્હીકણું,
મુજ સોડમાં સંતાઈ સૂતું, એ મુને રૂચે ઘણું;—
આવી મેઘની રેતી સરસું નાવ મુજ ઘસડાય જ્યાં,
મધુરા, રસીલા, મંદ, ઝીણા, સુંદર, સુર થાય ત્યાં;
માત્ર દિવ્ય જનો સુણે એ મીઠું ગાન મનોહરં,
ને સુણે હરણું માહરૂં ને ઉંઘ મીઠી લે ખરૂં.
ઊઠી હું મૃદુ ને સુંવાળી સેજમાંથી જળતણી,
નાંખું નજર ઝીણી સીધી સાગર અને ભૂમી ભણી;
રંગ રાતું મુખડું મારૂં કંઇ વિશાળું સિંધુમાં,
ધોઇ કરી ચઢી વ્યોમ, વળગ્યાં વાળશું જળબિંદુડાં.
મેઘ પેલો મસ્તી ખોરો મુજને રંજાડવા,
કંઇ યુક્તિયો બહુ નિધ કરે ભંગાણ સુખમાં પાડવા;

પણ હું તો હસતી રમતી ફરૂં ઉપર નભ વિષે,
ને એહ અસ્થિર મેહુલાશું કદી ભરાઉં નવ રીસે;
એજ મુજને પ્રેમભર આલિંગીને કદી લાડતો,
કો સમે નિજ સિંહાસને મુજને વળી બેસાડતો,
ને રૂપેરી કોરનો રૂમાલ ધોળો દે કદી,
કદી પાથરે મૃદુ સેજ તે પર વળી ક્ષણભર રહું પડી;
કો ઘડી વળી શામળી નિજ શાલ લેઇ તે વડે,
મારી ઝડપ રમતો રમંતો મુખડું નિજ ઢાંકી દીએ.
ને ત્હાં અંબોડલો મુજ જાય છૂટી તે સમે,
ને વાળ ચળકંતા રૂપેરી વિખરી ચોગમ રમે.
પૂર્ણ પામી વિકાસ મુખ મુજ હાસ્ય કરતું પ્રેમથી,
તે સમે સિંધુ વિશાળું નિજ ઉર વિસ્તરે સામો હસી,
ને કરંતો મંદ મંદ ઘુઘાટભર આનંદ શું,
ફેંકી તરંગો મુજ ભણી ધીમે ધીમે નાચંત શું !
ભેટવા વિસ્તારી કરને બાથ ભીડું માતને,
તે મને મંદ હસંતી નિરખે પ્રેમભીનાં લોચને;
અચળ પેલા તારલાની આસપાસ ઘુમંતી તે,
સપ્તર્ષિ કેરી ગાડલી મુજ દષ્ટિ પડતાં ફીકી બને,
નદીમાં, સરવરોમાં, ને સિંધુમાં કદી ના'તી હું;
તે વેળ થોડા તારલાને સંગ મુજ લઇ જાતી હું;
ત્યાંહિ નાચું લે'ર કરતી, વળી ડુબકાં ખાતી હું,
ને મૃગલું મારૂં તેહને એ નવલ જળ કદી પાતી હું,
કદી ઉંચા પર્વતે ચઢી ટોચ પર ઊભી રહું,
નીચે બિછાવી મેં રૂપેરી તેહ જાજમ નિરખું;
દષ્ટિ ઉંચી ફેંકું વળી ઉડું ભુરૂ આકાશ જ્યાં,
ફરી જોઉં વળી રમતો પવન વનવેલ્લી સંગે રાસ ત્યાં.
એક પર્વતરાજ મુજ નીચે વિરાજે વિસ્તરી,
જેનાં શિખરપર હિમ નિરંતર વાસ કરી રહે છે ઠરી,—

નિજ તળે સુવિશાળ ખંડ પડયો અલૌકિક તેહની
વિધવિધ દશાઓ ઉંચી નીચી કાળચક્રે ફરી ઘણી,
ને અનંત ગયો જ વીતી કાળ તેમાં નિજ સ્થિતિ
નિશ્ચળ રહી, તે જોઇ કરતો હાસ્ય કંઇ ઉજ્જવળ અતિ,–
એહવો મોટો મહીધર નભમહિં ધરતો રસે,
હજાર શૃંગે દર્પણો, પ્રત્યેકમાં મુખ મુજ હસે.
કો સમે વળી મધ્ય નભમાં રહું ઊભી ઝઝૂમતી,
નીચે સુતાં જે ઝાડ ઝુંડો ત્યાં નજર મુજ ઘૂમતી;
મુજ કરે રૂપેરી મુક્તાહાર શતરંજી ગુંથી,
ત્યાં પડી તે જોવા હું નાખું દષ્ટિ ઝીણી મથી મથી.
પછી નીચે ઊતરૂં જ્યાં વ્યોમ પૃથ્વી ચુંબતાં,
ને તરૂઘટાબાકાં મહિં મુજ પ્હોળું મુખ ધરી થંભુ ત્યાં;
પછી સિંધુકિનારપર પળમાત્ર હુ ઉભી રહી,
કરી ડોકીઉં ફરી એક વેળા સૂઉં જળસેજે જઇ.
મેઘ નિજ ચઢતી સમે મુજને દમે વિખુટી કરી,
માડી થકી બહુ વેળ લગી આ વા'લસોહી દીકરી;
વિરહ ટળી જે વેળ મળી મુજ માડીને નિરખું ફરી,
તે વેળ કેવું પ્રફુલ્લ મુખ મુજ ધરે શોભા સુંદરી!
કોઇ કોઇ સમે તથાપિ વિયોગ અવધી અંદરે,
પાદપ્રહારે તોડી ઘનપટ, પછી જનની મંદિરે;
ડોકીઆં કરૂં જ્યાંહિ જ્યાંહિ પાડી બારી એમ મ્હેં,
ને માત મંદિર મુકુર મૂકયાં મુખ નિરખવું ત્યાં ગમે.
નાનું મોટું થાય વપુ મુજ પણ નિરંતર અમર હું,
ને જે સમે દેખાઉં નહિં તે સમે તાતની ગમ રહું;
એક ફેરી ફરી રહું માડી પછાડી જ્યાહરે,
જઉં એક વેળા ભેટ લેવા તાતની તો ત્યાહરે.
સલૂણી સંધ્યા સખી પ્રિય મુજ ભેટ લેવા તે તણી,
મુજ હોડલામાં બેસીને જાઉં કદી હું બની ઠની;

પવન મૃદુથી આંગણું વાળી સમાર્યું સ્નેહથી,
વેર્યાં કુસુમ નવરંગ એમાં ઝીણુઝીણા મેહથી,
શાંત એવું નીરખી મુખ મુજ સુખનદી નત્ર થોભતી,
નારંગી રંગે સાળુ સુંદર પ્હેરી સખી શી શોભતી !
ચકચકિત સહુ પ્હેલ ચોડયો તારલો સખી ભાલમાં,
લાડંતી અડકું એહને કદી આવી જઈ બહુ વ્હાલમાં.
એવી એવી રમત વિધવિધ સખી સંગ રમંતી હું,
પણ ભેટવા આવે મુને એ ત્યાહરે ચમકી બીહું,—
કેમ કે સામેથી પેલી આવી કાળી રાક્ષસી—
મુઇ રાત્રિ–એણે દૂર સખાંઓ કીધી ક્રૂર વચે ધસી.
ઉડી ગઇ મુજ સખી ઝીણી પાંખ નિજ ઝળકાવીને,
ને મુજને તો રાક્ષસીએ પકડી લીધી આવીને,
રાખી કરમાં થોડી વેળા પછી મને તે ગળી ગઇ,—
જાણે નહીં–હું અમર છું ને બેઠી મુજ મંદિર જઇ !

( કુસુમમાળા

---

૧૪૯

મહાભિનિષ્ક્રમણ

( દોહરો )

નાથ સમીપ સૂતી હતી, મૃદુ શય્યામાં જેહ;
અર્ધ ઉઠી ત્ય્હાં રાણી એ, તજી પ્રાવરણે દેહ. ૧

કરતલ બે ભાળે ધર્યાં, ઉર ઉછળે અવિરામ,
ગરગર અશ્રુ ઢાળતી, સુંદરી એ ગુણધામ; ૨

સિદ્ધાર્થ તણો કર પછી, ચુમ્બ્યો કંઈ ત્રણ વાર,
ત્રીજે ચુમ્બને કરુણરવ, કીધો મૃદુ ઉચ્ચાર. ૩

( હરિગીત )

" નાથ ! જાગો ! નાથ ! જાગો !
વાણી ઘો આશ્વાસની. "
" શું છે ? પ્રાણ ! શું વ્હાલી ! શું છે ? "
પૂછતા ઉલ્લાસથી.

( ગીતિ )

તદપિ રુવે અવ્યક્ત જ, કંઠે વાણી રહી કાંઇ અટકી;
ડૂમો હૃદય ભરાયો;– અંતે રાણી વદી સુદીન બની. ૫

( દ્રુતવિલંબિત )

" સૂતી હું નાથ ! સુખે મૃદુ નીંદરે;
શિશુ વધુ ઉદરે તુજ તે સ્ફુરે;
જીવન, મોહ, અને વળી પ્રેમની,
દ્વિગુણ નાડી વહી હૃદયે રહી; ૬
સુખદ ગાન જ તેનાયું હું સુણી,
મધુર નીંદરમાં શમતી ઘણી;
પણ અહે. કંઇ સ્વપ્ન જ કારમાં
અનુભવી છળી જાગી હું તો હવાં. " ૭

( અનુષ્ટુપ )

વદે સિદ્ધાર્થ;– " ઓ મ્હારી મધુરી પદ્મની કળી !
સર્વ છે સ્વપ્ન એ રૂડાં, દીઠાં જે ત્હેં ફરી ફરી. " ૮
રાણી કહે:– " સત્ય એ નાથ ! પણ એહ વિરામતાં,
ઘોર વાણી સુણી મ્હેં તો:– ' આવી એ વેળ ' એમ ત્હાં. ૯

* *

સુણી એ ઝબકી જાગી, સ્વપ્નનો સાર શો હશે ?
મૃત્યુ પામીશ હું ? કે–તું મુજને છોડીને જશે ? " ૧૦

( ગીતિ )

સન્ધ્યાનું સ્મિત અંતિમ, હેવાં મધુરા સુહાગી લોચનથી,
રડતી નારી ભણી તે સિદ્ધાર્થ નિહાળીને કરે વિનતિ. ૧૧

( ગરબી* )

" ધીરજ ધાર્ય તું પ્રાણ ! મધુરી ! ઓ ધીરજ ધારે;
અવિચલ પ્રેમ છે સ્થાન સતત આશ્વાસનું ત્હારે.
ધીરજ૦ ૧૩

( સાખી )

ભલે સ્વપ્ન તુજ ભાવિનાં ચિત્ર ચીતરે ગૂઢ,
ને દેવો ડગતા ભલે નિજ આસન આરૂઢ; તદપિ તુ ધીરજ ધારે.
ધીરજ૦ ૧૩

વિશ્વ, શકે, ઉદ્ધારનો માર્ગ જાણવા આજ
તત્પર ઊભું ભેદ કંઈ ગૂઢ સમજવા કાજ;
તદપિ તું ધીરજ ધારે. ધીરજ૦ ૧૪

દશા આપણી પલટી ને ભલે તજે નિજ સ્થાન,
સત્ય વદું છ, યશોધરા હુતી ને છે મુજ પ્રાણ;—
હૃદય એ તું ધીરજ ધારે. ધીરજે૦ ૧૫

દુઃખિત જગ ઉદ્ધારવા અવિરત કરતો ધ્યાન,
નિર્મિત સમય જ આવતાં, ભાવિ નિશ્ચય ફળશે મહાન;
વ્હાલી ! ઓ ધૈર્ય તું ધારે; ધીરજ૦ ૧૬

* * * * * * * *

( અનુષ્ટુપ )

રોતી રોતી પડી નિદ્રા મહિં તોય નિસાસથી.
ઉછળે ઉર, જાણે એ સ્વપ્નવાણી પ્રકાસતી;
" વેળ એ ! આવી વેળ એ ! " ૧૭

---

" * લોચન મનનો રે કે ઝગડો લોચન મનનો " એ ચાલ.

(વિષમ હરિગીત)

એ સમે સિદ્ધાર્થ ઉંચા વ્યોમમાંહિ નિહાળતો,
ને, જો ! શશી તહિં કર્ક રાશિમાં રહ્યોછ વિરાજતો,
ને ગ્રહો ચિરકાળ પૂર્વે ભાખિયા ક્રમમાં ઉભા,
વદતા જ:—" આવી રજનિ એ ! ઉદ્ધારવા જન જે ડૂબ્યા; ૧૮
માર્ગ વર્ય તું પુણ્યનો કે જગત કેરી વિભૂતિનો,
આ ક્ષણ જ નિર્ણય કઠિન કર્ય સુખ દુઃખ કેરી પ્રસૂતિનો;
રાજનો અધિરાજ બનીને આણ નિજ વર્તાવવા,
કે મુકુટગૃહ વિણ શૂન્ય ભટકી જગતને જ બચાવવા." ૧૯

(વલણ)

વિશ્વ તારવા કાજ આ આવી પળ અણમૂલ,
જોઇને સિદ્ધાર્થ એ સ્વગત વદે કંઇ ગૂઢ રે. ૨૦

(દ્રુતવિલમ્બિત)

" પળ અમોલ જ આવી હવે પણું !
જગત ઉદ્ધરવા વ્રત આકરું
અધર આ સુકુમાર જ પ્રેરતા,
મધુર નીંદરમાં સૂતી ઓ પ્રિયા ! ૨૧
વિષમ એ વ્રત આપણ યુગ્મને,
કરી વિયુક્ત વિશેષ રુડું બને;
ગગનમૌનવિશે ઝળકી રહ્યું,
નિરખું નિર્મિત શાસન ઊજળું. ૨૨

* * * * * * * * *

(ગરબી *)

મ્હને પ્રેરતા તારકવૃન્દ ! આ હું આવ્યો રે,
દુઃખ ડૂબ્યા ઓ જગજન ! આ હું આવ્યો રે; ૨૩

---

* " જમુના જળ ભરવું મ્હારે કુંવર કન્હૈયા રે "—એ ચાલ

તમકાજ તજું મુજ રાજ્ય, સુખો બહુ વિધિનાં રે,
રાજ મન્દિર સુખમય સાજ, રજનિદિન સુખનાં રે;

( સાખી )

તજું સર્વ એ આ ક્ષણે, સહુ થકી દુસ્ત્યજ એક,
રાણી મધુરી ! તે તજું હવે તુજ ભુજવલ્લી વ્હાલી સુરેખ.

( મૂળચાલ )

તોય ત્હારો પણ ઉદ્ધાર થશે જગસંગે રે,
અને તુજ ઉદરે આ વાર સ્ફુરે જે ઉમંગે રે
મુજ શિશુ, અંકુર એ આપણા પ્રેમનો ગૂઢો રે,
થોભું આશિષ દેવા હેને, ડગું રખે હું તો રે;
ઉદ્ધરીશ હું એ પણ બાળ; અરે સહુ થોભો રે,
પત્ની ! પુત્ર ! પિતા ! ક્ષણવાર, અને જગલોકો રે !
આ અવસરકેરું દુઃખ સહો મુજ સંગે રે,
જ્યોતિ પ્રગટે ને શીખે વિશ્વ ધર્મ ઉમંગે રે.
કર્યો નિશ્ચય દૃઢ આ વાર, હવે હું ચાલું રે,
નવ પાછો ફરું કો કાળ, અચળ પથ ઝાલું રે.

( સાખી )

સોધું સત્ય અતિ ગૂઢ તે મળતા લગી ફરું નાહિં,
અન્વેષણ અતિ તીવ્ર ને તપ ઉગ્ર ફળે જો કાંઇ ! ”

( ચોપાઇ ત્રણ તાળની )

ફરી યશોધરાને પ્રણામ, સૂતી જે ભરનિદ્રામાં આમ,
કાંઇ ભાવ અવર્ણ્ય ભરેલાં, નાંખ્યાં નેનો વદનપર ઘેલાં;
હજી અશ્રુથી ભીનું વદન, લેવા છેલ્લી વદાયનું મન,
દીધી પ્રદક્ષિણા ત્રણવાર, શય્યાકેરી ધરી ભક્તિભાર;

જોડી ધડકતે હૃદયે પાણિ, બોલ્યો સિદ્ધાર્થ અવિચલ વાણી
" ફરી આ રમ્ય શય્યા માંહિ, કરું શયન કદી હું નાંહિં ૩૪
ત્રણ વેળા ગયો રાજન, પાછો આવ્યો વળી વેળ ત્રણ;
હેવું રાણીનું સૌન્દર્યપૂર, હેવો પ્રેમ હેનો ભરપૂર; ૩૫
અન્તે બળ કરી છુટયો શયનથી, ધર્યો શોક પછી નવ મનથી;
ચાલ્યો, શ્યામરજનિમાં ચાલ્યો, માર્ગ જ્યોતિ અનુપમનો ઝાલ્યો. ૩૬

---

૧૫૦

અવસાન

( તોટક )

શીળી ચાંદનીની સમ રેલી રહે,
કંઇ ગાન મધુરું સુમન્દ વહે,
સુણી જે વશવર્તી બની ઠરતાં,
હરણાં સમ અબ્ધિતરંગ બધા;
મૃદુ એહવું ગાન વહી વિરમે,
તદપિ શ્રવણે ધ્વનિ તેની રમે:—
રૂડું ઇન્દ્રધનુ પ્રગટી જ શમે,
તદપિ મનમાં મૃદુ રંગ ભમે;—
મીઠડાં ફુલડાં યદપિ કરમે,
સ્મરણે ચિર તોય સુગન્ધ રમે;—
ત્યમ કાવ્ય પ્રદર્શિત ભાવ બધા
વસજો હૃદયે રસભેર સદા.

---

# દોલતરામ કૃપારામ

## ૧૫૧

### સુલોચના–ઇંદ્રજીત–સંવાદ

( તોટક છંદ )

કરીં આગળ પ્રેમ સ્વરૂપ અને, સ્વર કોકિલ ને હસતે વદને;
મહિલા કર જોડીં કરે વિનતિ, જ્યમ શંકર આગળ પારવતી.
" શિરછત્ર સનાથ થઇ તમથી, ખમજો કહી બોલ કહું અમથી;
પ્રમદાજન સૂચન જે કરશે, તમ આગળ હાસ્ય થઇ પડશે.
અબળા પર રોશ ન હોય કશો, કહ્યું પ્રીતિ ધરી મનમાં ધરશો;
કરજો પ્રભુ કિંમત સાર ગ્રહી, હિત વાક્ય મનોહર હોય નહિ.
જય ને યશ આજ લગી કરતા, અબળાજનનાં ભય સંહરતા;
અતિ પ્રીતિ હતી, જવ હોય સતી, કયમ છેક ગઇ બદલાઇ મતિ.
જ્યમ આપની તેમ બીજાની પ્રિયા, કયમ તેશું કરાય અયોગ્ય ક્રિયા:
કુળધર્મ થકી પતિ! તાત ખસ્યા, ધિક ! આમ થઇ વિપરીત દશા.
કહીં સારસ જોડ જુદી કરતાં, ટળવી મરશે તનને ઘસતાં;
કકળી ઉઠતાં મમ આંતરડી, કરશે વિભુ આંખ ઘણી કરડી.
રવિવંશજસાથ પ્રપંચ કરી, અબળાજન સાહ્યરહિત હરી;
શઠ ભિક્ષુક શ્રીઅધિરાજ થયા, ઉપકાર છતાં ન અણાઇ દયા.
ન ઘટે ન ઘટે મુજ પ્રાણપતિ, હરવી વિષયાર્થ પવિત્ર સતી;
કુળ દીપક કાજળ કેમ ઝરે ? નહિ અમૃત ઝેર થઇ પસરે.
અધકું રઘુવીરનું કામ દીસે, તરવ્યા પથરા જવ અબ્ધિ વિષે;
બળ શંકરથી દશકંધ તણું, સ્વપરાક્રમ રામ વિષે છ ઘણું.
કર સર્પતણા દરમાં ધરતાં, છુટકો કહીં થાય ન જીવ છતાં;
ગજસિંહ અકારણ ખીજવતાં, નહિ વેર તજે નિજ પ્રાણ જતાં.
નિજ બાહુ પ્રરાક્રમ દાખવીને, પરણ્યા રઘુનંદન જાનકીને;
બળ તાતનું કામ ન આવ્યું જરી, છળથી વનમાં તવ સીત હરી.

ણ્ય વિષે ફરતા, નહિ લક્ષ્મણ રામ જરા ડરતા;
ણા ભય સંહરતા, નહિ આપ દશાનન સાહ્ય થતા.
દ્ધ ન યુદ્ધ ઘટે, તજવી નહિ કીરતિ સીત સટે;
ચારનું રાજ્ય જતાં, લવ શાંતિ રહે ન સતી હરતાં.
ણનું દ્વેષ ચિત્ત ચહો, મણિ શેષતણો કરથી ન ગ્રહો;
ણો નિધિ છેક તજી, ઘટના જગમાં કયમ બુદ્ધિ સજી ?
વિચક્ષણ આપ ઘણા, મઘવા હરી પ્રિય સર્વ તણા;
" હવે પદ સાચવજો, તમ જોર બીજે કહીં દાખવજો.
ભયંકર છે રજની, પતિ વિણ જણાય મૂકી સજની;
વિના ઘર માણસનું, ત્યમ નીતિ વિના અતિ શૂરપણું.
ને યશ મેળવશે, પણ ઉદ્ધત તે ન ગ્રહી શકશે;
વિવેક ખરો પકડી, ધરશે નિજ બંધનમાં જકડી.
સિંહ બલિષ્ઠ ઘણા, પણ સર્વ અધીન મનુષ્ય તણા;
સમીપ ન શૌર્ય ટકે, જગચક્ર સુનીતિ વિના અટકે.
જ દુર્ગપરે ફફરે, વિધિ પાઠ કરે શશિ છત્ર ધરે;
ઇંદ્ર ગ્રહેશ થયા, લઇ અગ્નિ મશાલ સહાય રહ્યા.
ત થઇ પ્રાણ પ્રિયા, મુજ સાસુની સાથ કરે કજીઆ;
થવા પતિ રાવણની, સમજ્યાવણ રીતિ દશાનનની.
વીસ વિશાળ કરો, તમ તુલ્ય ગુણી વિજથી ડીકરો;
સિંહલદ્વીપ તણી, શિર ઉપર શંકર તુલ્ય ધણી.
ણે ઘર પુત્ર થયા, સ્વ પરાક્રમથી રળનાર મળ્યા;
ગૌરે નહિ ખોટ રહી, પ્રભુતા મુખથી કયમ જાય કહી.
જ સૂર્ય પ્રફુલ્લ કરે, ભરજોબન નારનું નાથ કરે;
સરિતા વરષા, (ત્યમ) સસરાપર શંભુપ્રતાપ વસ્યા.
નું વેર મહેશ્વરને, ગમ્યું તે તણું સખ્ય દશાનનને;
છેક ન ગુપ્ત રહે, વિભુ પુત્રનું તોય જરા ન સહે.
તાપ પ્રશાંત થવા, ફર્યું તાતનું ચિત્ત સતી હરવા;
ંસારી સુખ સ્થાયિ અતિ, ક્ષણભંગુરમાં કયમ થાય રતિ.

અપકીર્તિ કરે વિપરીત કૃતિ, દઈ શાપ ડસે જયમ સાપ સતી;
બહુ સંશયમાં પડી જાય પ્રજા, ફટકી મરશે પુટડી કુળજા.
રઘુનંદન રીસ ઘણી કરશે, બળહીણુ અરિ કુળ સંહરશે;
લઇ સીત બધા ઘરમાં ફરશે, ઋતુ પાનખરે જયમ બાગ વિષે
પ્રિય પાય પડી કહું છું વિનવી, પરનાર લગાર ન સંઘરવી;
દઈ થાપણુ માલીકને નકરી, ઠરજો રઘુનંદશું પ્રીતિ કરી.
કહ્યું આપનું માન્ય હંમેશ કર્યું, અવળું સવળું નહિ દિલ ધર્યું;
કશું માગ્યું નથી પ્રાણુપતિ, ઉરમાં ધરજો મુજ આ વિનતિ.
મુજ જાત તણું અભિમાન મને, મુખ લેઈ જવાય ન સીત કને;
જવ રક્ષિત થાય ન શિયળને, સહુ વ્યર્થ ગયું પરણી તમને.
" અભિમાનિની " એમ મને કહીંને, ઠગતા દરરોજ વિશ્રંભિનીંને;
નહિ તો મુજ માન ઘણાં પડતાં, કયમ ના અટકો જરીએ લઢતાં.
સમ ઉમ્મરની કદી ચાર મળી, મુજ વાત સખીગણુમાં નીંકળી;
હલકું પડશે તમ નારતણું, કથશે સુખ છે નહિ નાથ તણું.
અથવા કયમ એક અનાથ પ્રિયા, કુમળી સુશીંળી અવળી ન ક્રિયા;
ન બચાવી શકાઇ દશાનનથી, લલના જયમ અન્ય હુતાશથી.
અતિ એમ કહી અકળાઈ ગઇ, મસ ગદગદ કંઠથી મૌન્ય થઈ;
વદતાં મન બુદ્ધિ શકે હરતિ, હીંચકે જયમ અંતર ઝુલવતા.
કરી હાવ વિચક્ષણુ ભાવ અતિ, પતિનિશ્ચય ડોલવતી યુવતી,
ક્ષણુ સ્તબ્ધ ઉભો થઇ મંદમતિ, જયમ શંકર કામિની–દર્પણુથી.
પણુ શુદ્ધિ સમસ્ત સમગ્ર કરી, વીર વાણુ વદ્યા વધુ વહાલ ભરી;
નિજ ન્યાય પરાક્રમ દાખવવા, સુખ તૃષ્ટિ વધૂજનને ધરવા.
મનમાં મુજ તાત સતી પરણ્યા, સ્વપ્ને નહિ એ જવ રામ તણા;
પર બાળાનું લગ્ન કર્યું જનકે, પણુ કેમ સગાઇ ખરી અટકે.
કદી રામ ધનુષ્ય ઉપાડી શકયા, દુહિતા અરથે જનકે પરખ્યા;
બળથી રઘુનાયક સીત વર્યા, છળથી દશકંધ શિકાર ચર્યા.
થયું તે ન થયું નહિ થાય હવે, ભૂલ થાય કબુલ સતી તજવે;
અયિ ! વક્રર સીત સહિત જશે, વણુ કારણુ લોક ઘણા હસશે.

ઝટ ગૌતમ સેન તૈયાર થઈ, મુજ કારણ છેક અધીર થઇ;
ક્ષણ સાંભળ શબ્દ મહારથિના, બલમાં નહિ પુત્ર મનોહરીના.
જ્યમ તારક મંડળ ચંદ્ર વિના, જ્યમ જાન દીસે વરહીણ ફ્રના;
નૃપતિ વિણ શૂન્ય સભા અતિશે, ત્યમ અગ્રસરી વણ સેન દીસે.
ગ્રહમંડળને જ્યમ સૂર્યગતિ, ત્યમ સેન વિષે સખિ! સેનપતિ;
ભલું સૈન્ય કલેવર જોર ઘણું, પણ પ્રાણ વિના વિચરે ન અણું.
ચતુરંગ વિશયિત સેન મળી, ભટ શામદની અગણિત ભળી;
અતિ વેગ ત્વગ કરતા સુભટો, યશકાળ સમીપ હવે વરત્યો.
નીળ સુગ્રીવ અંગદને નળને, હનુમાન વિભીષણ લક્ષ્મણને;
શીઘ્ર સહાય થકી રઘુનંદનને, છડી નાંખીશ હું જ્યમ ડાંગરને.
રિપુ દાનવ કિન્નરનાથ ઘણા, લઢનાર મળ્યા સુરલોક તણા;
નહિ સૈન્ય ઘણું તુજ નાથ કને, પણ લોટ કર્યો દળી દુશ્મનને.
નહિ રામ વિષે અલિ! રામ જરી, ગુણદોષ ગણી મન સીત હરી;
અમથી શીદ નામ થકી ભડકે, પિતુને નહિ મુરખતા અડકે.
ગજકુંભ વિના નહિ અન્ય ગ્રહે, બળવાન શિકાર સદૈવ ચહે;
બહુ મેઘતણો પણ વાદ કરે, કયમ સિંહ શૃગાલથી તેહ ડરે.
ગુણ રૂપવતી મુજ પ્રાણપ્રિયે, તુજ નાથ જરા રણમાં ન બીએ;
મોંઠી! મર્કટયૂથ કશું કરશે, કદી દાંત થકી બળ દાખવશે.
યમ–દંડ થઈ શર તો પડશે, થઇ માણસ રામ ન જીરવશે.
રઘુનંદન બાણ પ્રહાર લઇ, વટ સાચવશે નિજ જીવ દઇ;
ધરૂં લક્ષ્મણ કાજ દયા મનમાં, ન ઘટે મુજ બાણ શિશુ તનમાં.
અતિ પ્રીતિ થકી તુજ દાસ થતાં, સહુ સંકટ લાજ રિવાજ જતાં;
તુજ આણ ઉલંઘન ના જ કરૂં, વસતું પણ અંતર શૌર્ય ખરૂં.
કદી પંકજના કુમળા દળમાં, મધુલિહ પુરાઇ રહે જળમાં;
પણ વાંસ વિષે ઝટ શાર કરે, બળ કે છળ પ્રીતિ જરા ન ધરે.
રથ વાહનને હય હસ્તિ ઘણા, નવ અસ્ત્ર સહસ્ત્ર વિષ ન મણા;
લઇ બકતર ટોપ ફ્રાંસી તણાં, જરૂરી કરતાં ખમણાં ત્રમણાં.
શુભ સૈન્ય તણો થઇ અગ્રસરી, ધરૂં દુશ્મન ઉપર આંખ નરી;

રખી ટકશે કુણ આ જગમાં, જવ ઇંદ્ર છુપાઇ ગયો નભમાં.
ક્ષેત્ર વિષે અરિ-કર્ણને, નીરખી મસ ખીલ્યું ભરી નયને;
ને યશ લાભ ઘણો ગણતાં, નહિ વાર કરૂં જરિયે લણતાં.
-સાગરનો થઇ મત્સ્ય કહે, સ્થળ અન્ય વિષે કયમ જીવ રહે;
-દાહ વધ્યો ચિરકાળ તણો, કરશે અરિરક્ત પ્રશાન્ત ઘણો.
મ તર્ક વિતર્ક કરી નબળા, ગભરામણ આમ કરે અબળા;
જ સાથ રહી દીન રાત સખી, નહિ રાવણપુત્ર શકી પરખી.
નની સુણ વાત કહું તુજને, જય કે ક્ષય છે યશકારી મુને;
ન એક જરૂર યદા મરવું, અતિ ઉત્તમ છે રણમાં ગરવું.
વ વિષ્ણુ બની રઘુનાથ ફરે, જય મેળવતાં શુભ કીર્તિ વરે;
હાર થશે પણ ઇશ્વરથી, રઘુનંદ વિના મુજ જોડ નથી.
મદા કયમ આમ ગલિત થઇ, કયમ કોમળ છાતી ભરાઇ ગઇ:
ણે કયમ શ્રાવણ ભાદરવો, ન ઘટે કરણારસ આદરવો.
: ધીરજ ભીરૂ દશેક ઘડી, અથવા સહુ કામ જશે બગડી;
યની ધ્વજ તાત સમક્ષ ધરી, તુજ પાસ થકી નહિ જાઉં ફરી.
નની કર દૂર બધીય કજા, રણ મધ્ય જવા અલિ ! આપ રજા:
તાં નહિ દૂર જઇશ ફરી, તુજ અંક વિશે મુજ શીશ ધરી.

( ઇન્દ્રજીતવધ કાવ્ય )

---

# ભીમરાવ

## ૧૫૨

### વીણાને આવાહન

( વસંતતિલકા )

હે આદ્ય દિવ્ય સહુ વાદ્યની કયાં તું વીણા !
રાગે ભર્યા મધુર તે સુર આપી ઝીણા,

ર્હેલી વસી સુતનુ નારદકંઠરાગે,
આવી પછી સુર સમાન જ લોક ભાગે.
તે કયાં દિસે મધુરવાહિની રમ્ય વીણા !
તારા વિભાગ સઘળા પ્રણયસ્ચ્છભીના;
કે તું રહી લટકતી વનવૃક્ષડાળે,
બેસી તળે વિરતવાહિતને નિહાળે !
તે કયાં વસે સ્મિત કરી ફરતી જ વીણા ?
કો વાર તે મદભરી, વળી કાંઇ દીના;
કો વાર ભાવ ધરી નાચતી મોતી વેરે,
અન્ય ક્ષણે સદય તે થઇ આંસુ રેડે.
ગા તું ફરી અતુલ ગાયન એક વેળા,
હે દિવ્ય વાહિની ! તુંને અમરો વરેલા;
પૂરા સુણાય નહિં આજ સુરો સતીના,
તે થાય શું લય હતી ન હતી થતી ના ?
માટે તું ગા ફરીથી એક જ વાર રૂડું,
કેવી પ્રસન્ન ! તુજમાં રતિરૂપ ઉંડું;
આપી શતાંશ તુજ પ્રેમ તણો પ્રભાવે,
ગા તું ફરી, રહિજ ભકિત તુંમાં સ્વભાવે.

---

## ૧૫૩

### એક સેનાપતિનું મધ્યરાત્રે ચિન્તન

( મ્હારૂં ગોકુળ જોવાને આવ્યા રે મથુરાના વાસી એ ઢાળ )
પવન પણું હાલે નહિ, ને હાલે ન અંધારૂં ઘોર,
ગ્રહગણુ પણુ હાલે નવ ચાલે, હાલે ચોર ગ્રાહક ને ચોર રે,
મ્હાલે શ્યામ નિશામાં.

પશુ પંખી બોલે નહિં, ને બોલે ન જળ સ્થળ કાંઇ,
મૃત અમૃત નિદ્રાએ ઘેર્યું, તમરૂં તમ તમ કરતું આંહિ રે,
તીનું શ્યામ નિશામાં.

એ અવસર અલબેલડી રે, હીંચી હિંચોળાખાટ,
આંસુ ઢાળે, ઉર સંભાળે, પણ પાડયા પિયુને માટ રે,
રોતી શ્યામ નિશામાં.

કોક મળે કો ટળવળે રે, કો રણ જાની સાથ,
કોઇ સૂતી સ્વપ્નામાં જોતી, આવી અડિયો પિયુનો હાથ રે,
જોતી શ્યામ નિશામાં.

ઉડુગણ ચાલ્યા જીવતા રે, ધાયું તિમિર ચોપાસ,
ધશી ધશીને કાઢયું પછવાડે, કીધાં કેસરિયાં તનુત્રાસ રે,
લીધાં શ્યામ નિશામાં.

ગ્રહમંડળ પડયું નીરમાં રે, ધરી તરુવરનાં શીર,
વિર જુએ ચિન્તામાં ફરતો, સહુ શમિયું સરસ્વતીતીર રે,
સૂતું શ્યામ નિશામાં.

શાન્તિ વિષે ચૈતન્ય નહિં રે, ચૈતન્ય શાન્તિ ન એક,
જ્ઞાન વિષે ગમ્ભીરપણું નહિં, પ્રભુ રાખે ક્ષત્રિનો ટેક રે;
આવી શ્યામ નિશામાં.

સત્ય સનાતન રાખવી રે, કુલભૂમિની મરજાદ,
સહજ જતી સંભાળવી તે, મોંઘી માતપિતાની લાજ રે,
ઉંડી શ્યામ નિશામાં.

---

## ૧૫૪

### લાવણ્યમયી

( રાગ કલ્યાણ )

અરૂણ તરૂણ આ ઉદય થયો સહુ જાગો સૂતા લોક,
આળશ તજિ શુભ સુવ્રતવસ્ત્ર સજિ હરખે મુકવો શોક,
સૂર્ય ઉદય આ ભાસે,

વિભુવર્ણન ઉપકાર સ્મરણ કરી નમન મનન દિનરાત,
જનસુખકારક ભવઉદ્ધારક ઉદય ઉદય વિખ્યાત,
કાર્ય સકળ શુભ કરતો.
સદ્‌ગુણધારણ સત્કૃતિકારણ વિમલ હૃદય વર્ણાય,
ધીરજ દઢપણ સત્યવિવેક સંપ સજેથી થાય,
મહદ્દયશનાં મહાકર્મો.
જગદ્‌વ્યાપ્ત સંતતસ્થિતિમાં પરિપૂર્ણ પ્રેમ સાક્ષાત્,
દયાગુણે ભરપુર ભરી તું ધર ગરવી ગુજરાત,
વસન ઉપવન મન હરતાં.
શમનિયમે સદ્‌વૃત્તિ વધારી ધારી જીવની દાઝ,
ઉદ્‌ભવ કરતાં દુઃખ સંહરતો પ્રગટયો ધર્મસમાજ,
કલેશ કલહ લય કરતો.
દુરાચાર બહુ ત્યાગ કરી કરિ વિનય નિરંતર પુણ્ય,
તિમિર વિદારી કુત્સિતપટ ક્હાડી પ્રદીપ્ત કરવા શૂન્ય,
જ્યોતિ સકલ જયમ શિવનો.
ધર્મ વધારો શુભગુણ ધારો તારો દીન અતિરંક,
સદાચરણ પ્રતિપાલન સમયે નિશ્ચય થવું નિઃશંક,
એજ વચન ગુરૂ ઉચરે.
નામ સમાન મહાન કરી બહુ હામ ધરી ધરિ કામ,
ઉજ્જવલ યશ પૂર્વનો અધિક કરી ધુવો દુરિત બહુ શ્યામ,
અધમ મતિ તજી ધરમુળથી.
પાપ થયે ક્ષય સત્ય વિષે જય દયા સુકૃત કહેવાય,
સમવૃત્તિ પરમાર્થ ન્યાય એ, એજ ધરમ શ્રુતિ ગાય,
કર્મ બિજાં સહુ ખોટાં.
આ અવસર આકાશ સ્વચ્છ સંપૂર્ણ સ્વભાવે શાન્ત,
મધુર વાયુ નદિયો નિર્મલ વન મોહન કામ વસંત,
નિરાશ નિંદ્ય નકામી.
ઉઠો ઉઠો અજ્ઞાન નિવારણ શૌર્ય બળે ભડવીર,

ભય કરિ દૂર ધૈર્ય ધરો તો તેથિ થવું તરિ તીર,
સુધીર સુલક્ષણુ નરનું.
ડુબ્યું ડુબ્યું જન આવી ઉગારો ધર્મ વિશે કરિ ઢીલ,
વિદ્યા સંપત વીર્ય વધારી પુરુષ સ્ત્રીયોનાં શીલ,
એ નગરની વિભૂતિ.
એકલપેટો સ્વાર્થ તજી તજિ ઇર્ષ્યા ને અભિમાન,
એક દિલે હંગામ કરી ફરિ લુંટો લુંટાતું માન,
માન સમાન ન કાંઇ.
ઉદ્યમવાડી લહિ નરનારી ફ્હાડી દુર્મતિ શૂલ,
પરમકૃપા છાયે મળી રમતે ગ્રહો સુગુણનાં ફૂલ,
સુવાસિત દેશ વિદેશે.

---

# હરિલાલ ધ્રુવ

## ૧૫૫

નહિં બ્રાહ્મણ, નહિં ક્ષત્રિય, ન વૈશ્ય, ન શૂદ્ર આર્ય આપણુ તો;
" स्वर्गादपि गरीयसी " જનની, ભરતભૂમિ બાળક હો !
વીરા જાગી ઉઠો !
અરૂણ ઉદય અજવાળે,
ભાનુ પ્રેમ–શૌર્ય પ્રજવાળે ! વીરા નહિં.... .... ધ્રુવ.
ઉચ્ચનીતિથી, ઉચ્ચ રીતિથી, શુદ્ધ હૃદય, આત્માથી
પ્રકાશતા પરિપૂર્ણ સુધાંશુ, શું તમથી ગ્રસાઓ ? ક્યાંથી ?
દીવો દીપી રહો !
કળાથી કાં કુમળાઓ ?
દેવો દિદીપી રહો !
બળેથી કાં ગુગળાઓ ? દીવો..... .... .... .... નહિં૦

ઘેરાયા ચોપાસ બંધાયા, શત્રુ થકી વિંટાયા !
બાહ્ય તથા અંતરથી રૂંધાયા ભલે બધે લપટાયા !
ત્યારે તો બમણા ખિલો !
સમરમાં ઝાઝા ઝુઝો,
ત્યારે તો તો તંમાં ઝિલો !
જખમ કરી લેઇ ઝુઝો ! ! ત્યારે તો.... .... નહિં૦
વકારવા બીજાને પડશે વખાણવા એ અવરને—
બરદાવિયે શું તમને બળિયા કેસરિયા નરવરને !
ચાલો ચાલો હવે !
હબી કાં રહેવું નકામું !
છલંગે ઉછાળો હવે,
લાગ કયાં સુધી તકાવું ? ચાલો.... .... .... નહિં૦
તમે તથાપિ ન નિજ કર્તવ્યે કુદી પડશો અભાગ્યે !
જળ મૂકયું હરિ ધર્મ જગતથી ઉડી ગયો વૈરાગ્યે !
આર્યપણું અસ્ત થયું !
હૃદય જખમી રડશે !
રૂધિરઅશ્રુ પડશે ! આર્ય.... .... .... .... .... નહિં૦

---

# ગોવર્ધનરામ

## ૧૫૬

### કુમુદસુંદરીનો સરસ્વતીચંદ્રને પત્ર

અવનિપરથી નભ મ્હડયું વારિ પડે જ પાછું ત્યાં ને ત્યાં,
ટુંકું કર્મ ટુંકું રહેવાને સરજેલું આ ધરતીમાં.
નભ વચ્ચોવચ રંગીન થાતાં ગરૂડરાજની પાંખ થકી
સુભગ ઘડિક એ બન્યું; નવાઇ ન, એ દશા જો નાજ ટકી.

પણ ઉંચા નભના સંચારી પક્ષિરાજ તું આવ્યો આ
ધરતીપર ત્યાંથી ઉડ પાછો; પક્ષહીનનો દેશ જ આ.
ફફડાવી પાંખો સોનેરી, રચ રસયંત્ર તું રસઘનમાં !
વિશાળ વ્યોમ માપી લે, ને ન્હા સૂર્યકિરણના સરવરમાં !
ગિરિશિખરે, ઘનમાં ને નભમાં ઉંચો તું ઉડશે જ્યારે,
સૂર્યબિમ્બથી સળગી ઉતરતા કર–અંબાર વિષે જ્યારે;
સુવર્ણપક્ષની જશે ભભક ભળી તે સમયે તુજ કીર્તિને
જોઇ જોઇ પૃથ્વીપરથી પૂજીશું–ઉરમર્મગી અનુમોદીને.
નહિં ઉડાયે પોતાથી–પણ પ્રિયની વિમાનગતિ જોઇ
રાચવું એટલું રહ્યું ભાગ્ય તે રાખ ! નીકર રહીશું રોઇ.

---

૧૫૭

## હિન્દુ લગ્નની કૃત્રિમતા

( પ્રવાસે નીકળેલા એક પરદેશી પતિપત્ની કોઇ હિંદુ બાળાને સતી થતી બચાવે છે. શુદ્ધિમાં આવ્યા પછી પૂછવાથી તે બાળા પોતાનો હેવાલ આ દયાળુ દંપતીને કહે છે. )

( હરિગીત )

મુજ વૃત્તમાં નથી કો નવાઇ, સિવાય પણ હું શું કહું ?
પુછયું તથાપિ ત્હમેજ તો હું નકાર પણ શી રીતે ભણું ?
મુજ જેવું વૃત્ત ઘણાકનું સુણશો પૂછે આ દેશમાં;
પરદેશી સજ્જન ! હિંદુઓ ગાળે જ જીવન કલેશમાં.
નરજાત સુખી હશે અહીં કદી મ્હાલતી સ્વચ્છન્દથી !
પણ નારીને રોવા વિના નહિ કર્મમાં બીજું કંઇ.
પંડિત પિતાતણી આત્મજા ભણી કંઇ હું તાતપ્રતાપથી;
મન વિકસિયું, ઉર ચ્હોટિયું સદ્‌ગુણ વિષે બહુ ભાવથી.

હું નાનપણથી આશ આથી ઘણી ધરી મન માણુતી;
પણ હાય ! હિંદુ તણે લલાટ લખ્યા ન લેખો જાણુતી.
શૈશવ વિષે કર પીડિયો અજ્ઞાત એક શિશુજને;
ઉદ્વાહના જ કરારમાં સહી કીધી મુજ મુજ ગુરૂજને;
તાતે કહ્યું " તુજ કાન્ત આ, બહુ ભાવ એ પર રાખજે;
પ્રિય પતિ ગણી એ સાથ ત્હારો જીવ જોડી રાખજે."
હું બોલી " કાન્ત ગણાય છે, ઉરવારિધિના ચંદ્રમા;
મુજ ચિત્તમાં આના પ્રભાવથી વીચિ જાગે કેમ ના.
સન્ધિ થયો નથી, છે નહિ, નક્કી ન કે થાશે જ તે;
અમ ચિત્તનો, તો શીખવો, પ્રિય તાત, કયમ મુજ કાન્ત એ ?
તમ પાસ ભણતાં હું ભણી, મન જોડવાં વિધિહાથમાં;
વિકસેજ પદ્મિની એકલી દિનનાથકેરા સાથમાં.
સંસારમાંહીં પ્રયાણ કાજ જ, પાન્થ ચેતન સર્વ છે;
બે એકથી જ ભલાં પ્રવાસ વિષે વળી, કહ્યું એવું યે.
એ મિત્રતાનો હેતુ, પણ રસ ઐકય વિણ નહિ મિત્રતા;
નહિ ગ્રહે ઉરપારો વિગુણ ચિત્તસ્થળી પર સ્થિરતા.
રસઐકય વણ મનઐકય નહિ, એ સૂત્ર શીખવ્યું તે દિને;
મન ઐકય વણ નહિ મિત્રતા, પ્રભવે ગુરૂજી કો રીતે.
સ્ત્રી પુરૂષ કેરૂં લગ્ન એવાં મિત્રતાનો હેતુ છે;
ઘણી વાર આપની પાસથી મ્હેં, તાત એવું જ શુણ્યું છે.
અન્યોન્ય કેરા ન્યૂનતા પુરે અનુગુણ દમ્પતિ;
વિનિમય કરે નીજ રસતણો ઉર ઉર આગળ ઉઘડી.
સંસાર સ્વાર્થ અભિન્ન થાતાં ભેદનું કારણ નહિ;
સ્ત્રીપુરૂષની તેથી જ સઉમાં મિત્રતા ઉત્તમ કહિ.
એ મિત્રતા વા સ્નેહ કહો, તે હાર્દ દંપતીભાવનું;
રસઐકયથી ઉત્પન્ન થઇ રસઐકયને જ વધારતું.
રસઐકય તો નહિ હોય ત્યાં કયમ મિત્રતા એ સંભવે ?
રસઐકય વળી વિધિ વણ નહિ કદી ઇતર કો સરજી શકે.

હે તાત ! તે સુજવા તણી આજ્ઞા કરી આપે મ્હને;
તો કેમ કરી કરવું અશકય જ એવું તે શીખવો હવે.
હું કિંકરી છું તમતણી, કરું હોય શક્તિ સાધ્ય જે;
શિર વેચી પણ તમ વચન પાળું, શકિત એટલી સાધ્ય છે.
વિધિહસ્તગત ઉરતંત્ર પણ કયમ કરી કરૂં ગતિવાળું હું ?
મુજ ઉરતણું પર ઉર સાથ શી રીત લગ્ન કરાવું હું ?"

( માલિની )

શુણી વચન સઉ આ, તાત હિંદૂમોહ પામ્યા,
ખરખર જળધારા, ત્હેમને નેત્ર ચાલી;
નીચું ઘણુંક નીહાળી, દીર્ઘ નિશ્વાસ મૂકી,
કર દઈજ લલાટે, બોલીયા દીન વાણી.

મ્હારો ક્ષમા કરે અપરાધ ! પુત્રી ! પ્રિયપ્રાણ ! ઘણી તું ડાહી !
તુજ ઉર મ્હેં બોસી-અરે અજાણ્યે ખરે ! કટાર જ સાહી.
હું ભુલ્યો વૃદ્ધ થઇ આજ કીધો ચુની ઘાત, હાય તુજ પર મ્હેં ?
ઓ દુષ્ટ હિન્દુ આચાર ! ભુલાવ્યો મુજને.
આ હિન્દુ લોકનો ચાલ સઉએ માર્ગ એક લેવાનો,
જઇ જતાની પાછળ કુવે પડી મરવાનો.
ઘનતિમિરતુલ્ય આચાર થયેલ પુરાણ તેથી થઈ જાયે;
જન લોચનવન્તા અંધ હાય ! જગમાંહે.
મ્હેં દીઠો ન સવળો પન્થ !
હું બની ગયો મતિમન્દ !
મુજ વૃદ્ધ દરિદ્રનું રત્ન
પરિ પોષ્યું કરી બહુ યત્ન,
તે જઇ મેષની પઠે લોકની પુઠે નાંખ્યું દુઃખદરિયે !
એનું કીધું પરાધીન જીવન જનક વૈરિયે,
પ્રિય પુત્રી ! કહે તું સત્ય કર્યું જ અકૃત્ય કૃત્ય મ્હેં આજે,
ત્હારા જીવનમાંહે ઝેર ભેળિયું સાચે.

ત્હારો જનક થયો તુજ શત્રુ હોય પણ નમું હવે તુજ ચરણે,
મારૂં થશેજ પ્રાયશ્ચિત હવે તો મરણે,
નહિ હવે નિષ્કૃતિ કાંઈ સુઝતી મુને! રોઇને રહેવું,
ત્હારે જનકે પાયું ઝેર મરણ સુધી સ્હેવું.

હું જીવી કરૂં શું? હવે?
મુખ દેખાડું શું? કહે;
સહું હૃદયશલ્ય શી રીતે?
રોઇ રોઇ મરીશ તું વીત્યે!

હવે જેમ તેમ દિન કહાડ કૃતકપતિ સાથ સ્નેહ કૃત્રિમમાં,
બહુ સમજુ મ્હારી તું બાળ મુકીશ તે આળ દૈવ શિર મનમાં.
પણ સ્વીકાર આ પદપાત! અને અપરાધ ક્ષમા કર મ્હારો!
નહિ જીવે-હવે નહિ જીવે-પિતા કાંઇ ત્હારો!!! ”

( ઉપજાતિ )

નૃશંસ મ્હારા વચનો સુણીને,
પિતાજી આવી રીત ભાન પામ્યા;
પંચત્વ પામ્યા પડી પાદ મ્હારે,
પ્રત્યક્ષ તે સર્વ હજી મ્હને છે.
નિહાળી એ સર્વ, ન ચિત્ત મ્હારૂં
ફાટયું, ન વા પ્રાણ વિરામ પામ્યા!
પાષાણની કીધી મુને વિધિયે;
રોઇ રહી મુખ કરીજ કાળું.
અહો પિતાજી! નવનીત-ચિત્ત!
દૃષ્ટિ કરી સ્વર્ગથી પુત્રી કેરૂં.
દાક્ષિણ્ય ખોટું નીરખી હશોજ,
નિઃશ્વાસ ઉંડા મુકતા હજીયે!

---

૧૫૮

ચંદ્રકાંતની રંક અવસ્થા જાણી સરસ્વતીચંદ્રને થતા વિચાર

પ્રિય ચંદ્રકાન્ત, પ્રિયભ્રાત, તુજ સંસાર દુઃખમય ભાસે,
મ્હારી આજ જ ઉઘડી આંખ જુવે છે દુઃખ તુજ મુજ પાસે!
દુઃખ દૈત્ય સમું દેખાય,
તુજ કોરી કાળજું ખાય;
દુઃખ અનેક ધરતું વેષ,
ત્હેને વીંટી વળે ચોમેર,
તે મધ્ય ઉભો તું સૂર!
નથી દુઃખને ગણતો શૂર!
નથી ગણતો વિધિનો દોષ,
નથી ધરતો કોઇ પર રોષ.
દુઃખપશુની મૃગયા કાજ જગતવનમાં તું ધસે એકાંત,
મન વ્યાયામે અમુઝાવી શરીર કૃશ કરે સુહૃદ વિદ્વાન.
પ્રિય ચંદ્રકાન્ત.
ધનબિંદુ કાજ તપ કરતો,
ધન આપું તો ન કર ધરતો;
ધનસંગ્રહ કાજે મથતો,
પ્રિય જનના દોષ ન ગણતો!
એ સ્વાર્થી જનોના લોભ તૃપ્ત કરવા તું બને ઉદાર,
ધન-રૂધિર ચુસાયે ત્હોય અધન વિદ્વાન ધરે ઉત્સાહ!
પ્રિય ચંદ્રકાંત!
તુજ કુટુંબકૃમિનું જાળ,
ધરતું તુજ દુઃખનું ન ભાન,
કરતું કોલાહલ નાદ,
દેતું ન સ્વસ્થતા દાન.
છે સ્વાર્થી સગાં, ને નારી સ્વાર્થની સગી ત્હારી, ઓ ભાઇ!

તે પર તું વત્સલ રહે,*દેહને દમે, તપસ્વી તું ભાઈ,
પ્રિય ચંદ્રકાંત !
નથી મ્હને મર્મ આ કહેતો,
અંતર્વેણુ અંતરે સ્હેતો.
ધિક ધરતો હું અવતારે, ધિક ભંડાર ભર્યા ધનના મ્હેં !
ધીક કીધ સાહસથી ત્યાગ, ધિક ન રંકતા જોઈ ત્હારી મ્હેં !
મુજ દેશ હાથ તું રત્ન
દીધું વિધિયે, કરીને યત્ન;
તે ઉદરયાતના કાજ
ધૂલ-ઢગલામાં ઢંકાય !
ઓ ભાઇ ! મુજ ભાઇ ! દુઃખ તુજ જોઇ હૃદય મુજ ફાટે
હુંથી થતો સુહૃદનો દ્રોહ; દેશનો દ્રોહ; જોઇ રહું આતે !
પ્રિય ચંદ્ર૦
ધનવાન દેશમાં ઝાઝા
ન ધરે અજ્ઞાનની મઝા.
ધન ધુળ વિષે તે ભેળે
ધન જઇ સમુદ્રે રેડે.
ધન પાપપુંજમાં ફીણે
ધન ધુવે મૂર્ખ રસ હીણે !
ધનવાન સઉના માપ માપતી લક્ષ્મી નાચ નચવી આ.
ગણુવધૂ ગણિકા દઇ તાળી, નાચતી પાછી ન્હાસ્તી પળમાં !
શો ક્હાડું મૂર્ખનો દોષ ?
શીદ શોધું માખ્યર્નો કોષ ?
મુજ ભણ્યા ગણ્યા વિદ્વાન ઘણા ધનવાન તેય છે કેવા !
ધન મળતાં જડતા નથી ધરી ભણ્યું ભુલ્યા હોય બધું તેવા !
( પણ ) શો કહાડું અન્ય દોષ ?
શીદ ભરૂં પરનિન્દા કોષ ? ,
મુજ છેજ લક્ષ્મી આસન્ન
છે સરસ્વતી સુપ્રસન્ન.

નથી લ્હોય કર્યો વિચાર.
હજી સુધી તો મનની માંહ્ય !
જગ જોવા ગૃહ તજી આવ્યો.
પ્રિય સુહૃદ ન પણુ પરખાયો !
તુજ દૃષ્ટિ આગળ ચાલે
ન નિકટ—નહિ અંતર—ભાળે!
પ્રિય મિત્ર મર્મને જોયું હૃદય મુજ રોયું, સ્વપ્ન ધરી જાગ્યો
પ્રિય મિત્ર! તુંજ સંતાપ સમજજે હવે ઘડીમાં ભાંગ્યો !
નર રત્ન કંઇ કંઇ ગુપ્ત પણે,
બહુ આધિ વ્યાધિ ઉપાધિસહે.
જન રંકની ત્યાં કરવી શી કથા,
ધનરાશિ નિરર્થક મુજ પડયા.
નરરત્ન કંઇક દરિદ્ર દશા,
તણી ધૂળ તળે ઢંકાઇ રહ્યા,
નર રત્ન વિશોધન નાજ બને,
ધનસાધન મુજ અસાધક રહે.
નરપીયુષ શોધન નાજ બને,
ધનઔષધિ મ્હારી નકામી રહે.
નરવ્યાઘ્ર કંઇ મુજ દેશ વિષે,
દુઃખપંજરમાંહી પુરાઇ રહે.
શૂર બન્ધનમોક્ષ ન કોઇ કરે.
ધિક નિષ્ફળ મૂજ સઉ ધનને
ધરતી રસ સુંદર કોમળતા,
ફળ પુષ્પ ધરે નહિ નારીલતા,
ન ખીલે રસપોષક માળી વિના,
શું સિંચે રસમાળી સ્વવિત્ત વિના,
ધનરાશિ અચેતન મુજ રહ્યા !

સરસ્વતીચંદ્ર ભા૦ ૪

## જીવાભાઈ રેવાભાઈ

૧૫૯

### માડીની ઝુંપડી

દુ:ખિયાંનો વિસામો રે, માડી તારી ઝુંપડી,
રણવગડાનો છાંયો રે, આંધળીયાની લાકડી.
કુંજ નિકુંજે લચી વલ્લરી, નિર્ઝરીઆં સંતાય
અમલ કમલદલપર પંખીડાં, બ્રહ્મલીલાને ગાય,
રઢિયાળી એ વાડી રે, સોહવતી જે ઝુંપડી
આજે ખાવા ધાતી રે નિર્જન રણમાં ઝુંપડી— દુ:ખિયાં૦
ધર્મ કર્મ રસ કસ લુંટાયાં, ઘર ઘરવખરી હીર,
છતી સંતતિ સત્ત્વ લુંટાયું ખેંચાયાં તુજ ચીર;
લુંટાતી એ માડી રે, ખાલી તારી ઝુંપડી;
ખાલી લ્હોંચે મારી રે, માડી તારી ઝુંપડી— દુ:ખિયાં૦
ધન સંચી ખેતર સુકવીયાં, દવ પ્રેર્યો ચોપાસ,
રાતી વિભુની આંખડી દેખી પંખીડાં પામે ત્રાસ,
તેને સ્હાડે સ્હાતી રે, માડી તારી ઝુંપડી;
પોષણીયાં શી પાતી રે, આછી જાડી રાબડી— દુ:ખિયાં૦
વન વિંટયાં સિંચાણે સઘળાં, અવશ પડયાં તુજ બાળ,
ઠામ ઠર્યાંને હડધુત કરીને રણ વગડે દે માર;
અંકે લેવા છાતી રે, તેની માતા રાંકડી,
શીળી છાંયે ધાતી રે, માડી તારી ઝુંપડી— દુ:ખિયાં૦
કણ કણ કાજે વનવન વિંઝે તુજ બાલુડાં પાંખ,
પણ સુખ દુ:ખનાં લ્હાણાં લેવાં, ઠરતી તુજપર આંખ,
અંતે તું સંઘરતી રે માતા મ્હારી દુબળી;
પ્રભુનો પંથ દાખવતી રે, માડી ત્હારી ઝુંપડી— દુ:ખિયાં૦
તું જ જીવન અમ તું સ્વસ્થ, તું જ સુધાનો સાર
મૂર્તિમતી વત્સલતાદેવી, તું સુરલોકનું દ્વાર;

નંદનવન શી વ્હાલી રે, અમને તારી ઝુંપડી,
જન્મભૂમિવ્રત પાળી રે, શણગારીશું ઝુંપડી— દુઃખિયાં

---

# કેશવલાલ

## ૧૬૦

કો' તેવા નર વિશ્વમાં અવતરી શું કામ સારાં કરે,

( શાર્દૂલવિક્રીડિત ).

આજ્ઞા અંતરમાં ન ધારણ કરે માતા અને તાતની,
આશા શું કરવી પછી પ્રતિદિને સેવાતણી વાતની;
કહે તેના કરતાં અપાર અવળે પંથે સદા સંચરે;
કો' તેવા નર વિશ્વમાં અવતરી શું કામ સારાં કરે ?
જાતિનું અભિમાન લેશ ન જડે કલેશો વિશેષે સહે,
કાયાથી મનની અને વચનથી જે દીનને દુઃખ દે;
શક્તિ સર્વ પ્રકારની અવરને આડા થવા વાપરે,
કો' તેવા નર વિશ્વવાં અવતરી શું કામ સારાં કરે ?
સારૂં ખાય પીવે સદા સુખ સહુ સંસારનાં ભોગવે,
જાણે છે નિજનું સમગ્ર સુખ તે જે ભોગવ્યું આ ભવે;
ઉમેથી જખરા સદૈવ પણ તે વાંદાવડે બ્હી મરે,
કો' તેવા નર વિશ્વમાં અવતરી શું કામ સારાં કરે ?
કામ ક્રોધ તણા અતિ પ્રબલથી ને લોભ મોહે થકી,
લુચ્ચાઓ મદ-મત્સરે કુમતિમાં સર્વસ્વ માને નકી;
અંધા જે અદકાં દુરાચરણને પંથે ચઢીને મરે,
કો' તેવા નર વિશ્વમાં અવતરી શું કામ સારાં કરે ?
જે દુષ્ટો યમને અને નિયમને વેરી ગણીને તજે,
વંઠેલા વલખાં વડે વિષયને એકાગ્ર ચિત્તે ભજે;
જન્મીને શમથી અને દમ થકી હાથે કરી હીન રહે,

કો' તેવા નર વિશ્વમાં અવતરી શું કામ સારાં કરે?
વિદ્યા--ઉદ્યમ આદિ સર્વ સુખના હેતુ તજે હર્ષમાં,
આ દેહે અગણિત આદર વડે આવે ન ઉત્કર્ષમાં;
શાસ્ત્રોના ઉપદેશ લેશ મનમાં જેને નહિ સાંભરે,
કો' તેવા નર વિશ્વમાં અવતરી શું કામ સારાં કરે?
નીતિને ન ગણે સદાચરણમાં જે પ્રીતિ રાખે નહિ,
બ્રહ્માનંદતણા સમગ્ર સુખનો જે સ્વાદ ચાખે નહિ;
બીજાના ધન ધામ ને ધરણીને હેતે કરીને હરે,
કો' તેવા નર વિશ્વમાં અવતરી શું કામ સારાં કરે?
ધારે ધર્મ ન ધ્યાનમાં પ્રતિદિને જે શુષ્ક વાદે વદે,
આર્યોના ઉપદેશને નહિ કદા ક્રર્મી વદી કાન દે;
આધિ વ્યાધિ ઉપાધિની યુવતીને જે જન્મ થાતાં વરે,
કો' તેવા નર વિશ્વમાં અવતરી શું કામ સારાં કરે?

---

૧૬૧

વિદાય

અમે તો આજ ત્હમારા, બે દિનના મેમાન,
સફળ કરો આ સહજ સમાગમ, સુખનું એજ નિદાન.
આવ્યા જેમ જશું તે રીતે, સર્વ એમ સમાન;
પાછા કોઇ દિન નહિ મળીએ, ક્યાં કરશો સન્માન.
સાચવજો સંબંધ પરસ્પર, ધર્મે રાખી ધ્યાન;
સંપી સદ્‌ગુણ લેજો દેજો, દૂર કરી અભિમાન,
લેશ નથી અમને અંતરમાં, માન અને અપમાન;
હોય કશી કડવાશ અમારી, તો પ્રિય કરશો પાન.
તત્વે તાન રહે છે ત્હેને, થાય ન જરીયે મન.

કેશવકૃતિ

૧૬૨

## નિર્દોષ બાળ

( ગઝલ )

અરે ઓ ! બાળ બાળુડા ! બહિર ને અંતરે રૂડા !
ફરે તું ગેલ કરતો રે ! ઉરે આનંદ ધરતો રે !
સ્વપરનો ભેદ નહિં તારે ! કંઇ નહિ જોઇયે તારે !
ગમે ત્યાં જઇ ગમે ત્યાં રહે ! નથી કંઇ ભાન છું ક્યાં રે !
વડીલો જે સ્થળો નિંદે જઇ તું ત્યાંય પણ બેસે;
વડીલો જે સ્થળો વંદે કદિ તું ત્યાં નહિં બેસે !
પરંતુ લ્હેર આવી જ્યાં તને, જઇ બેસશે તું ત્યાં;
અહા ! નિર્દોષ શી ચેષ્ટા ? અરે નિર્ગુણ માનું હા !
કદી જઇ શત્રુને હાથે, ચડી બેસે વિના શંકે,
કદી જઇ મિત્રને માથે, નહિં બેસે વિના શંકે.
કશો દુર્ગુણ કે શંકા, નહિં લાવી ફરે વંકા ;
રમે ત્યાં જઇ રમાડે જ્યાં, હસે ખેલે ફરે હ્યાં ત્યાં !
રમાડે કોઇ સાચેથી, રમાડે કોઇ દંભેથી,
રમાડે કોઇ વૈરેથી, પરંતુ સર્વ સમ રીતિ !
નહિં લાવે કશું હૃદયે, અરે નહિં કોઇએ જાણે !
હશે કંઇ જાણવાનું એ, કશી શંકા નહિં ઉરે !
હસે જે ભાવથી માતા અને પિતા તણી પાસે,
હસે તેવાજ ભાવેથી ખરેખર શત્રુની સાથે !
ખરેખર ખેલ છે ન્યારો ! જગત્ જંજાળથી તારો,—
જગત્નો જેહ અભ્યાસી,–થવાનો તેહ જગવાસી.
પરંતુ બાલવયવાસી ! ખરે છે જગત સંન્યાસી !
કશું શું તાતની તારા, અને મારા તણી ખુબી.

થવાનો જેહ જગવાસી, ખરે તે આજ સંન્યાસી !
અરે ઓ બાળ બાળુડા ! બહિરને અંતરે રૂડા;
તું શું એ કાંઈ જાણે છે ? જગતને કંઇ પિછાણે છે ?
જગત તુંને પિછાણે છે, જગતને તું શું જાણે છે ?
તું જાણે છે ? ' હું કયાં જઉં છું–અને હું કયાં જવાનો છું ? '
નથી તું જાણતો ભાઇ ! નથી કંઇ ભાન રહેવાનું !
ખરેખર એહની અથવા, નથી કંઇ તાહરે પરવા !
અહા સ્વાતંત્ર્ય શું દેખું ? સુખી સંસારમાં લેખું;
દશા તારી વિચારી આ, કરૂં ઈર્ષ્યા હું તારી હા !
હઉં જો બાળ તું જેવો, ફરૂં આનંદથી કેવો ?
હઇશ હું બાળ તું જેવો, હઈશ આનંદમય કેવો ?
થયો આજે સુખી દુઃખી ! થયો આજે ધની ભૂખી !
થયો આજે વડો નાનો ! થયો આજે સમજવાળો !
પડી જગના પ્રપંચોમાં, શુભાશુભ કાર્યતંત્રોમાં;
થયો છું હું સુખી દુઃખી, થયો છું હું ધની ભૂખી;
અરે ઓ બાળ બાળુડા ! દયાના પાત્ર ઓ રૂડા !
ગુરૂ વયમાં તું આવીને, થઈશ કેવો મને કહેને ?
થઇશ કે બાળ ! હું જેવો ? રહીશ કે બાળ તું જેવો ?

---

# ત્રિભુવવ પ્રેમશંકર.

## ૧૬૩

મધુર રસ પીતાં ભૃંગ કમળે કાયા અર્પંતા,
અંધારાનાં અંગ મુદ્દલ મન માણે નહીં.
ચતુર ચાતક સુધીર લગની વર્ષામાં લહે,
સરિત–સરવરનીર નાવે તેનાં નેણમાં.
ચંદ્રમણિનું ચિત્ત ચંદ્ર ઉગ્યે ઝરતું સદા;

પત્થરમાં યે પ્રિત મધુરી જો જો, માનવી !
સાધુ દિલનો સાંઈ, શીળો સુધન્વા સમો,
તાતા તેલે આપ સુરો ન્હાતો રાતદિન.
પ્રેમામૃતનું પાન પાતો-પીતો સર્વદા,
મીઠો એ મીજમાન સ્વર્ગ ગયે સૂનો કવિ.
વિદેહી જનની વાત શાસ્ત્રે જે શોધી કથી,
એવું પરમ વૃતાન્ત નિર્લેપી મુજ નાથનું.
દુઃખમાં નહિ દિલગીર, સુખના યે સ્પૃહા નહીં,
અચ્યુત એ આહિર-સુર વિણ સૂનું જગત.
ભારત યુદ્ધનો ભાર હું—પાર્થનો જે ઉપરે,
સારથી સરજનહાર સુર વિણ સૂનો કવિ.

---

૧૬૪

નયણાં ભરી દિનરાત એ મુખને નિરખ્યાં કરૂં,
અંતરનો અભિલાષ આદ્ય અમારો એટલો.
મુજ હૈડાના હાર લગની દોરે ગૂંથીને,
સુરનો બનું શણગાર, મળે શાંતિ તો મુજને.
વધેરી દેહી ને દેહ નૈવેદ્ય ધરીએ નાથને,
અધુરી તોયે એહ સુરની પૂજા માનશું.
હું દુહાગી ફકીર શહેનશાહ સુરસિંહનો,
રેડું રોજ રૂધીર બાંગેબાંગ પૂકારતો.
ગમે સહુને ગામ, મસાણ અમારે મન વસ્યું,
આ અંતરનો આરામ મળે ખાખી જો ખાખમાં.
કારી સ્નેહના ઘાવ હૈયામાં ઝીલ્યા હશે,
દાહ મજાની માંહ્ય એ પીર મર્દ કો માણશે.
અંતરના અભિલાખ પૂરા ન થાયે પળ હવે;
સૂરજ દેશે સાખ કે ઝુરતાં કાઢશું જીંદગી.

૧૬૫

માનસરનાં મોતી રે હંસલાઓ ચૂગતા રે જી,
કરે નહીં અન્યનો કદી યે આહાર;
લંઘનને વેઠી રે પીંડ પોતે પાડતાં રે જી,
હંસલાના જેવા હમારા હાલ;
માનસરનાં મોતી રે.
લક્ષ એક રાખી રે ડોલે નટવા દોરડે રે જી,
સુરતા એની બીજે નહિં બદલાય;
ચુકયે જીવ જાયે રે, મોજ એને મળે નહીં રે જી,
લક્ષ મારૂં તું વિણુ હવે વહી જાય;
માનસરનાં મોતી રે.
દીપકસંગ સાથે રે જીવન જેનાં જામિયાં રે જી,
એ તો એમાં અંગનો કરતાં હોમ;
દીપ વિણુ અંધારાં રે એને તો અળખામણાં રે જી.
પતંગના જેવી અમારી કોમ;
માનસરનાં મોતી રે.
વારિ વિણુ મછીયાં રે તું કહેને જીવે કેમ કરી રે જી,
જેનાં જીવન વસેલાં જલધિની માંહ્ય;
ક્ષણુ એક વિછૂહાં રે વીરા ! એ ના વેઠી શકે રે જી,
મારો જીવ તું-જળ વિણુ એમ જાય;
માનસરનાં મોતી રે.
વારે વારે વેધુ રે પુરાને શું પાઠવું રે જી ?
અજાણ્યો આ ઉરનો નથી તું લગાર;
દયાળુ બનીને રે દર્શન દેજે દ્વિજને રે જી,
ત્રિભુ હવે રખે લગાડે તું વાર;
માનસરનાં મોતી રે.

૧૬૬

મંત્રો જગાવી મસાણુ એકાસન આરાધિયાં,
સુરવદનની લ્હાણુ મળી ન જોતાં મેહની.
અનંત ગતિએ રે લઇને ઉડયો આભમાં એ જી,
લેવરાવી રવિમંડળની લહેર,
હવે તું શું, ભૂંડા રે! ફેંકે અમને ધૂળમાં એ જી?
નમેરા! તું કયા ભવનાં વાળે વેર?
અનંત ગતિએ રે.
શાને માટે સુરા રે! તેં પ્યાલો દીધો પ્રેમનો એ જી?
ખુમારી જ્યાં જાગી ઘટડાની માંહ્ય;
પૂરો ન જ્યાં પીધો રે ત્યાં ઝડપી ઝટી લીધલો એ જી,
હવે ઉઠે અંગડાની માંહી લ્હાયે લ્હાય;
અનંત ગતિએ રે.
અમૃત ભરેલાં રે ભાવનાનાં પુલડે એ જી,
રમાડયો તેં દિવસ ને માઝમ રાત;
આતસને અંગારે રે અમને પાછા ફેંકતાં એ જી,
લગીરે શું સુરા! ન આવે લાજ?
અનંત ગતિએ રે.
આમ કરવાનું રે જો કુટિલ! હતું કાળજે એ જી,
તો શાને માટે હરિયું હમારૂં હીર?
ઓપ ચઢાવ્યો રે શાને આ મુજ આંખને એ જી?
હાંવાં એમાં તિવ્ર શું ભોંકે તીર?
અનંત ગતિએ રે.
વિરહે વ્યાકુળાં રે વધતું—ઓછું વેતરે એ જી,
મહાજન! રખે દૂભાતા લગાર;
ચરણમાં રાખો રે, વ્હિલુ છોડશો નહીં એ જી,
તમે મારૂં જીવન-હૈયાના હાર;
અનંત ગતિએ રે.

# કલાપી

## ૧૬૭

### આપની યાદી

જ્યાં જ્યાં નજર મારી ઠરે યાદી ભરી ત્યાં આપની;
આંસુ મહીંએ આંખથી યાદી ઝરે છે આપની;
જોઉં અહીં ત્યાં આવતી દરિયાવની મીઠી લહર,
તેની ઉપર ચાલી રહી નાજુક સવારી આપની!
તારા ઉપર તારા તણાં ઝૂમી રહ્યાં જે ઝૂમખાં;
તે યાદ આપે આંખને ગેબી કચેરી આપની!
આ ખૂનને ચરખે અને રાતે હમારી ગોદમાં;
આ દમબદમ બોલી રહી ઝીણી સિતારી આપની!
આકાશથી વર્ષંવતા છો ખંજરો દુશ્મન બધા;
યાદી બનીને ઢાલ ખેંચાઇ રહી છે આપની!
દેખી બુરાઇ ના ડરૂં હું, શી ફીકર છે પાપની?
ધોવા બુરાઇને બધે ગંગા વહે છે આપની!
થાકું સિતમથી હોય જ્યાં ના કોઇ ક્યાંએ આશના;
તાજી બની ત્યાં ત્યાં ચડે પેલી શરાબી આપની!
જ્યાં જ્યાં મિલાવે હાથ યારો ત્યાં મિલાવી હાથને,
અહેશાનમાં દિલ ઝૂકતું, રહેમત ખડી ત્યાં આપની!
પ્યારૂં તજીને પ્યાર કોઇ આદરે છેલ્લી સફર:
ધોવાઇ યાદી ત્યાં રડાવે છે જુદાઇ આપની!
રોઉં ન કાં એ રાહમાં બાકી રહીને એકલો?
આશકોના રાહની જે રાહદારી આપની!
જૂનું નવું જાણું અને રોઉં હસું તે તે બધું,
જૂની નવી ના કાંઇ, તાજી એક યાદી આપની!
ભૂલી જવાતી છો બધી લાખો કિતાબો સામટી,

જોયું ન જોયું છો બને જો એક યાદી આપની !
કિસ્મત કરાવે ભૂલ તે ભૂલો કરી નાખું બધી;
છે આખરે તો એકલી ને એજ યાદી આપની !

---

## ૧૯૮

### પશ્ચાતાપ

તે હૈયાની ઉપર નબળા હસ્તથી ઘા કર્યો'તો !
તેમાં લોહી નીરખી વહતું ક્રૂર હું'તો હસ્યો'તો !
એ ના રોયું ! તડફડ થયું કાંઇ ના કષ્ટથી એ !
મેં જાણ્યું કે જખમ સહવો સ્હેલ સ્હેનારને છે ?
કિન્તુ નિદ્રા મુજ નયનમાં ત્યારથી કાં ન આવી ?
રોતું મારૂં હૃદય ગિરિશા ભાર નીચે દબાઇ !
રે રે ! તે ઘા અધિક મુજને મૃત્યુથી કાંઇ લાગ્યો !
એ અંગારો મુજ જિગરના મૂળને ખાઇ જાતો !
કેવો પાટો મલમ લઇને બાંધવા હું ગયો તો !
તે જોઇને જખમી નયને ધોધ કેવો વહ્યો'તો !
એ અશ્રુ, એ જખમ, મુખ એ, નેત્ર એ, અંગ એ એ
બોલી ઉઠયાં પરવશ થતાં હોય સૌ જેમ હેતેઃ—
" વ્હાલા ! વ્હાલા ! નવ કરીશ રે ! કાંઇ મારી દવા તું !
" ઘા સ્હેનારૂં નવ સહી શકે દર્દ તારી દવાનું !
" ઘા દે બીજો ! અગર મરજી હોય તેવું કરી લે !
" તારૂં તેનો જરૂર જ, સુખે ! પૂર્ણ માલીક તું છે. "
ત્યારે કેવાં હૃદય ધડકયાં સાથસાથે દબાઈ !
વ્યાધિ તેની, મુજ જિગરની પૂર્ણ કેવી ભૂલાઇ !
ઘા રૂઝાયો, સમય બહુ એ ક્રૂર ઘાને થયો છે,
તોયે તેનું સ્મરણ કરતાં નેત્ર ભીનાં વહે છે !

હા ! પસ્તાવો વિપુલ ઝરણું સ્વર્ગથી ઉતર્યું છે !
પાપી તેમાં ડૂબકી દઇને પુણ્યશાળી બને છે !
ઓહો ! કેવું સ્મરણ મધુરૂં પાપનું એ ધરે છે !
માફી પામ્યું કુદરત કને એમ માની ગળે છે !
રાજ્યોથી કે જુલમ વતી કે દંડથી ના બને જે
તે પસ્તાવો સહજ વહતાં કાર્ય સાધી શકે છે !
હું પસ્તાયો, પ્રભુ ! પ્રણયીએ માફી આપી મને છે,
હું પસ્તાયો, મુજ હૃદયથી પૂર્ણ માફી મળી છે,

---

## ૧૬૯

### ફુલ વીણુ સખે !

ફુલ વીણુ, સખે ! ફુલ વીણુ, સખે !
હજુ તો ફુટતું જ પ્રભાત, સખે !
અધુના કળી જે વિકસી રહી છે,
ઘડી બે ઘડીમાં મરતી દિસશે !
સુમહોજ્જ્વલ આ કિરણો રવિનાં
પ્રસરે હજુ તો નભઘુમ્મટમાં.
ન વિલમ્બ ઘટે
કંઇ કાલ જતે,
રવિ એ પણ અસ્ત થવા ઢળશે,
નમતાં શિર સૌ કુસુમો કરશે,
પછી ગન્ધ પરાગ નહીં મળશે !
ફુલ વીણુ, સખે ! ફુલ વીણુ, સખે !
હજુ તો ફુટતું જ પ્રભાત, સખે !
નકી ઉત્તમ અગ્રિમ કાલ, સખે !
ભર યૌવન આ હજુ રક્ત, સખે !

ગતિ કાલની ચોક્કસ ન્હોય, સખે !
ભરતી પછી ઓટજ તોય, સખે !
ફુલ વીણ, સખે !
તક જાય, સખે !
ઢળતી થઇ તો ઢળતીજ થશે,
રજની મહીં ચન્દ્ર ઉગે ન ઉગે;
હજુ દિવસ છે,
ફુલડાં લઇ લે;
ફરી લે, રમી લે, હસી લે, તું, સખે !
મૃગલાં રમતાં,
તરૂઓ લડતાં,
વિહગો ઉડતાં,
કલીએ કલીએ ભ્રમરો ભ્રમતા,
ઝરણું પ્રતિ હર્ષ ભર્યું ફૂદતું,
ઉગતો રવિ જોઇ ન શું હસતું ?
પછી કેમ વિમાસી રહ્યો તું સખે ?
ફુલ વીણ, સખે ! ફુલ વીણ, સખે !
હજુ તો પુટતુંજ પ્રભાત, સખે !

---

૧૭૦

વિધવા બ્હેન બાળાંને

વ્હાલી બાળાં ! સહન કરવું એય છે એક લ્હાણું !
મ્હાણ્યું તેનું સ્મરણ કરવું એય છે એક લ્હાણું !
મૃત્યુ થાતાં તર્પણ કરવું ઇષ્ટનું એય લ્હાણું !
આશા રાખી મરણ પછી ને જીવવું એય લ્હાણું !
સમ્બન્ધીના મરણ પછીના સર્વ સમ્બધ તૂટે,

બ્હેની ! આંહી વિરહ જ ખરો ચિર સમ્બન્ધ ભાસે;
તે પ્રેમી જે પ્રણયમયતા જોઈ મ્હાણે વિયોગે,
મીઠું કિન્તુ ક્ષણિક જ નકી સ્વપ્ન સંયોગ તો છે.
છે વૈધવ્યે વધુ વિમલતા, બ્હેન ! સૌભાગ્યથી કે ?
છે ભક્તિમાં વધુ વિમલતા, બ્હેન ! શૃંગારથી કે ?
બાબાં ! તારા મૃદુ હૃદયને આપ વૈધવ્ય આપી,
ઊંચે ઊંચે તુજ દિલ જશે લેઇ ધીમે ઉપાડી.
ના બોલું આ તુજ હૃદયનાં અશ્રૂ હું લૂછવાને,
શાને લૂછું હૃદયશુચિતા આંસુડાં દાખવે જે ?
વ્હાલી બાબાં ! કુદરત કૃતિ સર્વદા હેતુવાળી,
ઇચ્છે દેવા અનુભવ પ્રભુ સર્વને સર્વ વ્હાલી !
બાપુ આ સૌ સુખદુઃખતણી વેઠ નાખી નથી કે,
આ તો બોજો કુદરતતણો માત્ર કલ્યાણકારી;
આ પહાડો જે પથિક સહુને આવતા માર્ગમાં ત્યાં
ચક્ષુવાળાં શ્રમિત ન બને કિન્તુ સૌન્દર્ય જોતાં.
આ રૂંડાળું કુદરત તણું કોઇ જોઇ શકે, તો
ના ના જોશે કંઇ વિષમતા કિન્તુ સીધાઇ લીસી;
ટુંકી દૃષ્ટિ જનહૃદયની અલ્પ ખંડોજ જોતી,
ને તેથી આ સુઘડ સરણી દિસતી ડાઘવાળી.
બાબાં ! જોને નયન ભરીને આંસુથી એકવાર !
બાબાં જોને સુપ્રભ રચના વિશ્વની એક વાર !
વ્હાલા સાથે નિરખતી હતી આજ જો એકલી તું,
બાબાં! ખુલ્લું હૃદય કરી જો એજ ઇચ્છયું હરિનું.
જોને, બાપુ ! તુજ જિગરનો મિત્ર તો ત્યાં વિલાસે,
તારો ચ્હેરો ગત હૃદય એ ત્યાંય ઊભું વિમાસે !
એ રેલાયું ઉદધિ સઘળે કિન્તુ તું બિન્દુ તેનું,
આડું આવ્યું પડ નયનને તોય એ વારિ તારૂં.
બ્હેની ! આવાં પડ પછી પડો આવતાં જાય આઘાં,

અન્તે ગાઢાં પડ ચીરી હઇ પાર જાનાં સહુ ત્યાં;
તું ને મારી પ્રિય સખી ત્યજી હુંય જાઉં કદાપિ,
એવું એ કે શુભ જ કરવા ઇશ ઇચ્છે કદાપિ.
રે ! તો સાથે તમ હૃદયનાં ગાળજો અશ્રુ બન્ને,
જે બાકી તે ભણી લઇ તમે આવજો સાથ બન્ને;
બાબાં ! તુંએ શીખીશ ફરી આ પાઠ ઔદાર્યનો, ને
મારી ભોળી પ્રિય અંબુધને દોરજે આજ માર્ગે.

---

## ૧૭૧

### વૃદ્ધ માતા

બાપુ ! તું તો ક્યમ ભટકવા દૂર ચાલ્યો ! અરે રે !
તારી માતા, તુજ ગરીબડી ઝુંપડી કેમ ત્યાગી ?
સન્દેશો એ કંઇ નવ મળે ! કાગળે કાંઇ ના ના !
આશા રાખી રડી રડી અરે ! વર્ષ મેં આઠ ગાળ્યાં !
આશામાં તો ભય બહુ અને ભોળવે છે મને એ !
શું એ કાયા ભડભડ થતી બાળી નાખી ચિતાએ !
તારૂં મૃત્યુ કદિ થઇ ગયું તોય હું કાં અજાણી ?
રે ! જાણું તો દુઃખ મુજ બધુ શાન્તિ પામું નિવારી !
ના ભીંજાવું નયનજલથી નામ તારૂં પછી હું,
ના આપે આ હૃદય ઠપકો પાપથી એ બચે તું;
કૈં વિચારો હૃદયગમતા આવીને ઉડી જાતા !
બાપુ ! આવું તિમિર કહિએ કોઇ દિશે હશે ના !
નાનું બચ્ચું રમત કરતાં ચીસ પાડે અજાણે,
શું જાણે કે ફડફડી ઉઠે માતનો જીવ ત્યારે ?
તું તો મોટો પણ જરૂર કૈં બાલબુદ્ધિ રહી છે !
તારી માતા તુજવીણ દુઃખી કેમ જાણી શકે એ ?

શું એ તારૂં હૃદય કુમળું કોઇ કન્યા મહીં છે?
આ ડોસીને હૃદય તુજ શું ભાઇ! ભૂલી ગયું છે?
બાળ્યું મારૂં હૃદય બહુએ ભાઇ બુરા વિચારે,
મારૂં હૈયું તુજ શિર નહીં દોષ એ કો દી ઢાળે.
વ્હાલા! તારૂં મુજ સમ હશે દગ્ધ હૈયું કદાપિ!
ના વિસામો તુજ હૃદયને બાપલા કૈં કદાપિ!
લક્ષ્મી, કીર્તિ, પ્રણય સહુની વ્યર્થ આશા થઇ શું?
ગાંડો ઘેલો થઈ ભટકતો જંગલે તું હશે શું?
એવો ત્હોયે હરીશ કદિ ના માતની ઝુંપડીથી,
કાલો ઘેલો નિરખીશ તને, બાપુ! હું આંસુડાથી;
આ મોટાઇ જગતની મને કાંઇ વ્હાલી નથી, હો!
મારાં ઘેલાં મુજ હૃદયને ડાહ્યલાંથી વધુ, હો!
જે ઘંટીને દળી દળી તને પોષતી હેતથી હું,
નાના તારા સહુજ કજીઆ પૂરતી કોડથી હું;
હોંશે ઘંટી દળીશ ફરી તે જોઇ મોં બાપ! તારૂં,
જ્યાં સુધી હું શિથિલ મુજ આ દેહમાં જીવ ધારૂં.
તારી માની તુજ જીગરમાં રાખજે ના દયા તું,
તારી માની ગરીબ સ્થિતિને માનજે ના દુઃખી તું;
તારૂં માગ્યું દઇશ સઘળું ઘંટીએ વેચી નાખી,
રહેજે તું તો જયમ ઠીક પડે આળસુ તેમ ભાઈ.
રે રે બાપુ! તુજ ખુમ સુણે કેદની શું હિંડોલો?
કે કોઇથી જખમી થઈને એકલો ભાઇ સૂતો?
કે ફેંકાયો વન મહીં દૂરે સિંહની કો ગુફામાં?
શું એ હાડો વિખરી પડી સૌ શ્વાસ લેતાં હશે ના?
કે સિન્ધુમાં ગરક જ થયો સોબતી સર્વ સાથે?
જ્યાંથી કાંઇ ખબર કદીએ પાઠવી ના શકાયે!
બાપુ! બાપુ! મમ હૃદય તો આંધળું છેક થાતું!
કેવી રીતે તુજ સ્થિતિતણી વાત રે!–મેળવું હું?

આંહી ત્યાં મેં ભટકી ઘસવી ડોંગ છે, બાપુ ! મારી,
રસ્તા સર્વે નયનજલથી ભીંજવી આંખ ખોઇ;
મ્હોં જોવું છે, મુજ જીવિતનો અન્ત આવી પહોંચ્યો,
આ ડોસીનું મુખ નિરખવા બાપુ ! તું આવજે, હો !
તારૂં મૃત્યુ થયુંજ સમજી ભૂતને શોધતી હું !
જુઠી આશા મૃત સહ નકી વાત ના થાય, બાપુ !
ના તો તેને કયમ મળ નહિં નિત્ય તુને જપીને,
તારે માટે રડી તલફી જે શેર લોહી સૂકાવે ?
કમ્પે છે આ દિલ જરી સળી ઘાસની કમ્પતાં, ને
દોડે છાયા ઘનતણી અને દિલ મારૂં ડરે છે !
ઘેલું મારૂં દિલ કંઈ કંઇ પૂછતું વાત તેને,
ને અન્તે એ વધુ દુઃખી બની ઉંઘતું કે રડે છે !
ભાસે છે આ જગત સઘળું ક્રૂર બાપુ ! મને તો !
તારી ના તે નીરસ સઘળી વાત, બાપુ ! મને તો !
આવે છે સૌ મુજ ઘર મહીં જોઇતું આપવાને,
કિન્તુ મારા દરદ પર ના કોઈને કૈં દયા છે.
કાં સંતાયો ? પ્રિય પ્રિય અરે ? આવને આવને તું !
તું વિના આ જગતપર છે કોઇ ના મિત્ર મારૂં !
ના આવે તો સમજણ મને કાંઇ ના આપશે શું ?
શું દૈવે ના કંઇ પણ દયા રાંકની લાવશે શું ?
બીજાને તો જરૂર સુખડાં શોધતાં હાથ લાગે,
મોટાં તોયે જરૂર વિરમે સર્વ તોફાન અન્તે;
પાપી એ સૌ સમય વીતતાં પાપની માફી પામે,
એ શાન્તિ શું કદિ પણ મને આપશે ના પ્રભુ એ ?
કયારે મારી દુઃખની ફરશે ક્રૂર શિક્ષા અરે રે !
કયારે તારૂં મરણ સુણતાં મૃત્યુ થાશે ? અરે રે !
સૂકાયું આ રૂધિર સઘળું તોય ના જીવ જાતો !
જુઠી આશા ઉપર જીવ આ કેમ વીંટાઇ રહેતો ?

વીતેલો આ સમય મુજને સર્વ ચોકખું કહે છે,
ના ના, બાપુ ! મુંજ મગજમાં કૈં જ શંકા રહી છે;
શ્વાસે શ્વાસે કયમ હજુ જપે તોય આ દિલ મારૂં,
" બાપુ ! બાપુ ! પ્રિય પ્રિય અરે ? આવને આવને તું ? "

---

## ૧૭૨

### રખોપીઆને

ફેંકી દેને તુજ કરથી આ પત્થરો, ગોફણી આ,
મારે આવી મુજ ચમનમાં જોઇએ ક્રૂરતા ના;
જે પંખિડાં મુજ ચમનને લાગતાં ઘા ન છોડે,
તે પંખી છો મુજ ફૂલફુલો ચાખતાં પૂર્ણ હર્ષે.
એ સૌ માગે જરૂર ઘટતો પાકમાં કાંઇ હિસ્સો,
થોડું માગે જીવન અરથે, સ્વલ્પ દેવું ઘટે તો;
ખાઇ પીને સુખમય બની પંખિડાં ગીત ગાતાં,
નાનું મોટું સમજી સુખમાં જીવતાં સર્વ નાનાં.
આ મોટું છે ઉપવન અને પંખિડાં છે ઘરેણું ?
બાંધે માળો તરૂ ઉપર એ છાંયમાં કેવી શ્રદ્ધા ?
ઘા શા માટે ? ગરીબ બહુ એ ! સ્વલ્પસન્તુષ્ટ ભોળાં !
તે સૌ માટે મુજ ચમનમાં જોઇએ ક્રૂરતા ના.

---

## ૧૭૩

### શિકારીને

રહેવા દે ! રહેવા દે ! આ સંહાર યુવાન તું;
ઘટે ના ક્રૂરતા આવી: વિશ્વ આશ્રમ સન્તનું.

પંખિડાં, ફુલડાં રૂડાં, લતા આ, ઝરણાં, તરૂ,
ઘટે ના ક્રૂર દૃષ્ટિ ત્યાં : વિશ્વ સૌન્દર્ય કુમળું.
તીરથી પામવા પક્ષી વ્યર્થ આ ક્રૂરતા મથે;
તીરથી પક્ષી તો ના ના કિન્તુ સ્થૂલ મળી શકે.
પક્ષીને પામવાને તો છાનો તું સુણ ગીતને,
પક્ષી તેના પ્રભુ સાથે હૈયામાં મળશે તને.
સૌન્દર્યો વેડફી દેતાં ના ના સુન્દરતા મળે;
સૌન્દર્યો પામતા પહેલાં સૌન્દર્ય બનવું પડે.
સૌન્દર્યે ખેલવું, એ તો પ્રભુનો ઉપયોગ છે;
પોષવું, પૂજવું એને, એ એનો ઉપભોગ છે.
રહેવા દે ! રહેવા દે ! આ સંહાર યુવાન તું;
ખધે છે આર્દ્રતા છાઇ તેમાં કૈં ભળવું ભલે.

---

૧૭૪

સવારનું વર્ણન

તહીં પૂર્વે ગોળો ક્ષિતિજ ઉપરે લાલ લટકે,
દિશાઓ પ્રાણી સૌ, ખડક, તરૂ ત્યાંથી રસ ગ્રહે;
નભે ધારેલું કૈં મનહરપણું નૂતન દિસે,
હવા આછી પીળી ગરક દિસતી ચમ્પકરજે.
દિસે તાજું કાંઇ પ્રતિ ગતિ મહીં ને સ્વર મહીં,
નથી ક્યાં શાન્તિ ? આ ઘટ વન મહીં ના સુખ કહીં ?
અહીં આ કાસારે પગ પણ ધરૂં છું ડરી ડરી,
રખે આ શાન્તિમાં રજ પણ થતો ધ્વંસ મુજથી !
તટે ચોપાસે છે મધુર કળી ખીલી કુસુમની,
તહીં પાંખે પાંખો લથબથ કરે છે શુક કંઇ;
અરીસો ઝૂજન્તાં કુદરત ઝુલાવે નિજ ઉરે,

અને તે ગોળો એ ખળભળ થતો ત્યાં ગતિ કરે.
હવે ધીમે ધીમે જનપદ ફરે છે તટ પરે,
હવે ધીમે ધીમે રવિ પણ તરૂને બથ ભરે;
હવે આ બિન્દુડાં રજનીજલનાં ઘાસ ઉપરે,
પ્રતાપી ભાનુને નિજ હૃદયનું અર્પણ કરે.
તહીં સામે તીરે દિનકરતણી પાંખ સરખી,
ભરી લેવા વારિ યુવતી કઇ આવે સ્મિતમુખી;
અહો ! કેવું મીઠું સુરૂપ સુરૂપે ઐકય ધરતું !
વધાવી શી લેતી કુદરત દિસે કામિની સહુ !
ધીમે ધીમે કોઇ સરસીહૃદયે હંસ તરતો,
હશે શું ગંગાનો બરફ કટકો કો સરકતો !
ગતિ માપેલીથી જરી જરી ધરે નાજુક પગો,
ખરે એ શાન્તિમાં રજ પણ થતાં ભંગ ડરતો.
અહો ! કેવું મીઠું કુદરતતણું આ રમકડું !
દિસે એ આનન્દી પ્રણયમય ચૈતન્યમય શું !
પ્રદેશો આ સૌનો મગરૂર પતિ આમ ફરતો,
સરેથી, સૂર્યેથી, કુદરતથી મીઠો રસ પીતો.

( હમીરજી ગોહેલ )

---

૧૭૫

## સારસી

મીઠા દીર્ઘ ધ્વનિવતી વન બધું હર્ષે ભરે કોકિલા,
ઝીણી વાંસળી શા સ્વરો સુખભર્યા ચંડોળ આલાપતાં;
ખિસ્કોલી તરુના મહાન વિટપે ઝૂકી રહી ત્યાં કૂદે,
ને રંગીન શુકો ઘણાં મધુરવાં આકાશ ઉડી રહે !
આવી આનન્દવેળાએ બિચારૂં કોણ આ દુઃખી ?

હશે એ પ્રેમનું માચું હૈયું કોઇ રહ્યું તપી !
ગંભીર નાદ કરતી સરિતા વહે છે,
સીંચી જલે પુલિન શીતલ એ કરે છે;
ત્યાં દીન સારસી ઉભી જલપૂર નેત્રે,
સૂતી ! અરે ! શિર નચાવી રહી રડે એ !
અહોહો ! પાંખ પ્રીતિની તેની તૂટી ગઇ દિસે,
આવું આ પક્ષી, તેને એ આવી પીડા ખરી ! અરે !
રે રે ! તેનો પ્રિયતમ તહીં પાદ પાસે પડયો છે,
રુહોળી પાંખો શિથિલ બની છે મૃત્યુનો હસ્ત લાગ્યે;
પારાધીએ હૃદય પર હા ! તીર માર્યો દિસે છે,
ખૂંચ્યો છે ત્યાં રુધિર વહતું બંધ હાવાં થયું છે.
જીવવું જીવ લેઇને આંહી એવી દિસે રીતિ !
કોઇને દુઃખ દેવાથી તૃપ્તિ કેમ હશે થતી ?
મૂકી ગયો કયમ શિકાર હશે શિકારી ?
આવી હશે દિલ દયા કંઇ સારસીની ?
બચ્ચાં અને પતિપ્રિયાતણી એ ઘડીની
નાસ્યો હશે હૃદય ચીરતી ચીસ સુણી ?
ગાળે છે પ્રેમનાં અશ્રુ વજ્રજેવાય દિલને,
કો વેળા પારધિને એ પ્રેમનો દંશ લાગતો.
આવું આવું નિરખી દિલમાં કાંઇ કેવુંય થાય,
કેવો છે રે રુદનમય આ ક્રૂર દેખાવ હાય !
નાનાં બચ્ચાં ટળવળી રહી માત સામું જુવે છે,
ને પંપાળે નિજ જનકના કંઠને ચચુંથી એ.
હજુ તો ખેલવા પુરં શીખ્યાં આ નથી બાલુડાં,
રે ! શું તે મૃત્યુને જાણે ભોળાં આ લઘુ પંખીડાં !
દુઃખ સહુ ઉડી જાશે કાલ આ બાલકોનાં,
રમત ગમત માંહી હર્ષ લેશે ફરી આ;
પણ ઝૂરી મરશે રે સારસી બાપડી તો,

જખમ નહિ રુઝાશે પ્રેમનો કારી લાગ્યો.
પ્રેમીએ પ્રેમી જાતાં કો બીજાથી પ્રેમ જોડવો,
આવું કાં ન કરે સૌએ પ્રેમી જો કે મળે ખરો ?
જોડવી એક જોડીને એ કો ખંડિત થાય તો,
બંનેનાં એક બીજાંથી ઓછાં જેથી બને દુઃખો.
અઢેલી બાઝીને તરુ સહ રહે ખીલતી લતા,
દઇ પુષ્પો પ્રેમે લઇ રસ જીવે છે પ્રણયમાં;
સુખી આવા દ્હાડા સરકી કંઇ જાતા રમતમાં,
અને એ વેલીને મરણપડદામાં લઈ જતા.
મરેલી વેલીનું સ્મરણ નવ ભૂલે તરુ કદી,
અને પ્રેમી ગાળે દિવસ દુઃખના કૈં રડી રડી;
પરન્તુ ચાંપે છે હૃદય પર બીજી લઇ લતા,
અને પ્રેમી રેડે મધુર રસ તેના હૃદયમાં.
ધીમે ધીમે આવું તરુ થઇ જઇ વૃદ્ધ મરતું,
અને વેલી વીલી રુદન કરતી દુઃખભર્યું;
છતાં ટેકો બીજા તરૂપર લઇનેય જીવતી,
અને આપી પુષ્પો જીવિત નિજ તે પૂર્ણ કરતી.
ન કિન્તુ સારસી આ તો આવો માર્ગ કદી ગ્રહે,
એકને દિલ અર્પ્યું તે બીજા કોનું નહીં બને.
પ્રેમને કારણો સાથે સમ્બન્ધ કાંઇ એ નથી,
કારણ પ્રીતિનું પ્રતિઃ પ્રેમીની લક્ષ્મી તે બધી.
ઝૂરી ઝૂરી મરવામાં સ્નેહ સન્તોષ માને,
નહિ કદી રસ શોધે સારસી અન્ય સ્થાને;
રસ દઇ લઇ લીધો ઇશ્વરે છીનવી તો,
હૃદયહીણ બિચારાં પ્રેમીને મૃત્યુ આપો.
પ્રેમીના હોય બેલી કો તો આનું કૈં થવું ઘટે,
પામે છે ત્રાસ મારો તો આત્મા આ દુઃખ જોઇને.
ત્યાં કાંઈ આ વન મહીં હીલચાલ થાય,

પક્ષી બધાં ઉડી ઉડી અહીં શાં તણાય !
સર્પો, હરિણ, સસલાં સહુ દોડી આવે,
લાંબો ધ્વનિ ભયભર્યો શ્રવણે પડે છે.
ઉલ્કાપાત થયો કાંઇ હશે આ વનની મહીં;
પ્રતીતિ થાય છે એવી જોઇ આ ગતિ સૌતણી.
હા ! અગ્નિ ત્યાં સળગી ઘાસ પ્રજાળતો, રે !
વૃક્ષો તણાં કુંપળ બાળી ઉડાડતો તે;
ભૂખ્યો ધસી જીવ અનેક ગળી જતો તે,
દિશા બધી ધૂમવતી છવરાવી દે છે ?
વ્હાલો છે જીવ પોતાનો વ્હાલાંથીય વધુ ! અરે !
ન્હાસે છે સિંહ પેલો ત્યાં સૂતી સિંહણ છોડીને.
પણ અડગ સમાધિ સારસીની ન છૂટે,
મરણશરણ જાવું હર્ષ તેને દિસે છે;
ભડભડભડ થાતી અગ્નિની ઝાળ આવી,
બળી મરી પ્રિય સાથે સારસી પ્રેમઘેલી.
દર્દીના દર્દની પીડા વિધિનેય દિસે ખરી,
અરે ! તો દર્દ કાં દે છે, ને દે ઔષધ કાં પછી ?

---

## ૧૭૬

### વીણાનો મૃગ

ઉગતા સૂર્યની સામે આવે છે મૃગ દોડતો,
ઉતરે બાગમાં હાવાં ફલંગે ગઢ કૂદતો.
વીણા તણો નાદ તહીં સુણાય,
આનન્દ લ્હેરે અનિલો ભરાય;
ઝુલે ફુલો એ કંઇ તાલમાં ત્યાં,
વસન્ત લીલા સ્વર બેવડી રહ્યા.

ભીતિ કશી એ મૃગને દિસે ના,
પિછાન જૂની સ્થલની નકી આ;
નમાવી શૃંગો ચળ પીઠમાં કરે,
યથેચ્છ પર્ણો તરુનાં જરા ચરે.
ઉડી રહ્યા છે જલનો ફુવારો,
હોજે તરે રંગીન માછલીઓ;
ત્યાં કાન માંડી મૃગ તે ઢળે છે,
જરા નમીને જલ એ પીએ છે.
પાસેથી ત્યાં તો સ્વર દિવ્ય આવ્યા,
વાયુતણી લ્હેર મહીં ગૂંથાયા;
કૂદી ઉમંગે ચમકાવી કર્ણો,
સ્વરો ભણી એ મૃગ દોડતો ગયો.

હીંચકે ખાટમાં બેઠી કુંજમાં દિવ્ય સુન્દરી,
બીનની મીંડ મીઠીમાં એ છે છેક ગળી ગઇ.

દિસે અંગો ન્હાનાં હૃદયમય કે તાનમય શાં!
લતા શા ડોલે છે કટિ ઉપરના સૌ અવયવો!
અહા! કાળા ઝૂલે કમર પર એ વાળ સઘળા!
દિસે તારા જેવાં ચકચકિત શાં સ્નિગ્ધ નયનો!
મળી છે શું આંહી જગત પરની સૌ મધુરતા!
અહીં વેળાનું ના કરવત ઘસાતું નકી હશે!
ગ્રહો, તારા, ભાનુ જરૂર ક્ષણ આંહી અટકતા!
સ્વરોની દેવીનાં નમી નમી અહીં દર્શન કરે!

દૂરથી આવતો દોડી વ્હાલો એ મૃગ જોઇને,
કન્યા તે હસ્ત લમ્બાવી હેતથી આવકાર દે.

આનન્દભીનાં નયને નિહાળી,
પમ્પાળતી તે મૃગને કરેથી;
હાસ્ય મીઠું મૃગમાં દિસે છે,
પ્રેમાળ ભીનાં નયને વસે જે.

પછી વીણાતારો મધુર સ્વર દેવી જગવતા,
હવામાં નાચન્તી સ્વરની કંઇ મૂર્તિ ખડી કરે;
જડી જાણે રાખે નયન મૃદુ કન્યા મૃગ પરે,
અને એ ચહેરામાં નવીન કંઇ ભાવો પલટતા.
મૃગે એ ભાસે છે વશ થઇ જતો કે ગળી જતો,
જરા ડોલે શૃંગો વળી અરધ મીચ્યાં નયન છે;
નિસાસા લેતો એ મૃગ હૃદય જાણે ઠલવતો,
અને કન્યા શિરે રસમય અભિષેક કરતો.
અહો ! ક્યારે ક્યારે થનનથન નાચી કૂદિ રહે,
વળી એ કન્યાના ઘડીક પદ ચાટે જીભ વડે;
ફરે વીણા તેવાં હૃદય, નયનો, અંગ ફરતાં,
દિસે બન્ને આત્મા અનુભવી રહ્યા એકમયતા.
પ્રભાત કાલે મૃગ આમ આવતો,
વીણા સુણીને વનમાં ફરી જતો;
સ્વરો ન મીઠા મૃગ વિણ ઉઠતા,
સુખી થતી ના મૃગ વિણ કન્યકા.
લગની કો લગાડે છે ઉરોની રસએકતા;
પશુ આ માનવી આ એ કાંઇ ભેદ ન પ્રેમને.
દિનો કૈં આનંદે રસભર ગયા આમ વહતા,
સદા રહેતાં ધૂને મધુર સ્વરની આમ દિલ આ;
પ્રભાતે કોઇ એ પથિક ગઢ પાસે અટકતો,
ઘડી સુણી વીણા નિજ પથ જતો આશિષ દઇ.

* * *

તહીં ઉગ્યો છે હજુ અર્ધ ભાનુ,
નવીન રંગે નભ છે ભરેલું;
શુકો ઉડે ગીત હજાર ગાઇ,
સહુ સ્થળે છે ભરપુર શાન્તિ.
ઉદાસ શાન્ત સ્વર બીન છેડે,

ઉદાર ભાવો મૃગ નેત્ર રેડે;
મચી રહી આર્દ્ર સ્વરોની હેલી,
મહાન આનન્દની રેલ રેલી.
સરરર સુસવાટો થાય ત્યાં બાગમાં કૈં,
અરર ! મૃગ બિચારો ઉછળીને પડે છે;
થર થર થર ધ્રૂજે કન્યકા ત્રાસ પામી,
શિથિલ કર થતાં એ બીન તૂટે પડીને.
મૃગહૃદય મહીં છે તીર લાગ્યો અરેરે !
ખળખળ ઢળતું હા ! રક્ત ભૂમિ પરે એ !
નયન જલ વતી એ કન્યકા ઘા ધુવે, ને,
મૃગ તડફડ થાતો હાંફતો શ્વાસ લે છે.
મિચાઇ એ જાતાં નયન દરદે બે ક્ષણુ, અને
ઘડી કન્યા સામે રૂદનમય એ શાં નિરખતાં !
અરે ! છેલ્લે યાચે નિજ પ્રિય કને એક નજરે,
વદે છે કૈં આવું નયન મૃદુ ચોંટી રહી હવેઃ—
" કરીને શીર્ષનું તુમ્બું, નેત્રની નખલી કરી,
" બજાવી લે, બજાવી લે, તારૂં બીન હજી હજી !
" કૃપા હોજો, દયા હોજો પ્રભુની બીનની પરે !
" અનુકૂલ સ્વરો મીઠા હજો આ તુજ હસ્તને ! "
કન્યા બિચારી દુખણી થઇને,
એ શીર્ષ ખોળે મુકતી રડે છે;
ત્યાં પાછળેથી નર કોઇ આવે,
વાત્સલ્યભાવે વદતો જણાયેઃ—
" અયિ પુત્રી ! શિકારી તો પાપી છે તુજ આ પિતા !
" ભૂલી જા એ ! બજાવી લે તારૂં બીન હવે જરા ! "
હૃદય સ્થિર નથી એ કન્યકા બાપડીનું,
નજર નવ કરે તે, કોણુ આવ્યું ન આવ્યું;
પણુ દઢ થઇ અન્તે અશ્રુમાં તે ગળન્તી

દરદમય છતાં એ કાંઇ મીઠું લવે છે:—
" તુમ્બું તૂટી પડયું ! અરે ! જિગરના ચીરા થયા છે, પિતા !
" રે ! આ સાંભળનારના જગતમાં એવું થયું છે પિતા !
" વીણા બન્ધ થયું ! સ્વરો ઉડી ગયા ! ખારી બની જીંદગી !
" સાથી ના જગમાં રહ્યા ! પ્રભુતણી આશિષ એવી મળી !
" મૃત્યુને વશ આ કલા થઇ ગઇ ! હું એ બની મૃત્યુની !
" આ સંસાર અસાર છે ! અહહહહા ! એ શીખ આજે મળી !
" વ્હાલાં હોય અરે અરે ! જગતમાં વ્હાલાં ઉરે ચિરતાં !
" ભૂલોની જ પરંપરા જગત આ એવું દિસે છે ! પિતા !
" ક્યાં શ્રદ્ધા ? અહ ! પ્રેમ ક્યાં ? જગત આ, આખું અકસ્માતનું !
" જે પ્યાલું મૃગને મળ્યું મરણનું તે હુંય માગું ! પ્રભુ !
" જોઇ એ ઘડી આ લઉં મૃગ અને વીણા તૂટેલું, પિતા !
" એ નિર્માણ અનન્તના જલમહીં ડૂબું પછી હું, પિતા !

* * * *

દિનો કૈં કન્યાના દરદમય ઓહો ! વહી ગયા,
ફર્યો છે એ ગાત્રો, મુખ પણ ફર્યું છેકજ અરે !
હવે જો કોઇ એ પથિક ગઢ પાસે અટકતો,
શિલા ત્યાં આ વાંચી કંઇક દુઃખમાં તે ડૂબી જતોઃ—
" કલા છે ભોજ્ય મીઠી તે ભોક્તા વિણુ કલા નહીં !
" કલાવાન કલા સાથે ભોક્તા વિણુ મળે નહીં ! "

---

૧૭૭

અસ્વસ્થ ગૃહિણી

શાન્ત છે, બન્ધ છે આંખો, કાંઇ દર્દ કમી દિસે;
તોય છે તપ્ત ને ઢીલાં કોમલાંગો હજુ જ્વરે.

ખુલ્લા રહ્યા છે મૃદુ ઓષ્ઠ ન્હાના,
નિદ્રા મહીં છે સુકુમાર બાલા;
ન અંગ એકે જરી એ હલાવે,
ઉઠે ન ઉઠે ફરી, કોણ જાણે !
ધગેલા એ બિછાનાની પાસે કોઇ યુવાન છે;
‘ રખે તે જાગતી, ’ તેવી ભીતિ તે મુખ ઉપરે.
યુવાન શ્વાસે ડરતો લીએ છે,
ચિન્તા ઊંડા એ ઉરના ઉરે છે;
છે નેત્ર એ મોં ઉપરે ઢળેલાં,
ક્ષણે ભીંજાતાં, ક્ષણમાં સુકાતાં.
“ મધુર ફુલડાં ! આવી આવી પીળાશ ધરીશ ના !
“ તુજ ભ્રમરને એ હૈયેથી ન દૂર કરીશ હા !
“ તુજ નયન આ મીંચાએલાં જરીક ઉઘાડજે ! ”
પ્રણયી ડરતો કાંઇ આવું મુખે નિરખી અરે !
નથી એ સાંભળ્યા શબ્દો તોયે આંખ ઉઘાડતી;
ટાંગેલું ચિત્ર કો સામે, ત્યાં તે દૃષ્ટિ લગાડતી.
તહીં ચિત્ર કો બે રમત કરતાં બાલક દિસે,
ગુલાબો શાં બન્ને મધુર વદનો એ સ્મિત કરે;
રમાડે તેઓને કમલવદની કોઇ લલના,
મૃદુ કુંળી તાજી મુખ પર હસે યૌવનદશા.
ઝરા પાસે ઝુંડો તરુવરતણાં દૂર દિસતાં,
લતા ને ગુલ્મોની વિટપ પર પુષ્પો ઝુકી રહ્યાં;
કુણો સન્ધ્યાભાનુ સુરખી ભરતો સૌ સ્થલ પરે,
ડુબન્તો ભાસે ત્યાં જલધિવીંચિથી સિક્ત બનતો.
દેખતાં રંગ એ રાતા આકાશે ચિત્રમાં ફુલ્લા,
બન્ને નેત્રો કંઇ ભીનાં, વેનમાં લવતી જરાઃ—
“ અહહહા ! હશે ચિત્રમા સમું
“ ગૃહની બ્હાર આ વિશ્વ કે રૂડું !

" નવ કદી દીઠું એમ ભાસતું !
" નિરખવું ન તે કોઇ દી હવે !
" મધુર પુષ્પો આ ! વેલડી સખી !
" પ્રણયથી તને હું ઉછેરતી !
" નવ કદી હવે સિંચવી તને !
" મધુર પુષ્પ ના ચુંટવાં હવે !
" મધુર પુષ્પ ઓ ! એજ બાગનાં !
" મુજ બિછાતની પાસ કૈં પડયાં !
" અરર ! પ્રેમની ગ્રન્થિએ જડયાં;
" મુજ જવરે અરે ! ખીલતાં રહો !
" પ્રણયી પુષ્પ ઓ ! ખીલતાં રહો !
" મુજ પિયુતણા હારમાં વસો !
" નવીન રંગ તું વિશ્વ ધારજે !
" ન તુજ લ્હાણુ હું પામતી ભલે ! "
" પ્રિય પ્રિય સખિ ! આ શું ? આ શું ? ન આમ ઘટે થવું
" કરૂણ હરિએ તારે માટે હજુ સુખ છે ભર્યું !
" તુજ કરવતી ચૂંટાએલાં પુલો કરમાય ના,
" મધુર ફુલડાં તે આ કંઠે હજુ બહુ ધારવાં ! "
નયન પર છવાતાં અશ્રુનું એક બિન્દુ,
અટકી ચુપ થયો એ કંઠ રૂંધાઇ જાતાં;
દરદ કંઇ કમી એ થાય છે સુન્દરીનું,
મૃદુ નયન ફરીથી શાન્ત મીંચાઇ જાતાં.
નિદ્રા શી ગાઢ શાન્તિમાં ફરી એ ગૃહ ડૂબતું;
પડે ત્યાં પાંચ વાગ્યાની ટકોરી ઘડીઆળમાં.
ફરી નયન ઉઘાડી સુન્દરી ચિત્ર જોતી,
અરર ! નયનમાંથી અશ્રુની ધાર વ્હેતી;
ટપટપ ટપકન્તાં બિન્દુડાં લુછી નાખી,
કરૂણ સ્વર વળી એ ધ્રૂજતો નિકળે છે:—

" અરર ! બાલુડાં ! બાપલાં ! અહો !
" જનની આ હવે સ્વર્ગમાં જતી !
" સમજશો નહીં શું થઇ ગયું !
" રમકડું કયું હાથથી ગયું !
" વિસરી શે જશો છાતી બાપડી
" ઉપર જે તમે કુદતાં સદા ?
" વિસરી ના શકે બાલ માતને !
" રમત તો હવે રોઇને કરો !
" તમ પિતા સદા વ્હાલ રાખશે !
" પણ ન માતાની ખોટ ભાંગશે !
" નહિ નહીં મળે મા ગઇ ફરી !
" જગતમાં નકી મા બને નહીં !
" દિવસ બે સહુ લાડ પૂરશે !
" દિવસ બે દયા સર્વ રાખશે !
" પણ ન છાતીએ કોઇની તમે !
" રઝળતાં હવે એકલાં રહો !
" બહુ કરી શકી વ્હાલ હું નથી !
" કદિ રડાવતી હું ઘણું હતી !
" તમ દિલો ક્ષમા આપશે મને !
" પણ ન માતને ચેન કૈં પડે !
" અરર ! બાપલાં ! બાલુડાં ! અરે !
" તમ પરે હવે ઢાલ ના રહી !
" રડતી દૂર જે બે ઘડી થતાં !
" અરર ! તે હવે દૂર સર્વદા !
" ત્યજી દઉં નકી સ્વર્ગ, બાપલાં !
" ઘડીક તેથી જો હર્ષમાં રહો !
" સહુ હવે સદા બોલશે રડી !
" જનની છે જરા ગામ કો ગઇ !

" અરર! એ તમે કેમ માનશો?
" રડી રડી મુખો ના સુકાવજો!
" નવ જવું ગમે ગામ એ મને!
" પણ ન ઠેલી એ સાદ કો શકે.
" અરર! ના શકું શાન્તિમાં મરી!
" હૃદય ઝીલતું ભાર આ નથી!
" પ્રભુ તણી કૃપા પામજો સદા!
" સહુ અનાથનો એજ નાથ છે!
" જરીક મોં હવે જોઇ તો લઉં!
" કયમ ભલા નથી આવતાં અહીં?
" કદિ ન ખેલમાં ખોટી હું કરૂં!
" તમ કને નહીં કોઇ દી રડું!
" પણ મને તમે દેખતાં જ કાં
" મૃદુ મુખો જરા ગાભરાં કરો!
" દિવસ બે હવે હર્ષથી રમો!
" પછી સહાયમાં માતની દુવા!

થંડીએ કમ્પતાં ગાત્રો, શબ્દો બન્ધ થયા, અને
પિયુ એ લૂછતો અશ્રુ દઢ છાતી કરી કહેઃ—
" અરે! વ્હાલી! વ્હાલી! રુદન તુજ ભેદે હૃદય આ,
" ન કૈં રોવા જેવું, પણ ન મુજ હૈયું સ્થિર રહે;
" પ્રભુની સામે જો, તુજ જિગરને શાન્ત કરજે,
ત્યજે શાને આશા? પ્રભુતણી અહીં જે પ્રતિકૃતિ.

દુબળો હસ્ત એ ઉંચો થઇને પિયુને ગ્રહે,
છાતીથી ચાંપતી છાતી સુન્દરી ડુસકાં ભરે.
ફરી નયન ઉઘાડી સુન્દરી ચિત્ત જોતી,
અરર! નયનમાંથી અશ્રુની ધાર વ્હેતી;
ટપટપ ટપકન્તાં બિન્દુડાં લૂછી નાખી,
કરુણ સ્વર વળી એ ધ્રૂજતો નિકળે છેઃ—

" વ્હાલા ! વ્હાલા ! તુજ હૃદયને ચીરનારી થઇ હું !
" તે બાલાના મૃદુ હૃદયને રેંસનારી થઇ છું !
" બચ્ચાં તો તે પ્રભુ અનુગ્રહે ઉછરી કાલ જાશે !
" કિન્તુ ઘા આ મુજ જિગરથી કેમ ભુલી જવાશે !
" એ તો મારી સરલહૃદયા, મે જ તેને ઉછેરી !
" મીઠી તારી હૃદયઝરણી નાચતી ત્યાંજ ચાલી !
" વ્હાલા ! મારૂં જીવિત લઘુ આ મોહ તેમાંજ પામી
" છૂરી તીખી પ્રણયી દિલડાં ઉપરે કાં ઉગામી !
" જુદાં કીધાં ! કહિ ન મળશો ! ઝિન્દગી રોઇ રહેશો !
" રે રે ! કોની હૃદય બળતાં વિશ્વમાં સ્હાય લેશો ?
" ભોળા વ્હાલા ! તુજ જિગરનું સોબતી કો રહ્યું ના !
" ને હું તો આ જખમ દઇને જાઉં છું દૂર, વ્હાલા !
" વ્હાલા ? છેલ્લે મુજ કઠિનતા માફ પસ્તાઇ માગે,
" માફી દેશે પણ વિસરશે નાથ ! તું કેમ ઘા તે ?
" કેવી રીતે મુજ બળતરા શાન્તિ પામે, અરે રે !
" કેવી રીતે તુજ હૃદયનો દાહ હોલાય, રે રે !
" પાપી મારૂં હૃદય ગણતું નાથ ! પાપી તને તો !
" રે રે ! જોયું તુજ જિગરના પ્રેમમાં પાપ મેં તો !
" તું તો તારો ગગનપડદે સર્વદા ખેલનારો !
" વ્હાલા ! હું તો જગત પરના સ્વાર્થનો છેક કીડો !
" તોયે ઢોળ્યો તુજ રસ સદા સ્નેહથી હું પરે રે !
" ધિક્કાર્યો મેં ! નવ કહિ ગણ્યું થાય છે શું તને તે !
" ' અર્પું છું ' એ કહિય સમજી અર્પનારૂં શકે ના,
" ને ઔદાર્યે મુજ હૃદયને સાચવ્યું તેંજ વ્હાલા !
" પ્રેમી બાલા ! કરવત બની પ્રેમ હું કાપનારી !
" યાચું શિક્ષા કુદરત કને ક્રૂરની ક્રૂરતાની !
" રે રે વ્હાલા ! તમ હૃદય તો મૃત્યુમાં મ્હાલનારાં !
" ને એ મૃત્યુ મરતી સખીના હસ્તથી પામનારાં ! "

થંડીએ કમ્પતાં ગાત્રો, શબ્દો બન્ધ થયા, અને
પિયુ એ લુછતો અશ્રુ પમ્પાળી પ્રિયને કહેઃ—
" વ્હાલી ! પ્રાણ ! અરે ! અરે ! હૃદય આ તારૂંજ તારૂં સદા !
" તું દેવી, તુજ પ્રેમના ઝરણમાં છે જીવ તો જીવ આ !
" તે એ છે તુજ આ મહાન દિલના સિન્ધુતણી માછલી !
" વાતો કિન્તુ વિતેલ સ્વપ્નતણી ના હાવાં ઘટે બોલવી !
" શું હું માફ કરૂં ? અરે ! પ્રિયસખિ ! શું માફ હું ના કરૂં ?
" આપે ઇશ મને અહો ! હૃદય આ તારૂં સદા પુજવું !
" ઓહોહો ! મતભેદની તૂટી પડી આજે દિવાલો દિસે !
" તો વ્હાલી ! સુખથી ગયા સમયની વાતો કરીશું હવે ! "
નયન પર છવાતાં અશ્રુનું એક બિન્દુ,
અટકી ચુપ થયો એ કંઠ રૂંધાઇ જાતાં;
દરદ કંઇ કમી એ થાય છે સુન્દરીનું,
મૃદુ નયન ફરીથી શાન્ત મીંચાઇ જાતાં.
નિદ્રા શી ગાઢ શાન્તિમાં ફરીથી ગૃહ એ પડે;
કાચના દ્વારમાંથી ત્યાં સન્ધ્યાનાં કિરણો ઢળે.

---

## ૧૭૮

### ભરત

ભરત ઉંમરે પ્હોંચી, છોડી વૈભવ રાજ્યને,
વનમાં ગંડકીતીરે આશ્રમ બાંધીને રહ્યો.
ઓંકારના રટનમાં દિન જાય ચાલ્યા,
એકાગ્ર ચિત્તથી ભજે પરિબ્રહ્મ રાજા;
આહાર કંદફલનો કરતો સદા એ,
એકાન્ત શાન્ત સ્થલમાં સુખથી વસે છે.
હૈયુ સદા સહુ પરે સમતા ધરે છે,

જેના પ્રભાવથી વને ખીલતું રહે છે;
એ યોગતેજ તરૂમાં ચળકી રહ્યું છે,
તિર્યંચ ત્યાં અધિક હર્ષ મહીં ફરે છે.
જટા પીળી શીર્ષે કૃશ અવયવો ઉપર રહી,
દિસે છે તે મોટી મધુર કુલના પુંજ સરખી;
સમાધિવેલાએ જલસીકરથી સિક્ત બનતી,
અને એ મોતીડાં વિખરી ખરતાં કેશપરથી.
વિભૂતિના સ્પર્શે સુરખ દિસતાં આર્દ્ર વિપુલ,
રહે ઘેરાએલાં પ્રણવપ્રણયી દિવ્ય નયનો;
મટી તેના તેજે કુદરતતણી સૌ વિષમતા,
સુખે નેત્રો જોતાં સતત ગતિની બ્રહ્મરચના.
રે સંસારી! નિમિષભર તું ફેંકજે દૃષ્ટિ આંહીં.
આ દૃષ્ટિનું અનુકરણ કૈં રાખ સંસાર માંહીં;
ભોળા! તારી ધડમથલમાં શાન્ત થા શાન્ત થા કૈં,
સ્થિતિની તુ ઉપર ચડી જો ત્યાગની દૃષ્ટિ આંહીં.
આ ત્યાગીનાં નયન ફરીથી જોઇ લે એક વાર,
શું તેમાં ના સતત વહતી પ્રેમની એક ધાર?
હા! તૈયારી સહુ અરપવા ત્યાગમાં એ નથી શું!
બીજાનાં કૈં દુઃખથી ગળી એ નેત્ર જાશે નહીં શું!

તપસ્વીના આ તપમાં રહી છે,
મહાદયાની અતિ તીવ્ર રેખા;
ફુલો, લતા ને તરૂ, મેઘ માંહી,
આનંદ પીતાં નયનો સદા છે.
પ્રભાતકાલે નભની સુનેરી,
સન્ધ્યા સમેની સરની લ્હેરી,
વાયુતણા શીતલ ગન્ધથી એ,
આભાર હૈયું ઋષિનું દ્રવે છે.

સન્ધ્યા કાલે પ્રભાતે એ તપસ્વી નદીએ જતો,

સ્નાનાદિ ત્યાં કરી નિત્યે ટેલતો વનમાં હતો
નદી વહે છે ગિરિથી રમન્તી,
કુલોતણાં ગીત હજાર ગાતી;
ગાયત્રીનો મંત્ર જપે નદીમાં,
ઉભો રહીને ઋષિ એક દી ત્યાં.
ત્યાં ઘુઘુઘુ ગિરિનભમહીં ગાજતો નાદ આવે,
મોજાં તેના પ્રતિધ્વનિતણાં ભેખડે આથડે છે;
વારિ કમ્પ્યું, ડગમગી ગયાં શૃંગ અદ્રિતણાં ને
ત્રાસે ન્હાસે વનચર બધાં કોઇ ધ્રુજી પડે છે.
સિંહધ્વનિથી જયગર્જનાથી
ડરી મૃગો કૈં ઋષિ પાસ આવે;
ફલંગ મારી ઝરણું કૂદે છે,
તપસ્વી તે ચિત્ર ઉભો જુએ છે.
ત્યાં એક બાલ મૃગ કો હજુ જે આશક્ત,
કુદી જતાં ઝરણ તે જળમાં પડયું, ને
એ પુરમાં તરફડી ઘસડાતું જોઇ
લાગ્યું ઋષિહૃદય એ અનુકમ્પવાને.
ઉપયોગી થવા પ્રેરે તપસ્વીદિલને દયા,
પડે છે વારિમાં તેથી યોગી તે મૃગ ઝાલવા.
બલ કર મહીં આવ્યું પૂરને વીંઝવાને
ગરીબ મૃગ બચાવા કાંઇ ચિન્તા દીલે છે;
ઋષિ પદ ગ્રહી તેનો ખેંચીને બહાર લાવ્યો,
હરિણ ઉગરવાથી કાંઇ આરામ આવ્યો.
જરા મીંચાએલાં નયન મૃગનાં સુન્દર દિસે,
અને તેના ભાવો ઋષિ તરફ કેવા મૃદુ દિસે!
ઋષિનું હૈયું આ નિરખી શકતું'તું રસિકતા,
થતું જોઇ ઘેલું કુદરતતણી આ મધુરતા.
પંપાળ્યું, પાણી પાયું, ને આશ્રમે ઉંચકી ગયો,

તૃણાદિ ત્યાં દઇ તેને કૂદતું ઋષિએ કર્યું.
રમે છે, કુદે છે, ઋષિચરણ ચાટે જીભ વડે,
અને એ યોગીની મૃગપર અમીની નજર છે;
ઉગી તેને શિરે ચળકતી રૂપાળી શીંગડીઓ,
ઋષિની પીઠે એ કરતી ચળ ન્હાની કુમળીઓ.
ઋષિની છાયા શું ફરતું દિનરાત્રિ ઋષિ કને,
પિતામાતા બન્ધુ સહુ મૃગ ઋષિને સમજતું;
ઋષિ તેને દેતો કુમળું તૃણ ને પર્ણ કુમળાં,
અને બાંધે માળા કુસુમકળીની ડોક ઉપરે.

સ્નાનાદિ ક્રિયા કરીને ઋષિ એ,
આશિષ દેતો મૃગ બાલને, ને
"તું જીવતું રહે" વદતો દયાળુ,
ચુમ્બી લઇને હસતો દયાળુ.
આભાર ભૂલી મૃગ ના ગયું 'તું;
જોતાં ઋષિને દિલ રીઝતું'તું.
કૈં ગેલથી તે ઋષિને હસાવે,
ને એ મહાત્માદિલને હલાવે.

દૂરે જાતાં મૃગ વન મહીં યોગી બેચેન થાતો,
ખોવાતું તો શ્રમ લઇ વને શોધવા દૂર જાતો;
પીઠે તેને ઉંચકી વળતો આશ્રમે હર્ષભેર,
સુખી તેને નીરખી વહતાં નેત્ર આનન્દરેલ.
અહોહો ! અલ્પ જીવોના પ્રેમમાં બલ છે બહુ !
ખેંચાતાં પ્રેમથી તે સૌ ખેંચી પ્રેમવતી શકે.
યોગી ચાલ્યો જપ તપ ભૂલી પ્રેમખેંચાણમાંહી,
ચાલ્યો ને તે અટકી ન શકે આટલે દૂર આવી;
ધક્કો દેતાં હૃદય પિગળે આર્દ્રતાને, અરેરે !
ખેંચે તેને હૃદય કુમળું કોણ ઠેલી શકે છે ?
ભીનાં નેત્રે ઋષિ ધીમે ક્યારે ક્યારે કહી જતો,

" દૂર થા ! દૂર હુંથી થા ! રે વ્હાલા મૃગબાલ તું ! "
ખેંચે છે તે પ્રણયી દિલને ઠેલવું, હાય ! શાને ?
ધક્કો દેવા મૃદુ હૃદયને, યોગી ! તું કેમ ઇચ્છે ?
તારા આવા નિયમ સઘળા શુષ્ક લાગે મને તો,
મીઠી વૃત્તિ કુદરતી અરે ! બાળવા ઈચ્છતો કાં ?
વ્હાલું છે તો કયમ દૂર કરે ? નેત્રમાં કેમ અશ્રુ ?
ધક્કા દેતાં પ્રણયી દિલને શ્રેય હું તો ન માનું;
આવાને શું તુજ હૃદયને ચાહતાં પાપ થાય ?
સ્વાર્થી તું છે પણ પ્રણયથી કાંઇ તારૂં ન જાય.
સાક્ષી પૂરે તુજ જિગર જો આંસુથી વાતને આ,
તેની સામે કઠિન બનીને થાય છે આગ્રહી કાં ?
પીવા તેને હૃદયઝરણું ટેવ છે તેં જ પાડી,
બીજે ક્યાં તે જનહૃદયની પામશે લ્હાણ આવી ?
એ તો તારાં સમિધફુલને સ્પર્શતાંએ ડરે છે !
તું ખીજે તો મૃદુ મૃદુ થઈ ગેલ કેવાં કરે છે !
તું રીઝે તો તુજ તરફ એ હોંશથી દોડી આવે !
એ નેત્રો શાં તુજ જિગરથી વાત છાની કરે છે ?
કિન્તુ, યોગી ! તુજ ફરજ તું કાંઈ જુદીજ માને !
આ પ્રીતિ કૈં તુજ હૃદયને માર્ગ જૂદો બતાવે !
હું સંસારી નવ કહી શકું યોગ્ય આ, વા નહીં આ,
તોયે આવી તુજ મગજની શુષ્ક રીતિ રુચે ના.
રાગ ને ત્યાગની વચ્ચે હૈયું એ ઝુલતું હતું,
એક દી યોગી ઉરે આ ઉદ્ગારો નિકળે કંઇઃ—
" કંઇ દુઃખે છે ! દુઃખ તો જણાય છે !
" કહીં દુઃખે શું ? પણ ના કળાય તે !
" મને રુચે આ મૃગ છોડવું નહીં !
" કહીંય આસક્ત થવું રુચે નહીં !
" બ્રહ્માંડ આખું નિજ માનનાર જે

" બને ન વ્યક્તિ કહિ પાળનાર તે;
" ન ન્યૂન કોઇ નવ કો વિશેષ વા,
" ન દૃષ્ટિએ ઉર્મિ ચડે પડે ન વા.
" ન ઓટ તેને ભરતી નહીં હશે,
" તળાવ જેવો ઉદધિ રહે ભલે;
' દયા ભલે કૈં ઉપયોગની થતી,
" દયાથી આસક્ત થવું ઘટે નહીં.
" બચાવ્યું મેં ભલે તેને, હવે છો કૂદતું ફરે,
" પડે જો સિંહપંજે તો નિર્માયું તે ભલે બને.
" ચાલે સૌ પર જેમ ચક્ર ફરતું નિર્માણનું સૃષ્ટિએ,
" તેવું તે મૃગ ઉપરે સુખથી છો એ ચક્ર ચાલે હવે;
" રોકાશે મુજથી નહીં, ક્યમ પછી ચિન્તા નકામી ધરૂં ?
" જે મારૂં, જગનું અને સહુ તણું તે છો બને તે તણું.
" ફર સુખથી હવે તું શોધીને કોઇ ટોળું,
" ફરી કહિ પણ મારા આશ્રમે આવવું ના;
" જપ તપ કરનારો પાળશે આ તને ના,
" અરર ! પણ સુખે તું છોડશે કેમ સ્નેહ ? "
ઋષિ ! તારી સ્થિતિ જોઇ આવે છે મુજને દયા;
આવશે વ્હાલથી તેને પંપાળીશ હવે ન શું ?
નેત્રો રમે આ તુજ વાદળીથી,
ક્રીડા ગમે છે કંઇ માછલીની;
સન્ધ્યાસમે કૈં વધુ હર્ષ આવે,
તો કેમ તારૂં મૃગલું ત્યજે છે ?
રમાડ તેને પણ લુબ્ધ ના થજે,
ઋષિ ! ન એ શું તુજથી બની શકે ?
દયા વધુ છો ઉપયોગની થતી,
દયા બતાવે હજુ ઉચ્ચ માર્ગ કૈં.
પડે જો સિંહપંજે તો નિર્માયું તે ભલે બને;

રડજે તું નહીં ત્યારે, કિન્તુ હાલ રમાડજે.
છોડી દેવા રસ મધુર સૌ સાધ્ય લાગે તને જો,
તો ના શાને પ્રણુથી બનતાં સાચવે ત્યાગ તારો ?
હું સંસારી મુજ હૃદય આ ખીલતાં હર્ષ પામું,
તું યોગીને તુજ હૃદયને બાળવું યોગ્ય લાગ્યું !
સુખ અનુભવનારો કિન્તુ આંસુય પાડે,
જરૂર સ્થિર નહીં તે કમ્પતો તાર ચાલે;
રૂદન નહીં ત્યજાતું હાસ્યના ત્યાગ પહેલાં,
કટુ નક્કી કટુ લાગે સ્વાદનું ભાન થાતાં
બને તે કેમ કોઇથી ચાહવું ને ન ચાહવું ?
બને તો તું ભલે તેને છોડી દેજે રમાડવું !

*　　　*　　　*

વહ્યા કૈં દહાડા ને મૃગ પ્રિય હજુ છે ઋષિદિલે,
વહેશે કૈં દહાડા, મૃગ પ્રિય રહેશે ઋષિદિલે;
અહાહા ! બન્ધાયો જગત તજનારો મૃગમહીં,
અરે છુટયો ફાંસો સમજણ છતાં એ કદિ નહીં ?
ધીમે ધીમે શરીર પર એ મૃત્યુના હસ્ત લાગ્યા,
કિન્તુ ઓછી નવ થઇ અરે ! બન્ધની કાંઇ પીડા;
પમ્પાળે છે શિથિલ કરથી યોગી તેનું કુરંગ,
નિત્યે નિત્યે વધુ વધુ હજુ યોગમાં થાય ભંગ.
જટાથી ટેકવી માથું સૂતો છે ઋષિ એક દી,
મૃત્યુથી તૂટતી નાડી જોરથી ધબકી રહી.
પાસે ઊભું છે દુખિયું કુરંગ,
શું થાય છે તે સમજ્યું હતું તે;
ચાટે ઋષિના કરને કપાલ,
ને નેત્ર નેત્રે મળી દર્દ રોતાં.
ભીના હતા ગાલ ઋષિતણા એ,

અશ્રુ હતું એક તહીં રહેલું;
બોલ્યો ઋષિ, “ રે! મુજ બાલ બાપુ!
“ આ આશ્રમે હા કયમ જીવશે તું ?
“ તું એકલાની સ્થિતિ શું ? અરેરે !
“ ટોળું હવે શોધીશ ક્યાં નવું તું ?
“ રે શું થશે મૃત્યુ અકાલ ત્હારૂં ? ”
પંચત્વ પામ્યો વદી એમ યોગી.
કથા એવું કહે છે કે જન્મશે મૃગ એ ઋષિ !
વાંછના જે રહી તે તે પુરી સૌ કરવી પડે.

---

૧૭૯

આંધ્ય માતા

ઉગે છે સુરખી ભરી રવિ મૃદુ હેમન્તનો પૂર્વમાં,
ભૂરૂં છે નભ સ્વચ્છ, સ્વચ્છ, દિસતી એકે નથી વાદળી;
થંડો હિમભર્યો વહે અનિલ શો ઉત્સાહને પ્રેરતો,
જે ઉત્સાહ ભરી દિસે શુક ઉઠી ગાતાં મીઠાં ગીતડાં !
મધુર સમય તેવે ખેતરે શેલડીના,
રમત કૃષિવલોનાં બાલ નાનાં કરે છે;
કમલવત ગણીને બાલના ગાલ રાતા,
રવિ નિજ કર તેની ઉપરે ફેરવે છે !
વૃદ્ધ માતા અને તાત તાપે છે શગડી કરી,
અહો ! કેવું સુખી જોડું કર્ત્તાએ નિરમ્યું દિસે ?
ત્યાં ધૂલ દૂર નજરે ઉડતી પડે છે,
ને અશ્વ ઉપર ચડી નર કોઈ આવે;
ટોળે વળી મુખ વિકાસી ઉભાં રહીને,
એ અશ્વને કુતૂહલે સહુ બાલ જોતાં !

ધીમે ઉઠી શિથિલ કરને નેત્રની પાસ રાખી
વૃદ્ધ માતા નયન નબળાં ફેરવીને જુવે છે;
ને તેનો એ પ્રિય પતિ હજુ શાન્ત બેસી રહીને
જોતાં ગાતો સગડી પરનો દેવતા ફેરવે છે !
ત્યાં તો આવી પહોંચ્યો એ અશ્વ સાથે યુવાન ત્યાં;
કૃષિક એ ઉઠી ત્યારે "આવો બાપુ" કહી ઉભો.
"લાગી છે મુજને તૃષા, જલ ભરી દે તું મને" બોલીને,
અશ્વેથી ઉતરી યુવાન ઉભીને ચારે દિશાએ જુવે;
"મીઠો છે રસ ભાઇ ! શેલડી તણો" એવું દયાથી કહી,
માતા ચાલી યુવાનને લઇ ગઇ જ્યાં છે ઉભી શેલડી !
પ્યાલું ઉપાડી ઉભી શેલડી પાસ માતા,
છુરી વતી જરિક કાતળી એક કાપી;
ત્યાં સેર છુટી રસની ભરી પાત્ર દેવા,
ને કૈં વિચાર કરતો નર તે ગયો પી.
"બીજું પ્યાલું ભરી દેને હજુ છે મુજને તૃષા,"
કહીને પાત્ર યુવાને માતાના કરમાં ધર્યું.
કાપી કાપી ફરી ફરી અરે કાતળી શેલડીની,
એકે બિન્દુ પણ રસતણું કેમ હાવાં પડે ના !
"શું કોપ્યો છે પ્રભુ મુજ અરે ?" આંખમાં આંસુ લાવી,
બોલી માતા વળી ફરી છુરી ભોંકની શેલડીમાં.
"રસહીન ધરા થૈ છે, દયાહીન થયો નૃપ;
"નહીં તો ના બને આવું," બોલી માતા ફરી રડી.
એવું યુવાન સુણતાં ચમકી ગયો, ને
માતાતણે પગ પડી ઉઠીને કહે છે—
"એ હુંજ છું નૃપ, મને કર માફ બાઇ !
"એ હુંજ છું નૃપ, મને કર માફ ઇશ !
"પીતો'તો રસ મિષ્ટ હું પ્રભુ અરે ત્યારેજ ધાર્યું હતું—
"આ લોકો સહુ દ્રવ્યવાન નકી છે એવી ધરા છે અહીં;

" છે ત્હોયે મુજ ભાગ કે નહિ સમો તે હું વધારે હવે,
" શા માટે બહુ દ્રવ્ય આ ધનિકની પાસેથી લેવું નહીં ?
" રસ હવે દે ભરી પાત્ર બાઇ !
" પ્રભુકૃપાએ નકી એ ભરાશે;
" સુખી રહે બાઇ ! સુખી રહો સૌ,
" તમારી તો આશિષ માત્ર માગું ! "
પ્યાલું ઉપાડી ઉભી શેલડી પાસ માતા,
છુરીવતી જરી જ કાતળી એક કાપી;
ત્યાં સેર છૂટી રસની ભરી પાત્ર દેવા,
બ્હોળો વહે રસ અહો ! છલકાવી પ્યાલું !

૧૮૦

## બિલ્વમંગળ

[ મંદાક્રાંતા ]

છુપી ઉંઘે ઘનપડમહીં તારલા વ્યોમઅંકે,
નિદ્રા મીઠી ગિરિ નદી અને વિશ્વ આખુંય લે છે;
ને રૂપેરી શ્રમિત હિસતી વીજળી એક સ્થાને
સૂતી સૂતી હસતી મધુરૂં સ્વપ્ન માંહી હિસે છે !
આવી રાતે ધ્વનિ કરી મહા શ્યામ વહેતી યમુના,
તેનાં બહોળાં જળ ઉપરની ભેખડે કોણ છે આ ?
કૂદી નીચે જળ સમીપ તે માનવી આવી ઉભું,
ને શોધે છે કંઇ પણ કશું હાથ તેને ને આવ્યું.
એવામાં ત્યાં શબ જલપરે કોઇ આવે તણાતું,
હોડી તેને સમજી જલદી જોરથી ઝાલી લીધું;
ને આ ચાલ્યો પુરુષ તરતો ઉપરે તેની બેસી,
હર્ષે બોલ્યો " પ્રિય નકી થશે આજ તો આશ પૂરી. "

ત્યાં તો અભ્રે ધવલ ભડકા વીજળીએ કર્યાં શા,
તેથી સર્વં તરૂ નદી અને પ્હાડ તેજે છવાયાં;
ગાજી ઉઠયું ચમકી વન આ મેઘની ગર્જનાથી,
નિદ્રામાંથી મયૂર ટહુકયા હર્ષથી જાગી ઉઠી !
છો ઉઠીને મયૂર ટહુકે, પ્હાડ ગાજે ભલેને,
તેમાંથી તે મગજ નરનું કોઇથી એ ન જાગે !
દૃષ્ટિ તેની શબપર હતી ત્હોય જોઇ શકે ના,
છોને આખું જગત સળગી વીજળીથી બળે આ !
તેની પ્યારી હૃદયવિભૂતિ સ્નેહની જે સરિતા,
તેની પાસે જીગર ઘસડી જાય છે લેઇ હાવાં;
આલેખાયું હૃદયપટમાં ચિત્ર વહાલીતણું છે,
અંગોમાંથી જીવન સઘળું ત્યાં જ આવી રહ્યું છે.
દોરાતો આ પ્રિયજન કને આમ આશા ધરીને,
પ્હોંચી ઉભો શબ ઉપરથી ઉતરીને કિનારે;
પાસે મૂકી મૃત શરીરને મસ્ત પ્રેમી વદે છે:—
"દિવા મ્હારી પ્રિય સખીતણા ઓરડાના દીસે ને."
અંધારામાં ત્વરિત પગલે દોડતો ચાલતો આ,
આવી પહોંચી પ્રિયગૃહકને જોઇ ઉંચે ઉભો ત્યાં;
ગોખેથી ત્યાં લટકી ઝુલતું કાંઇ દોરી સમું છે,
ઝાલી તેને ઉપર ચઢીને ગોખમાંહિ ઉભો તે.
દીઠી તેને-હૃદય ધડકે જેમ ચીરાઇ જાતું !
દીઠી તેને–અવયવ બધા પીગળી જાય છે શું !
દિસે તેને ચકર ફરતો કંપતો ઓરડો એ,
કામી–પ્રેમી અનિમિષ રહી પ્યારીને નિરખે છે !
જોઇ લેજે ફરી ફરી સુખે પ્રેમનું સ્થાન પ્રેમે,
આવી મીઠી સુખની વખતે કોઇ વેળા ન આવે;
આવી પ્રીતિ તુજ ન વખતે હોય કાલે પ્રભાતે,
આ આશાનું મધુર સુખ તો આજ ઉડી જ જાશે.

જોઇ લેજે ફરી ફરી ભલે દૂરથી જોઇ લેજે,
ઇચ્છે તેવું સુખ અનુભવી આજની રાત લેજે;
તારે માટે દિવસ ઉગતાં કાંઇ જુદું જ ભાગ્ય,
તારો નિર્મ્યો કરૂણ પ્રભુએ કાંઇ જુદો જ માર્ગ.
જોને તારી યુવતી રમણી શાન્ત નિદ્રસ્થ આ છે,
ને વેલીશું શરીર સુખમાં શાન્ત શય્યા પરે છે;
નિદ્રા મીઠી કર સુખભર્યો ફેરવે છે કપાલે,
શું મૃત્યુથી કબજ થઇને અંગ સર્વે ઢળ્યાં છે!
નિદ્રાનું આ સુખ ત્યજી દઇ ઉઠીને સુન્દરી! તું,
ચાંપી લે ને હૃદય હૃદયે મિત્રનું, સુંદરી! તું;
એ હૈયાનો રસ તુજ પરે ખૂબ વર્ષી રહ્યો છે,
રાત્રિના બે પ્રહર સુખમાં પૂર્ણ માણી હવે લે!
આ રાત્રિમાં તુજ પ્રિય કને મીઠડાં ગીત ગાવાં,
ત્હારે તેની જરૂર કરવી આજ તો તૃપ્ત આશા;
ત્હારે કાંઇ મધુર સુખમાં આજ છે ઝૂલવાનું.
કાલે તો કો નવીન રસના સિન્ધુમાં ડૂબવાનું.
પેલો કામી પુરુષ હજુ ત્યાં ગોખ માંહિ ઉભો છે,
તેનાં કામી પ્રણયી નયનો પ્રેમીને નિરખે છે;
ત્યાં દીવામાં ચડચડી મર્યું એક ભોળું પતંગ,
જોવા લાગ્યો સ્થિર નયનને ફેરવી ત્યાં યુવાન!
બોલી ઉઠ્યો, 'અહહહ પ્રભુ! સ્નેહની આ દશા શી?
"ઓહો કર્તા! તુજ કરણીમાં આવી તે ક્રૂરતા શી?
"પ્રેમી ભોક્તા પ્રણયી હૃદયે ભોજ્યની પાસ આવે,
"તે ભોક્તાનું જીગર કુમળું ભોજ્ય તે કેમ બાળે?
"કાંઇ મીઠું સુખ નકી હશે પ્રેમીને બાળવામાં,
"ને કે તેથી વધુ સુખ હશે પ્રેમીને દાઝવામાં;
"બાળી દે તો–પ્રિય સખિ–મને?" એટલું બોલી દોડી,
સૂતેલીના હૃદય સહને ધ્રૂજતી છાતી ચાંપી!
જાગી બોલી ચમકી લલના, "જીવના જીવ મ્હારા!

" શું અત્યારે તુજ સખી કને આમ આવ્યો જ વ્હાલા ! "
ને બંને એ હૃદય ધડકયાં સાથ સાથે દબાઇ,
ભાને ભૂલી પ્રણયી સુખીયાં શાન્ત પામ્યાં સમાધિ.
આ બંનેની દૃઢ ક્ષણમહિં છુટશે ગ્રન્થિ હાય !
કેવો મીઠો સમય સુખનો ત્હોય કેવો ક્ષણિક !
જુનાં થાતાં મધુર સુખડાં ચિત્ત શોધે નવાંન,
ને આશામાં વખત સઘળો આમ પ્રેમી ગુમાવે !
સ્થાયી ક્યાંયે સુખ નવ મળે સ્થાયી આશા ન ક્યાંએ,
રે ! સંધ્યાની સુરખીવત સૌ સ્નેહના રંગ ભાસે;
ને આશામાં મધુર સુખ તે તૃપ્તિમાં કેમ છે ના ?
રે ! ત્હોયે સૌ હૃદય ધરતાં તૃપ્તિની કેમ આશા ?
જે છે તે છે સુખદુઃખ અને તૃપ્તિ આશા અહિં તો,
જે પામો તે અનુભવી સુખે સ્નેહી લેજો તમે તો;
સંયોગી એ સુભગ દિલડાં તૃપ્તિનું આજ લ્હાણું,
ઉઠો ઉઠો અતિ સુખ મહિં ભાન ના ભૂલવાનું.
ધીમે અર્ધી રવિ કરવતી પોયણી જેમ ખીલે,
બન્ને તેવી મૃગનયનીની આંખડી ઉઘડે છે;
એ આંખો તો પીયૂષ પિયુનાં અંગને લેપી દેતી,
એ આંખોથી વશીકરણશી પ્રેમમૂર્છા વહેતી !
ને ઘેરાતાં નયન પિયુનાં ઉઘડયાં દીર્ઘ સ્નિગ્ધ—
અર્પી દેતાં હૃદય પ્રિયનાં પાદમાં જેમ હોય;
પી લેઇને શરીર પ્રિયનું નેત્રથી નેત્ર ચોટ્યાં,
મીઠા ભાવે રતિમય તહીં પૂર્ણ સત્કાર પામ્યાં.
એ દૃષ્ટિના અમીઝરણમાં ગાન દૈવી ગવાતું,
બન્ને આત્મા રસમય થતાં ઐકયનું પાન થાતું;
એ દૃષ્ટિમાં લય થઇ ગઇ વિશ્વની સૌ ઉપાધિ,
વેળા વ્હેતી સતત ગતિએ તેમ ત્યાં સ્થંભી ઉભી.
ના ના રે રે ! વખતનદ તો જાય ચાલ્યો સપાટે,
તે રોકાતો પલ પણ નહિં પ્રેમીનાં કાર્ય માટે;

બિચારાંની સફલ ઘડીઓ લેશ ના દીર્ઘ થાતી,
ઓહો ! એ તો જલદી જલદી આવી કૈં ઉડી જાતી.
જ્યારે બંને રસમય દિલો સાથ સાથે હળાયાં,
ત્યારે તેના ગૃહ ઉપર કૈં વાદળાં દોડતાં'તાં;
ને હાવાં તો ઘનદળ સહુ વિખરાઇ ગયાં છે,
તારા સાથે શશી ચળકતો પશ્ચિમે ઉતરે છે.
ઓહો મીઠું જરૂર દિસતું તૃપ્તિનું આજ લ્હાણું,
કેવું ઘેલું કૂદી કૂદી ઉડી ગીત ગાતું ચકોરૂં !
કેવાં નાચી પ્રતિવીચિ ઉરે ચંદ્રનું બિમ્બ ધારે,
ને વાયુના અધર ફરકે પુષ્પના ઓષ્ઠ સાથે.
હિમે ઢાંકયા ગિરિવરતણા શૃંગ શૃંગે શશી છે,
ને ગુલ્મોના પ્રતિ કુસુમે ભૃંગ બાઝી રહ્યા છે;
આજે કયાંએ વિરહ દુઃખનાં મ્લાનિ કે અશ્રુ છે ના,
કયાંએ છે ના જગત પરની સર્વવ્યાપી કટુતા.
પૂર્વે લાલી ચળકતી દિસે આભમાં કેસુડાંશી,
જે જોઇને કલરવ કરી ઉઠતાં કૈંક પક્ષી;
પિયુ સાથે શયન કરતી સાંભળી સુંદરી તે
બોલી ' મ્હારા પ્રિયતમ ગઇ રાત્રિ ચાલી ! અરેરે ! "
આહા અંતે જન હૃદયને બોલવાનું " અરેરે "
કંપી રહેતાં જીગર સુખમાં ઉષ્ણ નિઃશ્વાસ આવે;
આંસુડાં જ્યાં નયનપરથી હર્ષનાં ના સૂકાયાં,
ત્યાં તો નેત્રો દુઃખમય બને આંસુની ધારવાળાં !
ચોંટી મ્લાનિ પિયુ હૃદયને સાંભળી તે " અરેરે, "
ને અંગોમાં દુઃખમય અરે ! મ્લાનિની સુસ્તી આવે;
ફેંકી દૃષ્ટિ અતિ દુઃખભરી પ્યારીનાં નેત્ર સામે,
જે દૃષ્ટિમાં દુઃખમય અમી વ્હાલનું વર્ષી રહે છે.
બન્ને ઉઠી શિથિલ પગલે ગોખમાં આવી ઉભાં,
ભારે હૈયે કુદરતતણું શાંત સૌંદર્ય જોતાં;
ઉગે છે ત્યાં જળહળ થતો પૂર્વમાં લાલ ગોળો,

નાચી રહે છે કિરણુ સલિલે રેડતાં રંગ રાતો.
“ કેવું વ્હાલા ખૂબસૂરત છે વિશ્વનું રૂપ ભવ્ય !
“ નાચે કેવો સુખમય તહિં ઢેલ સાથે મયૂર !
“ અશ્રુ ઝીલે પ્રિયતમકને હેતથી તે મયૂરી,
“ ને તે દે છે મયૂર પ્રણયી પ્રેમની ચીસ પાડી.
“ ચુમ્બી અશ્રુ તુજ પ્રિય સખે! ગાલથી લૂછી નાખું,
“ જાવું ના ના મુજ સહ રહે એટલું નાથ યાચું: ”
બોલી એ ત્યાં નજર યમુનાતીરપાસે પડે છે,
ને ત્યાં પેલું શબ નિરખતાં નાથને એ પૂછે છે.
“ જોને ! વ્હાલા ! મૃત શરીર કો કેમ ત્યાં છે પડેલું !
“ રે રે ! શું ના જગત પર છે કોઇએ મિત્ર તેનું !
“ રોવા તેને જગ પર નથી કોઇ ના દાહ દેવા !
“ વ્હાલા ! તેનું સુખમય હશે મૃત્યુ કેવું થયું હા ! ”
જોઇ તેને પ્રણયી વદતો શાન્ત ગંભીર વાણી;–
“ હું આવ્યો છું ઉતરી યમુના રાત્રિએ હોડી માની;
“ વ્હાલી ! તે એ શબ જરૂર છે, મિત્ર તેનો બનું હું;
“ ચાલો તેને નદીતટ જઇ અગ્નિનો દાહ દેશું. ”
આભારે કે પ્રણયઉભરે શીષ નીચું નમાવે,
ને પ્યારાના હૃદયસહ એ સુંદરી ગાલ ચાંપે;
ત્યાં તો “ વ્હાલા, સરપ લટકે ગોખની બારીએ છે, ”
બોલી એવું કૂદી પડી નીચે સુંદરી ગાભરી એ.
જોઇ તેને પ્રિયતમ કહે ઉરથી ઉર ચાંપી:–
“ આવ્યો હું તો ઉપર ચડી એ સાપને દોરી માની: ”
સુણી આવું ચકિત થઇને મૌન્ય વિચારતી કં,
ચિંતાવાળાં સજળ નયને સ્વામીને જોઇ રે’તી.
ત્યાં હીંલાએ છત ઉપરથી ઝુલતો એક દીવો,
હાંડીમાંથી સરકી નીકળ્યો ધૂમ્રનો શ્યામ ગોટો;
તે જોઇને દઢ થઇ જરા ઉચ્ચરે આમ શ્યામા:—
“ મ્હારા વ્હાલા ! સુર ! હૃદયથી ! દાસ તું ઇશનો થા.

ફાની છે આ જગત સઘળું અંત આ જીવવાને,
જે છે તે ના ટકી કદિ રહે સર્વદા કાળ ક્યાંએ;
શોધી લેને પ્રિય પ્રિય સખે! સર્વદા જે રહેશે,
આશા તૃપ્તિ વિભવ સુખની તુચ્છ સૌ છોડી દેને!
હું ત્હારી ને મુજ પણ સખે! પ્રેમી આ દિલ ત્હારૂં.
તે જાણીને હૃદય મમ તો આજ ચીરાઇ જાતું;
તારૂં તે ના તુજ રહી શકે તૂટશે સર્વ મ્હારૂં,
માટે છોડી "તુજ" "મુજ" હવે દાસ થા ઇશનો તું.
આ દીવો જો તુજ ગૃહ બધું તેજથી પૂરી દેતો,
દીસિડીણો તિમિરમય છે ધૂમ્ર તો અંત તેનો;
ભોળા તારા હૃદય સહ આ પ્રેમનું જે શરીર,
તે તો વાયુ વતી ઉડી જતાં આખરે અંત ખાક!
શું છે હુંમાં? સુખરૂપ તને દેહ આ ના થવાની,
વ્હાલા, તેને મરણ પછી તો કાષ્ટમાં બાળવાની;
ટેકો જ્યારે તુજ હૃદયનો કોઇ કાંઇ ન રહેશે,
રોતાં ત્યારે જીવિત સઘળું પૂર્ણ તે કેમ થાશે?
તૈયારી તું પ્રિયતમ કરી મૃત્યુની લે અગાડી,
ને મ્હારો તું કર ગ્રહી મને સાથ લેને ઉપાડી;
તોડી ભીંતો-તિમિર ગઢની દિવ્ય સ્થાને ઉડી જા,
ને તે માટે સુર! હૃદયથી દાસ તું ઇશનો થા!
તેં શીખાવ્યો રસ ઉર ભરી પ્રેમ સંસારનો જો,
દોરી જા તું મુજ ઉર હવે દૂર સંસારથી તો;
શું શીખાવું? શીખવ મુજને પ્રેમ વૈરાગ્યમાં તું,
જાગી ચેતી ઉઠ ઉઠ હવે ઉંઘ વા સર્વદા તું."
ઉંડું ઉંડું હૃદય ઉતરી સાંભળી આ રહ્યું'તું.
ને પ્રેમીના મગજ ઉપરે ઉષ્ણ લોહી ફરંતું;
નિદ્રામાંથી દિવસ ઉગતાં ઉઠતો જેમ હોય,
રાતું તેનું મુખ ત્યમ દિસે શાંત ગંભીર ભવ્ય!

દૃષ્ટિ ફેંકી પ્રિયમુખ ભણી પ્રેમઓદાર્યભીની,
બોલ્યો વાણી ગદ્દગદ થઈ મેઘની ગર્જનાશી:—
" રે કલ્યાણી! સખિ! ગુરુ! પ્રિયે! પ્રેમની દિવ્ય જ્યોતિ!
" તારે પંથે વિહરીશ હવે જાળ જંજાળ તોડી!
" સંસારીને શીખવીશ હવે સ્નેહ, વૈરાગ્ય, ભક્તિ,
" ને અંતે હું મરીશ સુખમાં ઈશનું નામ બોલી;
" ચાલો ચાલો નદી તટ પરે ઝુંપડી બાંધશું, ને
" વ્હાલા મ્હારા રઘુપતિતણાં ગીત ગાશું જ પ્રેમે!
" શૃંગારી આ હૃદય તુજ ક્યાં? શાંત વૈરાગ્ય તે ક્યાં?
" સંસારી આ તુજ હૃદયમાં જ્ઞાનનું ઉગવું ક્યાં?
" શું વિચારૂં? મુજ મગજ તો બ્હાવરૂં આ બને છે,
" શું વિચારૂં? મુજ હૃદયમાં આંસુડાં ઉભરે છે.
" જન્મ ને જીવનાં કૃત્યો આકસ્માતિક સૌ અરે,
" પાસા ફેંકે જનો સર્વે દા દેવો હરિહાથ છે.
" 'કરૂં છું' ને 'કર્યું છે મેં' જુઠું એ અભિમાન હા,
" કરી તે શું શકે પ્રાણી આ અનન્ત અગાધમાં?"

---

## હમીરજી ગોહેલમાંથી

### ૧૮૧

( શાર્દૂલવિક્રીડિત )

" આજે અર્જુનવીણુ પાંડવતણાં સૌ શસ્ત્ર સૂનાં ગણી,
હર્ષી કૌરવ યુદ્ધ ચક્રવ્યૂહનું દેવા કરે માગણી;
પ્હોંચી અર્જુન તો નહીંજ શકશે, ના ફ્હેણુ ઠેલાય વા,
ખામી ગાંડિવની રણે પૂરી શકે તે બાણુ દેખાય ના.
હારી આજ શું ધર્મ ધર્મ સરખો જાશે અનીતિવડે?
'જ્યાં જ્યાં ધર્મ તહીં તહીં જ જય', એ શું વ્યર્થ વાણી થશે?

એવા લાખ વિચારમાં ડૂબી ગઇ છે પાંડવોની સભા,
ચિંતાક્રાંત મુખો સહુ ઢળી જઇ છે તેજહીણાં બન્યાં.

( ઉપજાતિ )

હીરાજડયું કંકણુ એક કાઢી,
સો પાનનું એક બનાવી બીડું;
સુવર્ણના થાળ મહીં ધરીને,
સભામહીં ફેરવવા ઠરે છે.

( શાર્દૂલવિક્રીડિત )

' ખામી ગાંડિવની રણે પૂરી શકે તે બાણુ કો હોય જો-
ખામી અર્જુનની રણે પૂરી શકે તે વીર કો હોય જો-
ચક્રાવે ચડવા મહાન બલને જે કોઇ હો ધારતો-
તે આ કંકણુ સાથ તાંબુલ તણું બીડું સુખે ઝીલજો. "

( ઉપજાતિ )

એ વખ્ત આવો ધ્વનિ ત્યાં ઉઠયો ને,
સભામહીં તાંબુલ એ ફરે છે;
વીરો મુખો વીર તણાં જુવે ને,
ભૂમિભણી નેત્ર સહુ ઢળે છે.

( શાર્દૂલવિક્રીડિત )

' ખામી અર્જુનની રણે પૂરી શકે તે વીર શું કોઇ ના ?
ચક્રાવે ચડનાર અર્જુનવિના શું અન્ય કો હોય ના ?
ક્ષત્રીનો કર કોઇ શું નવ શકે આ થાળને ઝીલવા ?
આ બીડું ધરવા ફરી ધરણીએ આપે ન કાં કો રજા ? '

( અનુષ્ટુપ )

શબ્દો આ કર્ણ પ્હોંચે છે, આવતા અભિમન્યુના,
તપે છે રક્ત એ રાતું, જોઇ નિસ્તેજ એ સભા.

( ઉપજાતિ )

ના થાળ ભૂમિ ઉપરે અડચો એ
ત્યાં વીર તેને ઝડપી લીએ છે;
બીડું ઉપાડી મુકુટે ધરે ને
ઉપાડતો કંકણ પ્હેરવાને.

( માલિની )

ઝળભળી અતિ હર્ષે ઉઠતી એ સભાને,
'જય જય અભિમન્યુ' નાદ એવો ઉઠે છે;
નવીન રણ તણો એ અગ્રણી ત્યાંજ સ્થાપી,
'જય જય અભિમન્યુ' ગર્જના થાય પાછી."
'જય જય અભિમન્યુ' એજ શબ્દો ઉમંગે
હમીર હૃદયમાંથી ઉઠતા મ્હોં બતાવે;
મધુર ધ્વનિ વદે છે 'રંગ બારોટજી છે,'
ગઢવી શિર નમે ને વાત ચાલે અગાડી.

( અનુષ્ટુપ )

"ધ્વનિ આ હર્ષનો આવો સુભદ્રાશ્રવણે પડે,
ફડકી દોડતી ઉઠી નીચે મ્હેલથી ઉતરે.

( વસન્તતિલકા )

ત્યાં વીર પુત્ર જનનીનિકટે જઇને,
હર્ષેભર્યું મુખ પદે નમવી ઉભે છે;
બીડું ગ્રહ્યું સહજ વીરની વૃત્તિએ જે,
સાક્ષાત તેજ પુલકી વહતી દિસે છે.

( શાર્દૂલવિક્રીડિત

'માતા ! પાંડવની સભા મહીં ફર્યું બીડું શું ભૂમિ પડે ?
શું ના ગાંડિવ પૂજ્ય વીણુ ધરતી કો બાણુ બીજું ધરે ?

ક્ષત્રી શું નવ ચક્રવ્યૂહ અથવા કો અન્ય યુદ્ધે ચડે?
પાણી આમ જતું અરે ! રૂધિર આ શે-માત ! સાંખી શકે,

( અનુષ્ટુપ )

'નહીં બાપુ ! નહીં બેટા !' અશ્રુધાર ઢળી પડે,
બાલ એ વીરને મ્હોંએ હસ્ત માતાતણો ફરે.

( વસન્તતિલકા )

'તું બાલ ને તુજ પિતા નહિ આજ પાસે,
એ કૌરવો કુશલ પ્રૌઢ મહાબલી છે;
આ નેત્ર માત્ર તુજ ઉપર ઠારવાનાં,
મા વિનવે જઇશ ના ! નહિ બાપ ! ના ના !

( અનુષ્ટુપ )

ખીલતું ઉત્તરાનું મ્હોં આ નેત્રે તરતું હિસે,
છેડો એ વારવા તુંને તારા પાદપરે પડે.

( વસન્તતિલકા )

તેં હસ્ત એ ગ્રહી હજુ નવ મ્હોંય દીઠું !
એ દેવી ઉપર દયા નવ લાવશે શું ?
સંસારમાં નિરખવા સરખી વિભૂતિ
જોવા નહીં નયન શું તુંજ જાય ઠેરી ?

( શાર્દૂલવિક્રીડિત )

વ્હાલો પણ જન્મનીય પ્રથમે તું છે બન્યો-બાપલા !
માતા આજ તું ભોળીએ વળી તને કીધો બહુ ચાગલો !
શું હું વ્યર્થ જ આ કહું સહુ તને ? ના વાદ શું છોડશે ?
રે રે ભાઇ ! દયાય કોઇ ઉરની ના શું જરી લાવશે ?'

'માતા ! આ તુજ બોલ શું ઘટિત છે કો વીરમાતા મુખે ?
માતા ! ખડ્ગ વિના-વિના રણભૂમિ શું પુત્રનો અર્થ છે ?
મ્હારા તાત ન શું દુઃખે સળગશે આ બોલ તારા સુણી !
દે આશીષ, ફરી હવે રણ જવા વારીશ હુંને નહીં.'

( અનુષ્ટુપ )

આંસુડાં આ ઉપાલંભે માતાનાં અટકે નહીં;
હસ્ત એ પુત્રને મ્હોંએ ફરતાં કંપ મટે નહીં.

( માલિની )

અસુખ જરીય થાતાં પુત્રને સ્વપ્નમાં એ—
જરી પણ બનતાં કૈં પુત્રનો વાળ વાંકો—
ફડફડી ઉઠતું જે માતનું આર્દ્ર હૈયું,
નહિ હજુ અભિમન્યુ જાણતો તે હિસે છે.

( અનુષ્ટુપ )

વીરનું બાલહૈયું એ ના ના પ્રૌઢ હજુ સુધી,
ખડ્ગનો બાલસ્નેહી આ-તેને જાણ ન સ્નેહની.

( સોરઠા )

પણ માતાનો પ્રેમ જાણે એકજ માવડી,
બીજાં ભીનાં નેણ દુનિયાની માયા ખરી.
બચલાં વીંછણ ખાય-વીંછણ ડંખ ન આપતી,
માનો મર જીવ જાય ઊંની આંચ દીએ નહીં.
મા ! ચડતો સંગ્રામ અમર બાલ તુજ આ હજો,
એનો રક્ષણહાર ચૌદ લોકનો નાથ હો.

વસન્તતિલકા

સૂર્યોદયે રમત જે કરવી મહાન—
તેના જ તાનમહીં રાત્રિ જતી વહંતી;
ઉત્સાહ હર્ષભર યોધ ઘૂમી રહ્યો છે,

આજ્ઞાતણા ધ્વનિ શુણાય મહેલમાંથી.
માતાતણાં નયન મેઘ બની ઢળે છે,
આશિષમાં હૃદય એ ટપકી પડે છે;
પ્રત્યેક બિંદુમહીં નિર્મળ આર્દ્રતા છે,
ઓહો ! વિધિયતણું તખ્ત દ્રવી ગળે છે. ”

---

## ૧૮૨

## મિત્ર વાજસુરને

*　　*　　*　　*

મેની જોતાં વાટ ઉનાળો ઉડી ગયો
પણ ના લીલી ભાત ત્હારી દેખું-વાજસુર !
બીજાંને મે આજ સચરાચર જામી પડ્યો
પણ ચાતકની જાત તરસી-મેઘલ-વાજસુર !
સ્વાતું ગોતે છીપ બીજો મે ખપનો નહી
ખપનો એજ અદીઠ રાખીશ કાં તું ! વાજસુર !
અણખપીઆંની જાત ઝાઝી જગમાં સામટી
જેથી ઠરતી આંખ તે મે આપો-વાજસુર !
હવન કરૂં કે હોમ ? ઉજેણી જોશું કરી
પણ તુજ સામે જોર શું પામરનું ?-વાજસુર !
દેખાડીશ દુકાળ ! વેંશું પીને જીવશું
જપશું ત્હારી માળ તોએ ! આપો-વાજસુર !
ના છે કાંઇ ખેડ મેઘલજી ! અમલોકની !
ત્હોયે ત્હારી મ્હેર લીલા લ્હેરજ-વાજસુર !
અબઘડીએ તું આવ આજ-કાલ કરમાં હવે
મન-ખેતર સોસાય તું વિણુ મેઘલ-વાજસુર !

## ૧૮૩

### પ્રાર્થના

ઉતારોજી અમ દેશે, ઇશ્વર આશીર્વાદ;
બાન્ધવ દેશ થયા જાગ્રત સૌ, એક રહી અમ દાદ.—ઉતારોજી૦
શતકો વીત્યાં ભર નિદ્રામાં, કીધો પૂર્ણ પ્રમાદ,
પૂર્વજની ઉજ્વલ કીર્તિની, ન કરી સાચી યાદ—ઉતારોજી૦
જીવનવિગ્રહને નવ સમજ્યા, કરતાં નિષ્ફલ વાદ;
આજ કરી કરુણા નવયુગનો, નવલ સુણાવો નાદ.—ઉતારોજી૦

---

## ૧૮૪

### अपावरण प्रार्थना

અન્તરની શ્રુતિ ખોલો, ઓ તાતજી !
અન્તરની શ્રુતિ ખોલો !
વેદનાં વાચક બોલો, ઓ તાતજી !
વેદનાં વાચક બોલો !

" हिरण्मयेन पात्रेण
सत्यस्यापिहितं मुखम् ॥
तत्त्वं पूषन्नपावृणु
सत्यधर्माय दृष्टये ॥ "

" સુવર્ણમય પાત્રેથી,
સત્યનું મુખ બન્ધ જે,

ઉઘાડી આપ તૂં, પૂષન્ !
સત્ય ધર્મદૃગર્થ તે ! ”
વેદનાં વાચક બોલો, ઓ તાતજી !
વેદનાં વાચક બોલો !
અન્તરની શ્રુતિ ખોલો, ઓ તાતજી !
અન્તરની શ્રુતિ ખોલો !

---

૧૮૫

## પ્રભુપ્રાર્થના

### અંજની ગીત

સાગર મોટા તાત ! દયાના !
એકલડા આધાર હયાના !
તારક ! ધારક ! વિશ્વશયાના !
સ્વામી ઓ મારા !
પાવન તારૂં નામ કરાજો:
રૂડું તારૂં રાજ્ય ઠરાજો:
ઇચ્છા તારી સકલ સરાજો:
સ્વામી ઓ મારા !

---

૧૮૬

## માનસ-સર

અંતર ઉછળ્યું હો ! સહસા ધૈર્ય ગળ્યું હો !
ક્ષોભ થયો વૃત્તિમાં અતિશય, તરંગ જબ્બર ચાલે:

માનસસર મારૂં ડોળાયું, ખૂબ ચલિત જલ હાલે:
સ્થાનક ન મળ્યું હો ! —સહુસા૦
હાય ! વધે જલ, અલ્પ હિસે સ્થલ, છેવટ રે ! શું થાશે ?
નાજુક પાળ, પ્રચંડ ભરાવો, હા ! શી રીતે સમાશે ?
જલબલ ન ચળ્યું હો ! —સહુસા૦
આવે ઉગ્ર ઉછાળા ઉપર, તોફાન ખરૂં જામે:
ન્હાનું સર, દેખાવ ભયાનક ! શાથી સદ્ય વિરામે ?
પાછું ન વળ્યું હો ! —સાહુસા૦
રંગ ગયો બદલાઇ, ખરેખર ! નિર્મળતા પણ ઉડી !
જલસેના ઉભરાવા માંડી, પાળો પણ ગઇ બૂડી:
સ્થલ સાથ ભળ્યું હો ! —સહુસા૦
ઉપર થઇ ઢોળાય બધેથી મસ્ત ધોધવા દોડે:
જંગ બરાબર થાતાં નિર્બળ, પરિસીમાને તોડે:
આખર ન કળ્યું હો ! —સહુસા૦

---

૧૮૭

## સાગર અને શશી

( રાગ શંકરાભરણ )

આજ મહારાજ ! જલ ઉપર ઉદય જોઇને
ચન્દ્રનો હૃદયમાં હર્ષ જામે,
સ્નેહઘન, કુસુમવન વિમલ પરિમલ ગહન,
નિજ ગગનમાંહી ઉત્કર્ષ પામે;
પિતા ! કાલના સર્વ સન્તાપ શામે !
નવલ રસ ધવલ તવ નેત્ર સામે ;
પિતા ! કાલના સર્વ સન્તાપ શામે !
જલધિજલદલ ઉપર દામિની દમકતી,

યામિની વ્યોમસર માંહિં સરતી;
કામિની કોકિલા કેલી કૂજન કરે,
સાગરે ભાસતી ભવ્ય ભરતી;
પિતા ! સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી !
તરલ તરણી સમી સરલ તરતી,
પિતા ! સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી !

---

૧૮૮

## વ્હાલાંઓને ઉપદેશ

( " ઓધવજી સંદેશો કહેજો શ્યામને " એ રાગિણી )

સાંભળજો, વ્હાલાંઓ ! વચનો દીનનાં !
દીનપણું છે પરમ દયાનું પાત્ર જો:
મોટો એ અધિકાર તમારો, માનવી !
અધિકારી છો જેનાં માનવ માત્ર જો !
સાંભળજો, વ્હાલાંઓ ! વચનો દીનનાં !
એક પિતા પરમેશ્વર જાણો આપણો,
નિકટ સગાંઓ સમજો ભાઇબેન જો;
નીકો નાની મોટી જે જીવો તણી,
વહતું તેમાં એક અખંડિત વહેન જો !
સાંભળજો, વ્હાલાંઓ ! વચનો દીનનાં !
હસનારાંની સાથે હસવાનું ઘટે,
રડનારાંની સાથે રડવું તેમ જો;
એક બીજાનાં આંસુડાંઓ લૂછતાં,
ઊંચે ચડશો સ્ત્રી પુરૂષો સૈ એમ જો !
સાંભળજો, વ્હાલાંઓ ! વચનો દીનનાં !
ભૂતદયા છે ધર્મ બધાના મૂળમાં,

સઘળા એ સન્તોનો એ ઉપદેશ જો;
દિવ્ય દયાસાગર! યાચંતાં આપજો,
દીન જનોને અમને એનો લેશ જો!
સાંભળજો, વહાલાંઓ! વચનો દીનનાં!

---

૧૮૯

## મહેમાનોને સંબોધન

મહેમાનો! ઓ વહાલાં! પુનઃ પધારજો!
તમ ચરણે અમ સદન સદૈવ સુહાય જો!
કરજો માફ હજારો પામર પાપ, જે
દિનચર્યામાં પ્રભુ પાસે પણ થાય જો!
મહેમાનો! ઓ વ્હાલાં! પુનઃ પધારજો!
ઉન્નત ગિરિશૃંગોનાં વસનારાં તમે:
ઉતર્યાં રંક ઘરે, શો પુણ્ય પ્રભાવ જો!
શુશ્રૂષા સારી ના અમને આવડી:
લેશ ન લીધો લલિત ઉરોનો લ્હાવ જો!
મહેમાનો! ઓ વ્હાલાં! પુનઃ પધારજો!

---

૧૯૦

## કલાપીને સંબોધન

સુરતાની વાડીના મીઠા મોરલા!
ઉછળતા શા ઉરસાગર ઉલ્લાસ જો!
નિર્ઝરતી સૌભાગ્ય સુહાગન જ્યોત્સ્નિકા:
નયને ઝળકે નમણું નિર્મલ હાસ જો!

સુરતાની વાડીના મીઠા મોરલા !
આંજે ને અજવાળે આંખડલી સખી,
અન્તર ઉપર ઉઘડે આલમનૂર જો !
" હેત હયાનાં વહતી વાજે વાંસળી,
ઊડે સ્વર આકાશે અન્દર દૂર જો !
સુરતાની વાડીના મોંઘા મોરલા !
નન્દન વનના પ્રાસાદોની ટોચથી,
મધુરી કેકા આજે શી ઉભરાય જો !
સુરભિઓની સાથે સંસારે સરી,
અન્તર્દ્વારે ગીતા શી અથડાય જો !
સુરતાની વાડીના મીઠા મોરલા !
" तन्मवितानुं भर्ग वरेण्यं धीमहि ! "
ગાયત્રીનો જૂનો ભેદક મન્ત્ર જો !
આજે અન્ય પ્રકારે આ માથું નમે,
નમતો સાથે આત્માનોએ તન્ત્ર જો !
સુરતાની વાડીના મોંઘા મોરલા !

---

## ૧૯૧

## ખરો સદ્‌ગુણ તે કોનું નામ !

વસંતતિલકા

રાજ્યાભિષેક થકી એ નથી કાંઇ હર્ષ,
જેને મને વળી સુણી વન બાર વર્ષ;
શ્રી રામચંદ્ર નવ કાંઇ સખેદ થાય,
એને જ સદ્‌ગુણ પવિત્ર કહી શકાય. ૧
સ્વામીની કાજ નિજ તાત અરિ થઇને,
ને પેસવા નહીં જ મારૂતિને દઇને,

જે ભક્તિકાજ મકરધ્વજથી લડાય,
એને જ સદ્‍ગુણ પવિત્ર કહી શકાય. ૨
જ્યારે સહુ સતિ શિરોમણી દ્રૌપદીને,
શબ્દો કહ્યા બહુ જ દુઃખદ બુદ્ધિહીને;
તોયે યુધિષ્ઠિર કહે મુખથી ન કાંય,
એને જ સદ્‍ગુણ પવિત્ર કહી શકાય. ૩
પોતે રહ્યો અધમ જાતિની પાસ દાસ,
ને પુત્રરત્ન શુભ રોહિત પામ્યું નાશ;
તોયે ત્રિશંકુસુતથી ન અસત્ય થાય,
એને જ સદ્‍ગુણ પવિત્ર કહી શકાય. ૪
સ્ત્રીને કરી દૂર સહોદર પ્રેમ કાજ,
દુઃખો સહ્યાં વનવિષે તજીને સ્વરાજ;
ને બ્રહ્મચર્ય અહીં લક્ષ્મણથી પળાય,
એને જ સદ્‍ગુણ પવિત્ર કહી શકાય. ૫
સર્વેતણો કરી અનાદર જેહ ભારી,
જે માતનાં વચનને બહુ તુચ્છકારી;
આ ભૂપતિ ભરતથી વનમાં જવાય,
એને જ સદ્‍ગુણ પવિત્ર કહી શકાય. ૬
રોગિષ્ઠ છે પતિ વળી બહુ કોઢવાળો,
અત્યન્ત જે મલીન છે નજરે સુગાળો;
આ નર્મદા સતી ન તોય ઉદાસ થાય,
એને જ સદ્‍ગુણ પવિત્ર કહી શકાય. ૭
શાપાદિની ન દરકાર જરા કરીને,
ધિક્કારી શુક્રતનયા ય ફરી ફરીને;
જે ટેક કાજ કચનું મન ના ડગાય,
એને જ સદ્‍ગુણ પવિત્ર કહી શકાય. ૮
મૃત્યુતણો ભય તજી દઇ છેક દૂર,
કીર્તિની ખાતર જ માત્ર પ્રતાપી શૂર;

જે આપી દે કવચ કુંડલ કર્ણરાય,
એને જ સદ્‌ગુણ પવિત્ર કહી શકાય. ૯
રંભા હતી યુવતી સુંદર જે રસજ્ઞ,
જેની પ્રભા નિરખી મોહિત થાય પ્રજ્ઞ;
તેથી ન લેશ શુકદેવનું ચિત્ત જાય,
એને જ સદ્‌ગુણ પવિત્ર કહી શકાય. ૧૦
પોતે રહ્યો નિજ પિતાહણનાર પાસે,
દાસાનુદાસ થઈને તજી વૈર પાસે;
જે શ્રેષ્ઠ કર્મ ગુણી અંગદથી કરાય,
એને જ સદ્‌ગુણ પવિત્ર કહી શકાય. ૧૧.

---

## ૧૯૨

## ચક્રવાક મિથુન

પ્રસરી રહી ચોપાસ શાખાઓ શૈલરાજની;
ન જણાય જશે કેવી સન્ધ્યા એ મધ્ય આજની ?
સરિતનાં જલ કૃષ્ણ જરા થયાં,
કિરણ સૂર્યતણાં શિખરે ગયાં;
સભય નાથ પ્રિયા હૃદયે ધરે,
વિરહ સંભવ આકુલતા કરે !
ઝાંખાં ભૂરાં ગિરિ ઉપરનાં એકથી એક શૃંગ,
વર્ષાકાલે જલધિજલનાં હોય જાણે તરંગ !
પાસે સામે તમ પ્રસરતાં એક ઉદ્‌ગ્રીવ જોય,
ભીરુ શ્યામા પણ નયનમાં આવતું અશ્રુ લ્હોય.
વિહગયુગ્મ કિશોર રસજ્ઞ એ,
રસમહીં જ પરસ્પર મગ્ન એ,

નિભૃત અત્ર અહર્નિશ આવતું,
રમણ આચરવા મન ભાવતું.
ઉંચે બેસી રવિઉદયને જેહ સાથે વિલોકે,
ઘેલાં જેવાં ક્ષણ સ્મૃતિ થતાં જે હિસે હર્ષશોકે;
ઘાટાં ભીનાં વિટપ પર એ ત્યાં નિહાળે સુવર્ણ,
માણિક્યોથી ગ્રથિત સરખાં રમ્ય જ્યાં થાય પર્ણ.
હરિત નીલ સુન્દર વનસ્થલી—
પર મળી સુકુમાર મૃગો રમે;
ઉપવનોતણી સંવૃત આવલી—
મહીં જવા પ્રણયી તરુણો ભમે.
ન્હાનાં ન્હાનાં કયહિં શુચિ સરો કુચ્છ ઉત્તાન રમ્ય,
સ્નેહે જોવા થકી ઉપજતી ભાવના કૈં અગમ્ય !
આઘું આઘું મુદિત રવનું ચિત્ર સંગીત થાય,
શાનો કયાંથી કંઇ નિસરતો મિષ્ટ આમોદ વાય.
અસર સુન્દર અદ્ભુત રંગની,
સકલ સૃષ્ટિ નવીન ખરે બની;
રવિમરીચિ બધે હિમને હરે,
ગહનમાં તદનન્તર ઉતરે.
શાખાઓમાં તરુવરતણી ચક્રવાકી છુપાતી,
શોધી કાઢે, દયિત નયનો, જોઇને હૃષ્ટ થાતી;
ચંચૂ ચંચૂ મહિં લઇ પછી પક્ષને પક્ષમાં લે,
ક્રીડા એવી કંઇ કંઇ કરે મૌગ્ધ્યમાં દંપતી તે.
સુયુત બે ચરણો થકી ઉડતાં,
પવનથી પડતાં, કંઇ બૂડતાં;
વિમુખ એકલી ન્હાતી પ્રિયા શિરે,
પતિ જઇ અભિષેક કદી કરે !
કાંઠે બેસી નજર કરતાં આત્મછાયા જણાય,
બીજાંની ત્યાં પ્રતિકૃતિ ભણી એક દૃષ્ટિ તણાય;

પૂરાં અંગો નહીં કંઇ દિસે પ્રેમ તો તોય વાધે,
જોતાં જોતાં મુખ અવરનું ગાઢ આશ્લેષ સાધે.
પ્રણયની પણ તૃપ્તિ થતી નથીઃ
પ્રણયની અભિલાષ જતી નથીઃ
સમયનું લવ ભાન રહે નહીંઃ
અવધિ અંકુશ સ્નેહ સહે નહીં !
હ્વાવાં રક્ત દ્યુતિ ઉડી જતાં થાય વૃક્ષો સરોષ,
હ્વાવાં થંડી મૃદુ વહનથી સૂચવે છે પ્રદોષ;
આકાશે જ્યાં હતી વિચરતી દેવતાઓ ત્યહીંથી,
જાગ્યાં પ્રેમી વિરલ સુખની મોહનિદ્રા મહીંથી.
વિરહસંભવને વિસર્યાં હતાં,
બના નિરંકુશ બેય ફર્યાં હતાં;
જવનિકા ત્રુટતાં સ્મૃતિનાશની,
નિકટ મૂર્તિ ઉભા વિધિપાશની !
અનુભવે ન છતાં ક્ષણ એક તે,
વિવશ, મૂઢ, નિરાશ જ છેક તે;
સહુ થનાર ક્રમે નજરે વહ્યું,
રુદન અન્તરમાં ઉછળી રહ્યું !
અંધારાનાં પ્રલયજલથી યામિની પૂર્ણ ઘોર,
સ્વેચ્છાના વા કુટિલ કૃતિના મંદ અવ્યક્ત શોર;
ઊંડાણોમાં પડી સૂઇ જતો નિષ્ઠુર પ્રાણ કાલઃ
આભાસોથી થતું યુગલ ઉન્મત્ત એ સ્નેહબાલ !
થઇ તથાપિ વિમુક્ત પ્રયાસથી,
લઇ વિદાય નદીતટ પાસથી;
મિથુન એહ ચડે અવકાશમાં,
સ્તિતિ કરે દિન તેજ સકાશમાં.
અવર કાંઇ હવે નથી દેખતાંઃ
અવર કાંઇ હવે નથી લેખતાંઃ

ચપલ, આખરની, ક્ષણુ એ છતાં,
ઉભય જીવન એક થતાં દિસે!
ધીમે ધીમે ગતિ કરી જતો પશ્ચિમે સૂર્ય જેમ,
ઊડી બન્ને ગ્રહણુ કરતાં ઉન્નત સ્થાન તેમ;
દૃષ્ટિ પ્રેરે વિતત ગગને, કાંતિ કૈં ના જણાય,
આછી આછી રસરહિત ત્યાં વાદળીઓ તણાય.
ઉદધિને રવિબિમ્બ હવે અડે,
અતિ સમુચ્છ્રિત તેય હવે ચડે;
ક્ષણુ લગી પરિરંભ કરી રહે,
હૃદય કંપિત સાથ ધરી રહે!
રોમે રોમે વિરહભયની વેદનાથી બળે છે,
છૂટી છૂટી, સહન ન થતાં, મત્ત પાછાં મળે છે;
વેળા થાતાં વિધિદમનની ગાત્ર ખેંચાય સામાં,
પ્રેમી બન્ને ધૃતિ અતિ છતાં થાય સંમૂઢ આમાં.
ટળવળે નિરખી રચના વને,
તરફડે સમજી રચનારને:
શ્વસન દુઃખિત છેવટ સારતી,
પ્રિયતમા વચ આમ ઉચારતી:—
" પાષાણોમાં નહિ નહિ હવે આપણે નાથ! રહેવું:
શાને આવું, નહિ નહિજ રે, આપણે, નાથ! રહેવું!
ચાલો એવા સ્થલમહીં, વસે સૂર્ય જેમાં સદૈવ,
આનાથી કૈં અધિક હૃદયે આર્દ્ર જ્યાં હોય દૈવ!"
પ્રવદતાં અટકી ગઇ એ અહીં,
અધિક ધીરજ ધારી શકી નહીં;
થઇ નિરાશ હવે લલના રુવે,
મૃદુલ પિચ્છ થકી પ્રિયને લ્હુવે!
પણુ હજી દિન શેષ રહ્યો જરા,
નજર ફેરવી જોઇ બધી ધરા;

પ્રણુયવીર લઇ સ્થિરતા કહે,
અગર જો રુજ અન્તરમાં સહેઃ—
"હા ! શબ્દો આ સરલ સરખા મર્મને તીવ્ર ભેદે,
ગર્ભાત્માને સ્ફુરિત કરતા ધૈર્યને છેક છેદે;
લાંબા છે જ્યાં દિન, પ્રિય સખી ! રાત્રિએ દીર્ઘ તેવી,
આ ઐશ્વર્યે પ્રણુય સુખની, હાય ! આશા જ કેવી !
અવર કાંઈ ઉપાય હવે નથીઃ
વિરહ, જીવન, સંહરિએ મથીઃ
ગહનમાં પડીએ દિન દેખતાંઃ
નયન મીચી કરી દઇ એકતા !"
પાછું જોતાં દ્વિજયુગલને અન્યથા થાય ભાસ,
ઊંડું ઊંડું દિનકર સમું કંઇક દેખાય હાસ;
"આહા ! આહા ! અવર દુનિયા ! ધન્ય !" એ બોલતામાં,
વીચે નીચે ઉતરી પડતું વેગથી દંપતી ત્યાં !
અધિક એહ પ્રકાશ થતો જતો,
જવ જનાર તણો વધતો જતો;
અમિત એ અવકાશ તણી મહીં,
ક્યહીં અચેતન એક દિસે નહીં !

---

## ૧૯૩

## દેવયાની

"રજનીથી ડરું, તોયે આજે એ લેખતી નથી;
કયાં છો ? કચ, સખે ! કયાં છો ? કેમ હું દેખતી નથી ?"
લંબાવેલા સ્વર મધુર આ વ્યોમ માંહે ફરે છે,
પુષ્પે પુષ્પે વિટપ વિટપે નૂતન શ્રી ભરે છે;
ન્હાનાં ન્હાનાં વપુ ધરી શકે શોધતા એ દિશામાં,
રેલંતા એ રતિ વિવિધ શી કૈં શશીની નિશામાં !

દિવ્ય પ્રભા નિરખી ઉત્સુક જે થએલી,
દેખાડવા સુહૃદને પ્રણયાર્દ્ર ઘેલી;
તે આ સ્વભાવસરલા કરી દોડ નાની,
બોલાવતી ધસતી બાલક દેવયાની.
તરે જે શોભાથી વનવન વિષે બાલ હરિણી,
સરે વા જે રીતે સુરસરિતમાં સૌમ્ય કરિણી;
કરે એવું જ્યોત્સ્નાભ્રમણ, ભ્રમણે જ્યાં અટકતો
શશાંક પ્રેક્ષીને સુભગ મણિ સેંથે ઝળકતો !
તરૂઓ અભિનંદે આ અંગો લલિતને નમી;
સમગ્ર નભ વર્ષે છે, અહા ! ઉપરથી અમી !
થંડો મીઠો કુમુદ વનનો માતરિશ્વા વહે છે,
ક્રીડન્તો જ્યાં તરલ અલકશ્રેણિ સાથે રહે છે;
બાલાને એ વ્યજન કરતો દાખવે આભિજાત્ય,
પ્રેરે નૃત્યે પદ રસિકનો અગ્રણી દાક્ષિણાત્ય !
જેવી તરંગશિખરે જલદેવી નાચે,
વૃક્ષઃસ્થલે શિશુસમી ગણી સિંધુ રાચે;
અજ્ઞાત તેવું રમણીય નિહાળી લાસ્ય,
પામે પ્રમોદ વસુધા ઉભરાય હાસ્ય !
હવે તો મેદાને વરતનુ દિસે છે વિચરતી,
વિલોકે સામે, ત્યાં ત્વરિત ચરણોની ગતિ થતી;
રહ્યાં બન્ને બાજુ તરૂવર, નહિ કોઇ વચમાં,
વસેલું આવીને પણ સકલ સૌંદર્ય કચમાં !
રોહિણીપતિનાં ભાલે રશ્મિઓ રમતાં હતાં;
તુહિનાચલનાં જાણે શૃંગમાં ભમતાં હતાં !
શોભિતા શા સહુ અવયવો સ્નિગ્ધ, ગોરા, ભરેલા,
યોગાભ્યાસ પ્રબલ થકી શા યોગ્યતામાં ઠરેલા:
ગાલે, નેત્રે, સકલ વદને, દીપ્તિ સર્વત્ર ભાસે,
જ્યોત્સ્નાનેએ વિશદ કરતો સ્વચ્છ આત્મીય હાસે !

આકાશમંડલ ભણી દગ એ નથી જ,
વિશ્રામ આજ નથી ભૌતિક કોઇ ચીજ;
નેત્રો નિમીલિત થતાં હૃદયે તણાય,
અધ્યાત્મ ચિન્તન નિમગ્ન થયો જણાય !
હવે તો આ આવી નિકટ ગુરૂકન્યા કચતણી,
અવસ્થાને જાણી નહિ. અગર જાણી નહિ ગણી;
" નિહાળે શું ? હા! તો સફલ સમજું આગમનને !
નહિ: નીચી દૃષ્ટિ: અરર ! અવમાને ગગનને ! "
કર સાહી કહે મીઠું: " વ્યોમ સાગરને તટે,
મુખ તો વિધુલક્ષ્મીનું જો, સખે ! આમ ના ઘટે ! "
પાડી નાખે તનુપર પડયું બિન્દુ જે હૈમ આવી,
ઝાડીમાંથી મૃગપતિ જરા યાળ જેવો હલાવી;
ફીધો નીચે સુતનુ કરને એ પ્રમાણે કચે જયાં,
ઝાંખા જેવો શશી પણ થયો દૈન્ય દેખી નભે ત્યાં !
સાશંક ભીરૂ નિરખી રહી આસપાસ,
ન્હાનું દિસે મુખ અનાદરથી ઉદાસ;
ધીમે હવે કચ ભણી જયમ એ વળે છે,
તેવુંજ હા ! ઉતરતી દગને મળે છે !
જરા જોયું, ત્યાં તો અતિશય દિસે છે પ્રસરતી
કુમારીને લજ્જા, નયન પણ નીચાં જ ધરતી;
રહી વેળા થોડી કચ પણ હવે આમ ઉચરે,
હતું ધીમું તોયે, પરિચિત છતાં એ બહુ ડરે !
" અવસ્થાભેદનું દેવી ! તને ભાન દિસે નહિં;
મુગ્ધ ! શું સમજે છે તું બાલભાવ બધા મહીં ? "
રે, રે ! એને શ્રવણ ન કદી વાકય એવું પડેલું,
હૈયું એનું મૃદુલ વિરલું ગર્ભમાંથી ઘડેલું;
આંસુ આવ્યાં નહિ, પણ બની બાલિકા છેક ઝાંખી,
ઊભી યત્ને, વિવશ ચરણે, મર્મ નિઃશ્વાસ નાંખી !

આ તે ઉભી કુમુદિની સરખી નમેલી,
જે ચંદ્રની વિકૃતિને ન કદી ખમેલી;
લાવણ્યને વિવશ જોઇ નહીં શકે જે,
ચિત્તે બહુ વખત રોષ કયહાં ટકે તે ?
સ્વસા જેવી, જેને દિલગીર કરેલી નહિ કદા,
રહી સાથે જેની શિશુ સમ બનેલો પણ સદા;
કરી આવી તેની સ્થિતિ નિજ કઠોર પ્રવચને,
થયો પશ્ચાત્તાપ પ્રબલ મનમાં તુર્ત કચને.
શબ્દ સાંત્વનને માટે શોધે, પણ મળે નહીં;
વિચારે બહુધા, તોયે કંઇ ચેન વળે નહીં !
રોતી હોશે અવનત મુખે એમ શંકા કરીને,
ઉંચી લીધી તનુ કટિ કને બાહુ સાથે ધરીને;
" બાલે ! શું છે વદ નભવિષે, સજ્જ છું સર્વ જોવા,
તારી સાથે, અધિક રડશે તો પછી સાથ રોવા !"
રોકેલ અશ્રુદલ જે હૃદયે જડીને,
ભીંજે કપોલ કચના હવણાં પડી તે;
છાયું હતું ઘનપટે મુખ એહનાએ,
ત્યાં એ સુહાસ્ય વિધુના સમ અલ્પ થાયે !
ધરી હૈયાસાથે સદય મૃદુ આલિંગન કર્યું,
વહીને ઓષ્ઠેથી મધુરું વદને ચુમ્બન ઠર્યું;
કરી નીચી હાવાં સજલ નયને એ નિરખતો,
છવાયેલું હર્ષે વદન દિસતાં હર્ષિત થતો.
સ્ફુરે લાવણ્યનું શું આ પરિવર્તન અંગમાં !
રમતી રમણી ભાસે દિવ્ય નૂતન રંગમાં !
શોભે જેવી શુચિ નિસરતી માનસેથી મરાલી,
વર્ષા કેરા વિમલ જલમાં નાચતી વા મૃણાલી;
ઓચિંતી વા તનુ ચમકતી મેઘથી જેમ વીજ,
બાલા તેવી બની ગઇ, ખરે ! અદ્દભુત સ્પર્શથી જ !

વૃત્તાન્ત પૂર્વ સઘળું વિસરી ગઇ એ,
દ્રષ્ટવ્યમાં દ્વિગુણ બદ્ધ હવે થઇ એ;
સ્નેહોર્મિથી સહૃદયની થઇ આંખ ભીની,
જોતો રહ્યો સરલતા કચ સુંદરીની !
તરે જે શોભાથી વનવન વિષે બાલહરિણી,
સરે વા જે રીતે સુરસરિતમાં સૌમ્ય કરિણી;
કરે એવું જ્યોત્સ્ના ભ્રમણ, ભ્રમણે ત્યાં અટકતો
શશાંક, પ્રેક્ષીને સુભગમણિ સેંથે ઝબકતો !
વિશુદ્ધ સ્નેહનું જોડું વિશ્વસૌંદર્યમાં વહે:
વિલાસી વિધુને તારા નભથી નિરખી રહે !

---

૧૯૪

## પ્રભુમયજીવન

### તોટક

મુજ જીવન આ પ્રભુ ! તુંથી ભરૂં,
બલ દે, અભિલાષ હું એહ પુરૂં;
મુજ દેહ વિશે, વળી આત્મ વિશે,
જડ ચેતનમાં પ્રભુ વાસ વસે.
મુજ રક્ત વિશે, મુજ નાડી વિશે;
મુજ દૃષ્ટિ વિશે, મુજ વાણી વિશે,
મુજ તર્ક વિશે, મુજ કર્મ વિશે,
પ્રભુ ! વાસ વસો મુજ મર્મ વિશે.
શિરમાં, ઉરમાં, મુખમાં, કરમાં,
પ્રભુ વ્યાપી રહો મુજ અંતરમાં;
મુજ જીવન કેરૂં રહસ્ય ઉંડું,
બન પ્રેરક ચાલક શાસક તું.

ધરીને ઉરમાં રસની પ્રતિમા—
જહિં ઉન્નતિનો સ્થિર છે મહિમા—
સ્મરી આકૃતિ એ નિજ પીંછી ધરે,
અનુસાર જ ચિત્ર પછી ચિતરે;
જયમ ચિત્રક એ મન-મૂર્તિ વડે,
બહુ સુંદર ઉત્તમ સૃષ્ટિ રચે;
ત્યમ જીવનના પટની ઉપરે,
મુજ લેખન તે તુજ સાક્ષી પુરે.
પ્રભુ ! મુદ્રિત અંકિત તું હૃદમાં,
કૃતિઓ બધી ત્વન્મય હો જગમાં;
મુજ વર્તનથી છબી જે બની રહે,
તુજ ઉજ્વલ રૂપની ઝાંખી દિયે.

---

૧૯૫

## ખબરદાર

### પ્રભાતની વાદળીને

વધ, કોમળ વાદળી ! આગળ જા,
તુજ સુંદર કોમળ વસ્ત્ર ધરી,
ઉગતા રવિ પાસ ઉમંગભરી,
નિધિમાતતણું લઇ કાગળ જા !
નિજ દ્વાર પ્રભાત ઉઘાડી દઇ
રવિની પધરામણી કેવી કરે !
નિજ આંગણમાંહિ ગુલાલ ભરે;
વધ, જો તહિં શી સુખવાડી થઇ !
વધ, વાદળી ! તું ઉડતી નભમાં,
સુસમીર-વિમાનવિશે હસતી,

નભ ઘુંઘટમાં લહરે લસતી
બહુ મોહ ધરૂં તુજ સૌરભમાં.
વધતી વધતી બહુ રંગ નવા
કસબી તુજ અંગ વિશે ભરતું;
ખીલતું તુજ ઉર વધે સરતું
રવિની પ્રીતનું કંઇ અંશી થવા!
બસ, વાદળી! તું તહિં જ્યાર જશે,
રવિ ત્યાર તને ગણીને તનની,
અતિ તેજમયી દિવ્ય કંચનની,
શુભ માળ જ તુજ શિરે ગુંથશે!
અથવા તુજ સુંદર અંચળને
કસબી મૂકશે કંઇ કોર નવી;
કરશે કદી અર્પણ તાત રવિ
મણિ માણિક્યનો શુભ હાર તને!
નવ હું તુજ એ સહુ સુંદરતા
કલપી બહુ મોદ ધરૂં મનમાં,
તુજ રંગ બધા મુજ આ તનમાં
પ્રસરી કંઇ નૃત્ય નવું કરતા.
મધુરાં કંઇ સ્વપ્ન વિશે પડી હું
નભમાં તુજને તરતી નિરખું;
તુજને પૂછતો સૂણતો હરખું,
પણ જાગી ભૂલું સહુ તે ઘડી હું,
તદપિ રવિ પૂર્વગૃહે નીકળી
ઉંચકે મુજ દૃષ્ટિ ઉંચે ગગને,
તવ હે પ્રિય વાદળી! જોઉં તને
બમણા હરખે સ્મરી વાત વળી!
તુજ સાથ મને લઇ ત્યાર હવાં
વધ આગળ, તું ઝટ પૂર્વ ભણી;

તુજ તંબુ કરી શુભ ત્યાં, રમણી,
મુજને ઘડી એકજ દે ઠરવા !
રવિ ત્યાં મુજને બહુ પ્રીત થકી
તુંજ અંતર સર્વ બતાવી જશે;
તુજને રવિના કંઇ રંગ હશે
વધુ જે સહુ તે સમજીશ નકી !
વધ, કોમળ વાદળી ! જા ઝટ તું !
રવિ પાસ અરે અહિં આવી રહ્યાં !
અહિં શાં ઝરણાં દિવ્ય જાય વહ્યાં !
અહાહા ! અહિં હર્ષ ભરે ઘટ શું !

---

૧૯૬

## મેઘને

ઓ મેઘ ! વૃષ્ટિ લાવજે,
તુજ રેલ અહિં રેલાવજે !
ગડગડ કરી,
ભડભડ ભરી,
રણુ વાદ્ય તુજ વગડાવજે !—
ધરણી વિશે કંઇ તાપના સંતાપ છે,
પૂઠે પડયાં મનહર-મુખી કંઇ પાપ છે;
એ સર્વને તુજ રેલમાં ધસડી જંઇ હોમાવજે !
ઓ મેઘ ! કર કર વૃષ્ટિ ! દૂર દૂર સર્વ એ વ્હેવડાવજે !

૨

આકાશને સહુ છાઇ દે,
તુજ સકૂળ દળની વધાઇ દે,

સર સર સરી;
રસ રસ ઝરી,
જગને અમી રસ પાઇ દે !—
નિર્દોષ કંઇ જગ બાળકો અથડાય છે,
જીવન નીરસ ગણીને નિરાશ જ થાય છે,
તું તેમનાં ઉર છાઇને આશા નવી અંકાવજે,
ઓ મેઘ ! કર કર વૃષ્ટિ ! રસરસ અંતરે ઉછળાવજે !

૩

તુજ બાણુ રંગિન તાણજે,
મહિં રંગ હસતા આણજે;
દિનકર તણા
મુખ સપ્તના
હ્રયના ખુમાર પ્રમાણજે !—
શુદ્ધ પ્રેમને જગમાં હું જોઉં રીબતો,
બહુ શોકઘેરા રંગમાં ડૂબી જતો;
એ પ્રેમમાં તુજ બાણુના રંગો મુદિત રંગાવજે,
ઓ મેઘ ! કર કર વૃષ્ટિ ! તુજ શીત હાસ્યમહિં હસાવજે !

૪

તુજ દાન દેતો ઘૂમીને
કર તૃપ્ત ભૂખી ભૂમિને !—
સહુ ભય હરી,
જયજય કરી;
ઉર ઠારશે પદ ચૂમીને —
ભૂખ્યાં ભૂખ્યાં આ જગતના બહુ માનવી,
તૃષ્ણા ઊંડી અતિ વિકટ છે સહુ જાણવી;
જરી વેળ પણ તું તેમની ઊંડી ભૂખને ભૂલાવજે !
ઓ મેઘ ! કર કર વૃષ્ટિ ! જય જય ત્હારી ત્યાં ઉચરાવજે !

૫

અયિ ! કુદતો કંઇ આવજે !
ભર સિંધુને ઉછળાવજે !
જળ પૂરમાં
ખુબ શૂરમાં
નદી ને ઝરા દોડાવજે !
આ દેશનું વીરત્વ મંદ પડી ગયું,
ઉડયું તેજ, કાળપ્રહાર સહી જ રડી રહ્યું;
તેને જગાવી મંત્ર ફૂંકી ઉર્મિઓ ઉકળાવજે,
ઓ મેઘ ! કર કર વૃષ્ટિ ! હર હર વીર હાક પડાવજે !

૬

જળધોધ ત્હારા ઢોળતો,
પડ ગ્રીષ્મને ચગદોળતો,
નભ ભરી નીરે
તુજ રિપુશિરે
નાચી રહે રણ રોળતો !—
જુઠાં કલહ ને કપટ આ સંસારમાં,
વળી ક્રૂરતાને દ્વેષ કંઇ નરનારમાં;
એ સર્વ સુખરિપુને જગતમાંથી હરાવી હઠાવજે,
ઓ મેઘ ! કર કર વૃષ્ટિ ! સહુ તુજ ધોધમાં ન્હેવડાવજે !

૭

ઓ મેઘ ! વૃષ્ટિ લાવજે !
પશુપંખીને હરખાવજે !
તુજ રવ ભરી
છલછલ કરી

ઉર ગાનમાં છલકાવજે !—
કવિ - અંતરે કહિ શુષ્કતા આવી વસે,
નીરસ કઠ્ઠરહિયુ જગતથી મંદ જ થશે;
તેને ફરી તું જગાવીને તુજ ગાનપાન કરાવજે,
ઓ મેઘ ! કર કર વૃષ્ટિ ! તુજ શું કલ્પના ન્હેવડાવજે !

૮

રસધર ! ઉતર આકાશથી !
રમિયે અહિં ઉલ્લાસથી
જગ અણુદીઠા
અદ્ભુત મીઠા
કંઇ ખેલ રાસ વિલાસથી !
મુજ હ્રદયને ચમકારથી ચમકાવી દે !
રસ દિવ્યધામથકી ઊંડા મધુ લાવી દે !
રે આવ ! કુદિયે નાચિયે ! કંઇ વિવિધ ભાવ જગાવિયે !
ઓ મેઘ ! કર કર વૃષ્ટિ ! જગને રસ રસે ન્હવડાવિયે !

---

૧૯૭

## અમારો દેશ

અમે ભરત ભૂમિના પુત્રો !
અમ માત પુરાણુ પવિત્ર,
રે જેના સુંદર સૂત્રો
ઝલકાવે ઉચ્ચ ચરિત્ર;
અમ અંતરને ઉદ્દેશી
કરશું હોકાર હમેશ;
અમે દેશી, દેશી, દેશી !
ઓ દિવ્ય અમારો દેશ ! (૧)

અંધાર વિષે અથડાતાં
કે ફરતાં ભવ્ય પ્રકાશ,
પડતાં રડતાં રગડાતાં
કે કરતાં હાસ્ય વિલાસ;
પળ પળ અમ ઉરનિધિએ શી
હા ઉછળે ઉર્મિ અશેષ;
અમે દેશી, દેશી. દેશી !
ઓ દિવ્ય અમારો દેશ ! (૨)
ક્યાં હશે હિમાલય જેવો !
ક્યાં પુણ્ય પવિત્રજ ગંગ ?
ક્યાં મળે અલૌકિક એવા
સહુ દેશ તણા બહુ રંગ !
ક્યાં મુનિ ઇશ્વરજન બેસી
કરતા પ્રભુ પંથ ઉજેશ ?
અમે દેશી, દેશી, દેશી !
ઓ દિવ્ય અમારો દેશ ! (૩)
ક્યાં રામ યુધિષ્ઠિર ઘુમ્યા ?
ક્યાં ગર્જ્યો અર્જુન ભીમ ?
ક્યાં રજપુત વીર ઝઝુમ્યા ?
બલ દાખવવા અસીમ ?
રે ભૂલીએ તે રીતે શી,
અમ અંતરથી લવલેશ ?
અમે દેશી, દેશી, દેશી !
ઓ દિવ્ય અમારો દેશ ! (૪)
નથીરે જીવવું પર આશે,
છે પારકી આશ નિરાશ;
નથી કર ધરવો કો પાસે,
સ્વાશ્રયનો છે ઉલ્લાસ;

કંઇ પુણ્ય પ્રભાજ પ્રવેશી,
અહિં દે અમને ઉપદેશઃ—
અમે દેશી, દેશી, દેશી !
આ હિન્દ્ય અમારો દેશ ! (૫)
ધમ ધમ ધરણી ધ્રૂજવીશું
અમ દેશ તણાં કરી ગાન;
જયજય જયનાદ કરીશું,
દઇશું મોંઘા અમ પ્રાણ !—
એ ભક્તિ વર્શી ઉર, તે શી
દેજો શક્તિ પરમેશ !
અમે દેશી, દેશી, દેશી !
આ હિન્દ્ય અમારો દેશ ! (૬)

---

૧૯૮

## ગુણવંતી ગુજરાત

ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત !
નમીએ નમીએ માત ! અમારી ગુણવંતી ગુજરાત; (ધ્રુવ)
મોંઘેરા તુજ મણિમંડપમાં આ ઝૂકી રહ્યાં અમ શીષ;
માત મીઠી ! તુજ ચરણ પડીને માગીએ શુભ આશિષ !—
અમારી ગુણવંતી ગુજરાત !
મીઠી મનોહર વાડી આ તારી નંદનવનશી અમોલ;
રસફુલડાં વીણતાં વીણતાં ત્યાં કરીએ નિત્ય કલ્લોલ !—
અમારી ગુણવંતી ગુજરાત !
સંતમહંત અનંત વીરોની વા'લી અમારી માત !
જય જય કરવા તારી જગતમાં અર્પણ કરીએ જાત !—
અમારી ગુણવંતી ગુજરાત !

ઉંડાઘોર અરણ્ય વિષે કે સુંદર ઉપવન માંય,
દેશવિદેશ અહોનિશ અંતર એકજ તારી છાંય !—
અમારી ગુણવંતી ગુજરાત !
સર સરિતા રસભર અમીઝરણાં રત્નાકર ભરપુર,
પુણ્યભૂમિ ફૂળફૂલ ઝઝૂમી, માત ! રમે અમ ઉર—
અમારી ગુણવંતી ગુજરાત !
હિંદુ, મુસલમાન, પારસી સર્વે, માત ! અમે તુજ બાળ,
અંગ ઉમંગ ભરી નવરંગે કરીએ સેવા સહુ કાળ !—
અમારી ગુણવંતી ગુજરાત !
ઉર પ્રભાત સમાં અજવાળી, ટાળી દે અંધાર !
એક સ્વરે સહુ ગગન ગજવતો, કરીએ જયજયકાર !—
અમારી ગુણવંતી ગુજરાત !
નમીએ નમીએ માત ! અમારી ગુણવંતી ગુજરાત.

---

૧૯૯

## ઓ ગુજરાત ! ઓ ગુજરાત !

જય જય મારા ગુર્જર વીરો !
આવો રંક, ફકીર અમીરો ! આજે દિવસ ઉગ્યો રળિઆત;
પોષ પ્રકાશતણા ઝીલીને ઝગમગતી કરવી મ્હોલાત;
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! (૧)
આજે લેશો શું તમ સાથે ?
શૌર્ય વસે હૃદયે કે બાથે ? –તેજ છતાં બુઠી તરવાર !
ફેંકી દો સૌ બુઠાં શસ્ત્રો સજો હૃદયનાં નવ હથિયાર !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! (૨)
હોય વિલંબ હવે શો ઠાલો ?
ધપતા ધપતા આગળ ચાલો: અગ્ર રહી ઘુમવું છે આજ;

ધજા રહી છે આ તમ કરમાં, ને ભારતની અમુલખ લાજ!
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ( ૩ )
નથી હૃદય ચીરી અરિઓનાં નિજ હૃદયો કરવા પ્રભુભંગ;
નથી વિજયના રંગ રૂધીરમાં જ્યાં જન રક્તભર ઉર ગંગ;
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ( ૪ )
પ્રેમ વસે ત્યાં દ્વેષ રહે કયાં ?
આકાશે અંધારે વહે કયાં. જ્યાં દિનકરનો થાય પ્રકાશ ?
જ્ઞાનદીપ સળગ્યો જ્યાં અંતર ત્યાં અજ્ઞાન તણો છે નાશ;
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ( ૫ )
મરદાની મુજ ગુર્જર વીરા !
કાર્યધુરંધર, શૂર અધીરા ! મુખ યૌવનનો ગર્વ પ્રતાપ;
અમ રૂધિર ઉછળે નભ અડતાં; ભરો હરોનો હર્ષ અમાપ !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ( ૬ )
ભૂત બધું પાછળ છે મૂકયું—
આજ ઉરે નવજીવન ફૂંકયું, દુનિયા બધે નવી દેખાય !
નવ આશે નવ હાસ્યે ધસવા આજે પાદ અધીરા થાય;
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ( ૭ )
ઝુકી પડયા કે હઠયા પછાડી ?
ધસો ધજા લ્યો હાથ ઉપાડી ફરકાવ્યા જાઓ ધુનભેર;
ધર્મભાર શૂરો વહે એ-એક પડે ત્યાં ઉઠે તેર !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ( ૮ )
કોણુ વિકટ પંથ કહી ડરાવે ?
પર્વતપરથી કૂદી હાવે સાગરને બાંધીશું બાથ !
જંગલ તોડી મંગલ કરશું, બતાવીશુ બળવંતા હાથ !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ( ૯ )
આપણુ ગુણુગરવા ગુજરાતી !
કૃષ્ણુધરા અદ્દભૂત મદમાતી, ભારતયુદ્ધ જિતે ભડવીર;
સાહસ શૌર્ય, અડગ શ્રમથી જે થળથળમાં ગાજે રણુધીર;
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ( ૧૦ )

આવો નવરસના રઢિયાળા !
ગિરિગહ્વરમાં ભરી ઉછાળા કેસરિયાંશું રમતા બાળ !
વાઘમૂછ પકડીને ફરતા કાઠી ઘોડાના રખવાળ !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ( ૧૧ )
તીર્થે તીર્થે શુચિતા સ્થાપી:
ગરવી સાભ્રમતિને તાપી, ભરે નર્મદા નવનવ નૂર;
ગુણી ગોમતી સરસ્વતિને દંમણગંગાનું જળ શૂર !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ( ૧૨ )
છે અદ્દભુતતા એ કંઇ જૂદી !
પશ્ચિમ સાગરનાં જળ કૂદી ઉછળી ગગનકસે નિજ જોમ.
વિંધ્ય અને ગીરનાર દિશા બે ઉભી ઝીલે પડતું વ્યોમ !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ( ૧૩ )
એવાં ઓ ગુર્જર સંતાનો !
હિંદુ, પારસી, મુસલમાનો, ખ્રિસ્તિ, બૌદ્ધ કે જૈનચહેલ
ભુજશું ભુજ ભીડીને આવો એકજ પ્રેમતણી છો વેલ !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ( ૧૪ )
અહો અડગ બાંધવ ટેકીલા !
દ્વેષ વિષે બનવું નવ બ્હીલા, દ્વેષ કદી નવ આપે જીત;
અંતર રિપુનો કરો પરાજય પ્રથમ અખંડ ધરી ઉર પ્રીત !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ( ૧૫ )
દ્વેષે શું રહેશો અથડાયા ?
હજાર વર્ષતણી જડ માયા પડી હૃદયમાં છે પથરાઇ,
ઉકેલતાં પરદોષ ઉરે તો નિજ અંધાર વધે ધુંધવાઇ;
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ( ૧૬ )
લોચનના પડદા દો ખોલી !
ભૂત બધાં ખાતાં ઉર ફોલી તેને પ્રથમ કરો બળહિન;
સ્વાત્મબળ ઓ ગુર્જર વીરા ! થવું આપણે છે સ્વાધિન !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ( ૧૭ )

રહેવું શુદ્ધ વચન મન કર્મે.
સાર એજ દીઠો સૌ ધર્મે તો કયમ થઇએ પતિત નિદાન ?
પ્રેમતણી ધિક્કાર રહે નહિ: ધિક્કારે નહિ પ્રભુનું સ્થાન.
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ( ૧૮ )
એવા શુદ્ધ બનીને આવો !
પછી અડગ તમ પગ ઉઠાવો, હજાર હાથીનું ત્યાં જોર;
જય કુંકુંમનાં પડશે પગલાં ડગલે ડગલે ઠોરેઠોર:
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ( ૧૯ )
ઓ આ થાય બધે અજવાળાં !
ઉઘડયાં પુણ્ય પ્રભાત રસાળાં ! ઉઘડયાં ભાગ્ય ભલેરાં દેશ !
રણશિંગાં ફૂંકાય ફરી આ: કર્મવીર ! હઠશો નવ લેશ !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ( ૨૦ )
સ્વપ્ન ફળે જુગજુનાં સાચે:
દેવ ફિરસ્તા ઉતરી રાચે, પયગંબર ને પીર અનેક;
સગાઇ સ્વર્ગ તણી ભૂલેલી દઢ બાંધશે ફરી વિશેક !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ( ૨૧ )
કુંકુંમથાળ અનેરી લાવો !
પત્નીઓ, પુત્રીઓ, આવો ! માતાઓ ભગિનીઓ સર્વ !
પડખે અમ ઉભીને રાખો ગરવો ગુજરાતણનો ગર્વ !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ( ૨૨ )
જયજય મારા ગુર્જર વીરા !
આજ અધીરા ઉરના ચીરા જીવનને જાણે નહિ જોખ;
મરવું તો શૂરાને ગરવું, કાયર ખોળે ઘરના ગોખ;
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ( ૨૩ )
શ્વેત ધજા ભારતમાં રોપો !
થાશે પુષ્પ વરસતી તોપો, શસ્ત્રો સૌ શણગાર સ્વરૂપ,
જગ બંધુત્વ ભણી તમ દ્વારે દુનીયા થાશે નવીન અનુપ !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ( ૨૪ )

ધન્ય ધન્ય મોહનની લીલા !
પુણ્ય ભર્યાં પ્રભુપદ રસીલા ઘરઘર ભરે નવીન પ્રભાત !
સત્વર વીરા પડો મોખરે, ગજવો જયજય ભારત માત !
ઓ ગુજરાત ! ઓ ગુજરાત ! ( ૨૫ )

---

૨૦૦

## હલદીઘાટનું યુદ્ધ

( દિવ્ય છંદ )

" વીરા ! ચાલો ઝટ રણમાં, કાઢો તાતી તલવાર !
હર હર હર નાદે ઘુમતા, કરિયે અરિનો સંહાર !
રણધીરા હે રજપુતો, મુજ અંગતણા શણગાર !
રે ચાલો હલદીઘાટે, શૂરા બાવીશ હજાર !
" વીરા ! શું શૌર્ય ગયું છે ? શું રજપુત થશે ગુલામ ?
મેવાડ પરાધીન બનશે ? શું જશે શિશોદિય નામ ?
નહિ, નહિ, નહિ ! રણમાં ચાલો, ઝળકાવો તમ હથિયાર !
રે ઘૂમો રાજા સાથે, શૂરા બાવીશ હજાર !
" વીરા ! આજે તમ રણમાં, વ્હેશે અસ્ખલિત પ્રવાહ;
રજપૂત-ગૌરવ હજી પણ છે, તે જોશે અકબરશાહ !
રે આજ પ્રતાપ પ્રતાપે, ઘૂમી રહેશે રણ મોઝાર,
તે સાથે ઝુઝશે ત્હેના, શૂરા બાવીશ હજાર. "
ગર્જન એમ કરી પ્રતાપે, ઝુકાવ્યું રણે શરીર,
હોંકાર કરી ત્યાં ઉછળ્યા, રાઠોડ, શિશોદય વીર,
ચંદાવત સંગાવત ને, ઝાલા, ચોહાણ પ્રમાર;
ને રિપુને હણવા કૂદ્યા શૂરા બાવીશ હજાર.
મોગલ યુવરાજા સલીમને, અંબર પતિ મહાવીર માન !
લઇ સૈન્ય અસંખ્યજ ઉભા, કંઈ સિંધુ તરંગ સમાન !

પણ મૃગટોળામાં કૂદે, વનરાજ કરી હોંકાર;
ત્યાં કૂદ્યા તેમ પ્રતાપી; શૂરા બાવીશ હજાર !
ધડ ધડ ધડ થાય ધડાકા, ખુબ તોપ તણા ચોપાસ,
કડ કડ કડ તૂટી પડતું, નીચે આવે આકાશ !
ત્હેને ન જરા ગણકારી, ધરી અંતર શૌર્ય અપાર.
ત્યાં મૃત્યુ મુખે હોમાતા, શૂરા બાવીશ હજાર.
આજે પાછું નથી ફરવું, સમરાંગણ છે અવસાન;
રિપુને હણવું કે મરવું, છે એજ અમારી લ્હાણ !
એવું કહીં સહુ ઝુકાવી, મોગલને મારે માર;
રે ! રેલ સમા ત્યાં રેલે, શૂરા બાવીશ હજાર !
રણવીર પ્રતાપ બધે ત્યાં, કરતો ઘૂમી નાદ પ્રચંડ,
ખરૂં આજ પ્રકાશિત કીધું, રણમાં નિજ શૌર્ય અખંડ !
ભેદી અરિહાર ધસ્યો તે, ખુદ સલીમ હતો જે ઠાર !
હર હર હર કરતા ગરજ્યા, શૂરા બાવીશ હજાર !
આકાશ ધરા ત્યાં કંપ્યાં, ડોલ્યાં ચૌદે બ્રહ્માંડ !
રણક્ષેત્રે આરંભાયો, શો ભીષણ હત્યાકાંડ !
ઢગના ઢગ વીરો પડતા, નહિ શબનો કાંઈ શુમાર;
લડતા અગણિત મોગલ ને, શૂરા બાવીશ હજાર !
માર્યો રક્ષક ને મ્હાવત, રાણાએ રાખી રંગ;
ને સલીમતણા ગજપર ત્યાં, નિજ અશ્વે મારી છલંગ !
પણ ગજ નિજ પતિને લઇને, ત્યાંથી નાઠો તે વાર,
રાણા સહ પાછળ પડયા, શૂરા બાવીશ હજાર !
" અલ્લા હો અકબર " કરતા, ત્યાં કૂદ્યા મોગલ સર્વ;
નથી ભીરૂ બન્યા હજી કંઇ, નહિ રણમાં ખોશે ગર્વ;
ત્યાં ફરી વળ્યા ચોપાસે, કીધો પ્રભુનો ઉદ્ધાર,
ને ઘેર્યો રાણા સાથે, શૂરા બાવીશ હજાર !
પણ વીર્ય અપૂર્વજ કાંઇ, છે પ્રતાપ કેરૂં આજ !
એકલડો સૌની વચ્ચે, તે ઘુમી રહ્યો સિંહરાજ !

અર્જુન શું આજે ત્હેનો, યશ પામ્યો છે વિસ્તાર !
હા ધન્ય પ્રતાપ ! અને તુજ, શૂરા બાવીશ હજાર !
એ યુદ્ધ થકી ત્રણ વેળા, રજપુત યોદ્ધા દઇ પ્રાણ,
ઉગારી લાવ્યા બળથી, નિજ રાણાને નિર્વાણ.
પણ જોઇ વીરો નિજ પડતા, ફરી ભેદી ધસ્યો અરિહાર !
નહિ જાણ્યું હવે નથી સઘળા, શૂરા બાવીશ હજાર !
અતિ રોષ થકી બની ગાંડા, ઘેર્યો રાણાને ત્યાંય;
ઝબ ઝબ ઝબ ચપળા જેવી, ચમકી અસિયો રણમાંય:
જાણે ન પ્રતાપ હવે કાંઇ, મોગલથી બચે લગાર,
નથી રહ્યા હવે સૌ ત્હેના, શૂરા બાવીશ હજાર !
એ સ્થિતિ રાણાની જોઇ ઝાલાપતિ લઇ નિજ વીર,
મૂકી છત્ર પ્રતાપનું માથે, રણમાં દોડયો રણધીર;
દિલ્લીશ્વર કેરૂં ઉલટયું. ત્યાં સૈન્ય અસંખ્યજ ત્યાર.
રે ટપ ટપ ધરણી ઢળતા, શૂરા બાવીશ હજાર !
પણ રિપુને હણતા પહોંચ્યા, વીર રજપુત રાણા પાસ;
છોડવી મૃત્યુ મુખમાંથી, લાવ્યા રજપુતની આશ !
પણ ઝાલાવીર પડયો ત્યાં, નિજ ધર્મ બજાવી સાર,
ને રત્ન સહસ્ર ગુમાવ્યાં, શૂરા બાવીશ હજાર !
ધડ ધડ ધડ થાય ધડાકા, ખુબ તોપ તણા ચોપાસ,
કડ કડ કડ તૂટી પડતું, નીચે આવે આકાશ !
એ સૈન્ય અસંખ્ય વિશેથી, નીકળ્યા રજપુત પછી બ્હાર,
નહિ ફર્યા અરે કંઇ સઘળા, શૂરા બાવીશ હજાર !

* * *

રાણાએ તે દિન અંતે, છોડયું રણ હલદીઘાટ,
પણ જગતે જોયો ત્હેની, શૂરી અસિનો ચળકાટ.
નથી ભારતજન કદી ભૂલ્યા, એ યુદ્ધ તણા ભણકાર,
સહુ સ્મરે પ્રતાપ અને તે, શૂરા બાવીશ હજાર !
હા ધન્ય વીરા રજપુતો ! છે ધન્ય જ તમ તરવાર !
શું કીર્તિ તમારી જગમાં, કદી કરમાશે પળવાર ?

ઘર ઘર અહીં હરનિશ ગાશે, તમ શૌર્ય ગીતો નરનાર !
રે ધન્ય પ્રતાપ અને ઓ, શૂરા બાવીશ હજાર !

---

## ન્હાનાલાલ

### ૨૦૧

### હરિનાં દર્શન

મ્હારાં નયણાંની આળસ રે, ન નિરખ્યા હરિને જરી.
એક મટકું ન માંડયું રે, ન ઠરિયાં ઝાંખી કરી.
શોક મોહના અગ્નિ રે, તપે, ત્હેમાં તૃપ્ત થયાં.
નથી દેવનાં દર્શન રે, કીધાં, ત્હેમાં રક્ત રહ્યાં.
પ્રભુ સઘળે વિરાજે રે, સ્રજનમાં સભર ભર્યા.
નથી અણુ પણ ખાલી રે, ચરાચરમાં ઊભર્યા.
નાથ ગગનના જેવા રે, સદા મ્હને છાઇ રહે:
નાથ વાયુની પેઠે રે, સદા મુજ ઉરમાં વહે.
જરા ઉઘડે આંખલડી રે, સન્મુખ તેહ સદા:
બ્રહ્મ બ્રહ્માંડ અળગા રે, ઘડી યે ન થાય કદા.
પણ પૃથ્વીના પડળો રે, શી ગમ ત્હેને ચેતનની ?
જીવે સો વર્ષ ઘૂવડ રે, ન ગમ ત્હોયે કંઇ દિનની.
સ્વામિ સાગર સરખા રે, નજરમાં ન માય કદી.
જીભ થાકીને વિરમે રે, વિરાટ વિરાટ વદી.
પેલાં દિવ્ય લોચનિયાં રે, પ્રભુ ! ક્ય્હારે ઉઘડશે ?
આવાં ઘોર અન્ધારાં રે, પ્રભુ ! ક્ય્હારે ઉતરશે ?
નાથ ! એટલી અરજી રે, ઉપાડો જડ પડદા.
નેનાં ! નિરખો ઊંડેરું રે, હરિવર દરસે સદા.

આંખ! આળસ છોડો રે, ઠરો એક ઝાંખી કરીઃ
એક મટકું તો માંડો રે, હૃદય ભરી નિરખો હરિ.

---

૨૦૨

## પિતાને

બાર બાર ગયાં વર્ષો રાત્રિઓ પાડતાં સૂની,
બાર બાર વહ્યાં વર્ષો વાદળી વરસી ભીનીઃ
બાર વર્ષ થયા, તાત! મૃત્યુના પડદા નમ્યે,
હજી યે ચક્ષુમાં ત્હો યે પ્રવેશો પૂર્વના રમે.
કાલની વીંઝતી પાંખ અનેરા વેગથી ભરી,
નેત્ર મીંચી ઉઘાડું ત્ય્હાં આવે બ્રહ્માંડને ફરી.
નથી તે મેઘનાં નીરે, નથી અંધારનાં જલે
ધોયાં કે સ્મૃતિનાં ચિત્રો રંગેલાં પ્રાણપાટલે.
વસન્તે ને વસન્તે જ બોલે છે બોલ કોકિલા,
આત્મામાં એમ બોલે છે વસન્તે આપની લીલા.

* * * *

પિતાજી! પત્રને પુષ્પે એ જ આવી વસન્ત આ;
ટૂહોકે છે કોકિલા એવાં ટૂહોકે છે સ્મરણો, અહા!
આંબાની ડાળી મ્હોટી, ને આત્મા એમજ મ્હોરિયો;
ગાય છે સાધુ ને સંતો હરિની રસહોરીઓ.
હું ય તે લઇ આ વીણા સ્મરૂં છું ગુણ આપના,
પુણ્યશ્લોક પિતા! મન્ત્રો જપું છું પિતૃજાપના.

* * * *

વીતતી દીર્ઘ રાત્રી, ને થતો પ્હરોડ દેશમાં,
એ પ્હરોડે ઉગ્યા આપ આશાવાદી અરુણ શા.
છાયા તો વડલા જેવી, ભાવ તો નદના-સમ;
દેવોના ધામના જેવું હૈડું જાણે હિમાલય.

આપ અમૃતના જાયા, ધાવણે અમૃતે દીધાં;
ને તેથી અમૃત મિઠ્ઠાં આપનાં કવિતો હતાં.
ડાહ્યા પુત્ર જ ડાહ્યાના, અંગો અંગે ઉરે પણ;
મન વાણી કર્મમાં યે તો, ઝરે નિત્ય જ ડહાપણ.
વીરા જયકુમારીના, જમાવ્યો જય લોકમાં;
ને દિનકરના ભાઇ, પ્રતાપી ભાસ્કરે સમા.
ભર્યો ઉત્સાહી એ કંઠ મેઘના સમ ગાજતો,
યશસ્વી વાણીનો એહ પ્રોત્સાહી બોલ આથમ્યો.
શ્વેત વસ્ત્રો સદા ધાર્યાં, પ્રાણની શ્વેત પાંખશાં;
તેજ વાઘા સજી જાણે, ફિરીશ્તો કો મનુષ્યમાં.
નમ્ર ને નમતા, તોયે શૈલશી દ્રઢતા હતી;
ચાલ ધીમી ધીમી, તોયે ખંતથી વેગીલી ગતી.
હાથે પિતળપટ્ટાળી શ્યામ સીસમલાકડી;
બાંધી રાખી શું સંકેલી, સેના સેતાનની લ્હડી !

* * * *

વિધિએ ભાગ્ય રેખા શું દોરી કુંકુમકેસરે !
ઉજ્જ્વળા ભાલમાં એવી રેખા તીલકની તરે.

* * * *

વેદ જેવા મહાભાવ, દેવ શા દિવ્ય કાન્તિના,
પ્રકાશે પરમાનન્દે એવી અખંડ શાન્તિના.

* * * *

ભભૂકી અગ્નિ શા આપે વનો ભસ્મ નથી કીધાં;
તમે વર્ષા સમા વર્ષ્યા, ચન્દ્રે જેમ સીંચી સુધા.
સ્હવારે સાંજરે જેવો; તપે ભાનુ દિને દિને,
શીળા શીળે તપ્યા તેમ, દઝાડયા નહિ કોઇને.
મહામૂલાં દીધાં રત્નો પૂર્વજે પૂર્વ કાલમાં,
પારખી પારખી તેહ સંરક્ષ્યાં, પ્રાણની સમા.

ને નવયુગની ખીલે પુષ્પે પુષ્પે વસન્ત આ,
સંઘરી પીમળો સૌની તેહનાં મધ સારવ્યાં.
ધીરગંભીર નેતા, ને દીર્ઘદર્શી તમે ઘણા,
ઓધી તેથી દક્ષતાથી ધીરે ધીરે સુધારણા;
વિદ્યાને સંપનાં સૂત્રો કલા કૌશલ્ય ઓપતાં,
ને સંસ્થાન સુધારો, ને દેશનાં હિત દીપતાં.

* * * *

રાજા ને પ્રજા કેરૂં એક છે હિત, તે લહી,
ઉછેર્યું એ સદા આપે, શીખ બન્નેયને દઈ.
સ્વીકાર્યા સ્નેહી રાજાએ, પ્રજાએ પ્રેમી પારખ્યા;
બે બાહુ અંગના એક, ત્હમારે તેમ તે સખા.
પ્રતિભા, રાજ્યની આસ્થા, ઉર્જ્વળી દેશભક્તિની
મૂર્તિ આપ હતા મોંઘી, શ્રદ્ધાની અર્ચનાભીની.
પોતાનું માનતા શ્રેષ્ઠ, મુમુક્ષુ પરના હતા;
સારગ્રાહી સદા તેથી સૌમાંથી સાર શોધતા.
પુરાણા સંપ્રદાયોમાં શુદ્ધ પવિત્ર જે વિભુ,
પરમ્ ધર્મ તમારો તે સ્વામિનારાયણ પ્રભુ.

* * * *

સહસ્ર ધારથી જેમ વર્ષે છે મેઘની ઝડી,
લોકમાં વર્ષતાં તેમ આપના આત્મનાં અમી.
સિન્ધુ પ્રત્યે વહે જેવી ઉર્મિઓ નદીઓતણી,
લોકનાં હેતનાં પૂર વહેતાં ત્હેવાં તમોભણી.

* * * *

હતાં જીવન ને વાસ સદા મન્દિરછાયમાં,
આરતી પ્રેરણા હેતી કાવ્યસ્તોત્રોની આપનાં.
આપે આયુષ્યમધ્યાહ્ન ગાળીઓ પ્રભુકાર્યમાં;
અને આયુષ્યની સન્ધ્યા ગાળી ગાતાં પ્રભુલીલા

*　　*　　*　　*

શું શું સંભારૂં ? ને શી શી પૂજું પુણ્યવિભૂતિયે ?
પુણ્યાત્માનાં ઉંડાણો તો આભ જેવાં અગાધ છે.
ભરી અંજલિ અશ્રુની કરૂં છું આ હું અર્પણ,
સત્કારો સ્નેહની સેવા, પુત્રનું પિતૃતર્પણ.

---

૨૦૩

## કુલયોગિની

૧

ભરેલા સરમાં નીર ખાતાં'તાં મન્દ હેલિયાં,
ને હૈડુંયે ચ્હડ્યું હેલે દર્શ ત્યાં દેવીનાં થયાં.

૨

છે એક ઉજ્જવલ પુરાણ પ્રસિદ્ધ દેશ,
ઉષ્મા પ્રતાપ ભર સૂર્ય તપે હમેશ;
આતિથ્યની નગરીઓ જ્યહીં ન્હાની ન્હાની,
ત્યાં છે અમારી કુલની લઘુ રાજ્યધાની.

૩

તોફાની બાલુડાંને ત્ય્હાં જોતી નેન ઉંડાં ભરી,
બેઠી'તી દામણી દેવી, હૈયે સો દીનતા ધરી.

૪

સખિ, ત્ય્હાં સુકુમાર વાંકડી,
નમંતી એક હતી બદામડી;

ઉચ્ચનાં દ્રુમ ધીમું ડોલતાં,
ધ્વજ જેવાં ગગને વિરાજતાં.

૫

બારણામાં કરે રક્ષા સદાયે હનુવો જતી,
લીમડાની શીળી છાયા આંગણે પાથરી હતી.

૬

ઝાંખો પ્રકાશ તરૂજાળી મહીંથી આવે,
ને ઓશરી મહી સુજાજમ તે બિછાવે;
ત્યાં લીલી એક સર માલતી વેલ દીપે,
ને એક ડોલર હતો તુલસી સમીપે.

૭

માંડેલો માંડવો આછો શોકમાં છાંયડી કરે;
એક બે જુઇની વેલો સૂકાતી હતી તે પરે.

૮

તે તેજ લીંપી શીળી ઓશરીમાં,
પ્રારબ્ધની પોથી ઉઘાડી ધીમાં;
દેવી જુવે તે મહીં ભાગ્ય લેખ,
મુખે હતી દુઃખિણી કેરી રેખ.

૯

અન્તરિક્ષે હતી દૃષ્ટિ, મુની ને કાંઇ શોધતી,
હતું તે પેખતી ન્હોતી, ન્હોતું તેને નિહાળતી;

૧૦

ત્હેને ન શોધ, તુજને જડશે નહીં તે,
ત્હારો નઠોર નથી નાક અહીં કયહીં યે;

આઘે ભમે શરીર ભૂલ્યું મને ભમન્ત,
એકાકિની મૂકી ત્હને અતિ એ દમન્ત.

૧૧

આંખડી શૂન્યતાની એ પાછી પાછી વળી નમે;
કાદવે કમળો શાં જ્યહાં ધૂળમાં બાળુડાં રમે.

૧૨

કદીક સ્નેહે તુજ કંઠ ગેલતાં,
કદીક હેતે મુજ નામ બોલતાં;
કદીક મીઠી નિજ મસ્તીમાં મચે,
હમેશ ન્હાનાં કંઇ નાટકો રચે.

૧૩

ઉતાર્યાં દિલથી એવાં દિલે સમૃદ્ધ બાલકો;
વિસાર્યાં વ્હાલ સ્હોયાં મેં આત્મશ્રીભર અર્ભકો.

૧૪

લજ્જાળુ લોચન મનોહર કેરું ચારૂ,
તેજસ્વી આનન અનુપમનું સુપ્યારૂં;
સોહાગ શોભિત વિલાસ વિનોદિનીના,
આનન્દના ગહન હાસ્ય કશી કમી ના ?

૧૫

અન્તરે કોઇએ બાપુ ! ઓછું મા આણશો રજે;
આપણા બાલની, દેવી, તું માતા, તું પિતા થજે.

૧૬

તજ્યાં બાલ તજી મનોરમા,
કરૂણાળુ ! કરજે બધું ક્ષમા;

પ્રિય ! ડાહ્યાં થઇ માનું માનજો,
કુલને છાજતી રીત ચાલજો.

૧૭

આવશે અતિથિરૂપે દેવી કે કોઇ દેવતા;
કે સ્નેહિ કો, સગાં કો, કે હરિનાં જન ભાવતાં.

૧૮

આતિથ્ય યોગ્ય સહુનું સખિ ! તું કરીશ,
ચિન્તા નથી લગીર, અર્ધ્ય પદે ધરીશ;
સૌ પુછશે કુશળ, તું મુજ સાંઇ કહેજે,
મ્હારી વતીય સખી, અંજલિ અર્ધ્ય દેજે.

૧૯

દેવિ ! તું કુલની સ્વામિની, હું ચે મ્હેમાન તાહરો;
માંડ્યું ત્હેં કુલનું રાજ્ય, રાજયોગ ખરો કર્યો.

૨૦

ક્‌હારેક તો તું કુલ માટ રાંધતી,
ક્‌હારેક તું મેલ ચહડયા ઉતારતી;
ક્‌હારેક પૂજી પ્રભુ આશિષો લહે,
નિત્યેય ચિન્તા કુલક્ષેમની વહે.

૨૧

ઉપાડે કુલનો ભાર, ભાર્યા તે યોગિની ભણી;
સંભાળે ગૃહની શોભા, તે દેવિ ગૃહિણી ગણી.

૨૨

દેવી ! સતિ ! પરમ પાવનકારી ભાર્યા !
કલ્યાણિની ! ગૃહિણી ઓ પ્રભુપ્રેમી આર્યા !

ઢાળે શિરે નહિંકરી પતિ સૌ ગુમાને,
' સર્વસ્વ સોંપ્યું મુજને જ ' તું એમ માને,

૨૩

ન બુઝે ભાવ એ ત્હારો કે લેશે સ્હમજે નહિં;
ત્હોયે તું શાન્તિથી સેવા સેવા સૌની કરી રહે.

૨૪

ભલે ભમે દેહ ભલે વિદેશે,
ભલે ભમે આ મનડું વિશેષે;
નથી નથી એક ઘડીય ન્યારૂં,
કલ્યાણી ! આકર્ષણ દેવી ત્હારૂં.

૨૫

માહરી જીંદગી કેરૂ સુહાગી મધ્ય બિન્દુ તું;
અન્ધારી રાત્રિમાં મ્હારી અમીનો પૂણ્ય ઇન્દુ તું.

૨૬

માંડી જ વેદિ ગૃહની, લીંપી પંચ ગવ્ય,
ત્હેં આદર્યો ગુણવતી ! કુલયજ્ઞ ભવ્ય;
પંચાગ્નિ પંચશિખ પંચ દિશે જલે છે,
હોમાઇને હવિરૂપે મહીં તું બળે છે.

૨૭

સદાનીયે ત્હેને લાગી સમાધી કુલયોગની;
આત્મામાં જ્યોતિ એ ધારી શોભે તું યોગિની બની.

૨૮

વિચરે તું નહિ કલ્પના વિશે,
વિસરે ના કંઇ ભ્રાન્તિને વિષે;

તુજને લાધી સમાધી કર્મની,
કવિતા જીવ છે તું સ્વધર્મની.

૨૯

કરીને સેવના મ્હારી કીધો ત્હેં નિત્યનો ઋણી;
નમેરો નગુણો છું હું, તું તો સાધ્વી મહાગુણી.

૩૦

એ ત્હારૂં ઋણ સખિ ! કેમ ફીટયું ફીટાશે ?
એ ઋણના ઋણીતણું સજની ! શું થાશે;
ઓ શાન્તમૂર્તિ ! વરદાયિની કુલદેવિ !
ત્હારી શુભાશિષથી મ્હારૂં ભલુંજ થાશે.

૩૧

કો નથી અધુરૂં વિશ્વે ? હું નથી ? કે શું તું નથી ?
કે ત્હારા ગુણનું ગાને દેવિ ! આ અધુરૂં નથી ?
અહો ! મહાભાગ કસારનીર !
અહો ! મહાભાગ હું યે લગીર;
જેવી ત્હમારા ઉરમાં વનશ્રી,
ત્હેવીજ મ્હારા દિલમાં કુલશ્રી !

૩૩

આપણા કુલમાં બીજે, જ્યહાં હો ત્યહાં ઓ સુહાગિની !
નમો નમો, મહાદેવિ ! ૐ નમો, કુલયોગિની !

---

૨૦૪

## આપણી લગ્નતિથિ

આ એજ દિન સખિ ! જે દિન આપણી તો
બે આત્મજ્યોતિ મળી એકજ જ્યોતિ જાગી:

ને અંગુલી મહીં ગુંથાયલી શી
એ અગ્નિહોત્રની ગૂંથાઇ મળી શિખાઓ.

૨

ત્રિવેદી ચે ત્હમે છો, ને ત્રિવેદી કુલનો છું હું:
એક વેલીતણાં પુષ્પોઃ કો સારૂં નરસું કહું !

૩

એ અગ્નિકુંડ કુલનો સખિ ! જેહ સ્થાપ્યો,
ત્ય્હાં તો તપ્યાં તપ બહુ, બહુ યોગ સાધ્યોઃ
પીધી પ્રસન્ન પ્રભુતા, કીધી અગ્નિચર્યા,
ને ગાઇ દુઃખસુખની ય અનેક વાતો.

૪

વર્ષે વર્ષે કથા એક માંડી આજ સુધી, સખિ !
એમ અષ્ટાદશાધ્યાયી ગીતા જીવનની લખી.

૫

જેવાં મહા સાગરલોઢ માંહીં
ઘૂમે છબીલાં કંઇ છીપલાંઓઃ
બ્રહ્માંડના લોઢ પ્રચંડ ગાજે,
ત્હેમાં ઘૂમે માનવબાલ ત્હેવાં.

૬

ઘૂમવાનું હલે ! એવુંઃ ઘૂમ્યાં, ને ઘૂમશું હજી;
ઇચ્છાએ કે અનિચ્છાએઃ વાઘા સંકલ્પના સજી.

૭

મલીન કે સ્વચ્છ સ્વરૂપ ધારી
ગંગાતણાં નીર વહે સદાયઃ

મલીન ને સ્વચ્છ પ્રકાશી રંગો
અચુષ્યગંગા વહી તેમ જાય.

૮

ડોલે એ નીરમાં, વ્હાલી ! આપણું ન્હાનું નાવડું:
ल्यो સુકાન, તરાવી દ્યો પૂર સંસારનું વડું.

૯

આકાશનો ઉદધિ ઉતરતાં અગાધ,
પીયૂષનું પરમ હાસ્ય હસે છ ચન્દ્રીઃ
એવું સખિ ! અમૃતના અભિષેક જેવું
કો હાસ્ય હેતનું સદા હસજો અગાધ.

૧૦

ઉગે ને આથમે વર્ષો ઓટ ને ભરતી ભર્યાં:
સ્નેહથી સંચર્યાં સાથે દેવિ ! તે દમ્પતી તર્યાં.

---

૨૦૫

## પ્રભાત

ઉગે છે પ્રભાત આજ ધીમે ધીમે;
ઉગે છે પ્રભાત આજ ધીમે ધીમે,
ઉગે છે પ્રભાત આજ ધીમે ધીમે.
રજનીની ચુંદડીના,
છેડાના હીરલા શા;
ડુબે છે તરલા આજ ધીમે ધીમે;
ઉગે છે પ્રભાત આજ ધીમે ધીમે,
પરમ પ્રકાશ ખીલે,

અરૂણનાં અંગ ઝીલે;
જાગે પ્રભુ વિશ્વમાં આજ ધીમે ધીમે;
જાગે પ્રભુ જીવમાં આજ ધીમે ધીમે;
ઉગે છે પ્રભાત આજ ધીમે ધીમે.

---

૨૦૬

## ધણ

ઉગ્યો સૂરજ જો લીલુડા વનમાં રે,
ઉગ્યો ઉગ્યો સરવર–ગિરિવરને તટે.
જાગ્યાં ઘોર ઘટામાંના પંખેરૂ રે,
જાગ્યાં જાગ્યાં મેના, પોપટ, મોરલા.
ધણ લઇને ચાલ્યા વન બાળ ગોવાળો રે,
ગાયો લઇ જાશે રે આઘી સીમમાં.
ફરતો ફાલ્યો આંબલિયાનો ફાલ રે,
શીળો રે સરવરિયાપરનો વાયરો.
ધણ ચરશે લીલમડું ઘાસલતિંગ રે,
સરવરનીર પીશે ને તેમાં ઝૂમશે
ધાડાં જામ્યાં જાબુડીનાં ઝાડો રે,
તેને શીળે ધણ વેરાતું ઢળી જશે.
ફૂરના સરવર ભરતાં ઝરણાં જેવો રે,
ગીતડાં ગાતો નાદ રાયકો રેલશે.
આંબાની મંજરીઓ ખાતી કોયલ રે,
વસન્તની વાંસલડી સરિખી બોલશે.
–માં છેડીશ તું આજે ત્હારી વેણુ રે,
પ્રભુનાં ગીત વનવનથી વહી તને વધાવશે.–
ચીલામાં ચળકન્તા મરવા વીણી રે,

છાંયે બેઠાં રાયકો ભાત આરોગશે.
વૈશાખે વંટોળ ઉન્હાધખ વા'શે રે,
ધુળના વાદળ રચશે વનના વાયરા.
બળતાં કિરણોના વરસાદ વરસશે રે,
બળશે ધરતી, બળશે પ્રાણી, પાંદડાં.
વિયોગ શો કંઇ ઘામ ધખે આકાશે રે,
સૂકવશે સૃષ્ટિ, રસ આંબે સીંચશે.
ચરતાં પંખી ડાળે ભેળાં થાશે રે,
વિસામે વિરમશે જગના પન્થીઓ.
કડવી લીમડીઓની મીઠી છાય રે,
રૂમાલના ઓશીકે રાયકો પોઢશે.
કિલકિલ કરતાં વ્હાલપડાં પંખેરૂ રે,
વ્હાલા ગોવાળ હાલરડે ઉંઘાડશે.
લળી લળી નમતી કુલવતી નીચી ડાળ્યો રે,
પોઢયા ગોવાળ ઉપરથી માંખ ઉડાડશે.
લીલમછમ પલ્લવમાં ઠરતો વાયુ રે,
થાકેલા ગોવાળનો થાક ઉતારશે.
સંકોરી લે પાલવ ત્હારો ઉડતો રે,
વસન્તના પાલવની લીજ્જત જો ઘડી.—
નમતો મ્હોર થશે ને સૂરજ નમશે રે,
વાદળીયા સરવરમાં લ્હેરો આવશે.
તટના ઘાસ વિશે મધમાંખ્ય ગગણુશે રે,
પાળોને શણગારશે બગની વેલડી.
તરુવર કરતાં વાધી તેમની છાયા રે,
પશુપંખી પણ લાગ્યાં મદભર ડોલવા.
પોઢયા રાયકા આળસ મરડી ઉઠયા રે,
ઉઠીને વગાડી ચતરંગ વાંસળી.
આઘી આઘી ખોમાં વળતી ગાયો રે,

વાંસલડી સાંભળશે, ટપ ત્યાં ઊભશે.
જળજળનિર્મળ કમળો છૂંદતી ભેંશો રે,
વાંસલડી સુણશે ને જલને ત્યાગશે.
—જો જો ! ઘેરા ભવયમુના તટ રમતા રે,
અનહદ રે વગાડે ગોવિંદ વાંસળી.
સુણ સમજ, આચર એ ગીતના ભેદો રે,
પશુથી એ પામર શું આપણ માનવી ?—
સાંઝ પડી, આ તડકા કુમળા થાય રે,
સૂરજ પણ ધરતીના ઉરમાં ઢળી પડ્યો.
ક્યાં છે ધણ ? એ ક્યાં છે બાલ ગોવાળ રે ?
ક્યાં છે વાંસલડી એ વનવન વીંધતી ?
માત્ર સરોવર જલમાં રમતાં ભાળું રે,
દોડતી વાદળીઓનાં ભૂખરાં લ્હેરિયાં.
—આછા ઘુંઘુટ ઉઘાડ, વદન વિકસાવ રે,
વાદળીઓને વેર, પ્રગટ મુખચાંદની.
પ્રિયતમ પ્રિય જોઇ લોકડીયાં લજ્જાશે રે,
વસન્ત તો પાખંડીયે પ્રેમ વધાવશે.
ધન્ય નયન ! શું હાસ્ય સરલ ! હું પામ્યો રે,
આશિર્વાદ હૃદયમાં ઉભરાતા ઝીલ્યા.
ભાલકમળ સૌભાગ્યસુધા મ્હેં પીધી રે,
ધણમાં નવ એ ક્ષણઘડિયાં લાધ્યાં મ્હને.

---

૨૦૭

## શકુનની ઘડીઓ

ધર્મના વીર ! ઓ આર્યપુત ! ઉઠજો !
સુભટના શકુનની વાગી ઘડીઓઃ

ઉત્તરાયન થયા, ઉત્તરે રવિ વળ્યા,
ભાનુના ભર્ગની વરસી ઝડીઓ.

૨

મૃત્યુને ખાળતા, શાન્તિને બોધતા,
ભીષ્મ પોઢ્યા હતા યુદ્ધઘાટે:
મૃત્યુને પરહરી, શાન્તિભાથાં ભરી,
શૂર ! ત્યમ સંચરો યુદ્ધવાટે.

૩

સિંહના બાલથી ખેલતો-ગેલતો,
એ ભરતગોત્રનાં ગોત્રજો છો:
સિંહને શાસ્ત્ર શાં ! વીરને મૃત્યુ શાં ?
મૃત્યુનાં અમૃતને ઓળખો છો.

૪

શાન્ત છો, દાન્ત છો; ધીર છો, વીર છો;
સુભટ છો સજ્જ નિઃશસ્ત્રતાથી:
ધર્મધ્વજ તમ ખડા, શસ્ત્ર સ્હામાં વડાં:
શ્રી હરિ સત્યના સમરસાથી.

---

૨૦૮

## વીરની વિદાય

મારા કેસરભીના કન્થ હો !
સિધાવોજી રણવાટ.—ધ્રુવ.
આભ ધ્રૂજે, ધરણી ધમધમે, રાજ !
બોલે બોલે શંખનાદ:

દુંદુભિ બોલે મહારાજના હો !
સામન્તના જયવાદઃ
મ્હારા કેસરભીના કન્થ હો !
આંગણુ રણધ્વજ રોપીઆ હો !
કુંજર ડોલે દ્વારઃ
બંદીજનોની બિરદાવલી હો !
ગાજે ગઢ મોઢારઃ
મ્હારા કેસરભીના કન્થ હો !
પૂર પડે, દેશ ડૂલતા હો !
ડગમગતી મ્હોલાતઃ
કીર્તિકેરી કારમી, રાજ !
એક અખંડિત ભાતઃ
મ્હારા કેસરભીના કન્થ હો !
નાથ ! ચઢો રણ ઘોડલે રે,
હું ઘેર રહી ગૂંથીશ
બખ્તર વજ્રની સાંકળી હો !
ભર રણમાં પાઠવીશઃ
મ્હારા કેસરભીના કન્થ હો !
સંગ લેશો તો સાજ સજું, હો !
માથે ધરૂં રણમ્હોડઃ
ખડ્ગને માંડવ ખેલવાં,
મ્હારે રણલીલાના કોડ.
મ્હારા કેસરભીના કન્થ હો !
આવતાં ઝાલીશ બાણુને, હો !
હાલે વાળીશ ઘાવઃ
ઢાલ કુટચે મારા ઉરમાં, રાજ !
ઝાલીશ દુશ્મન દાવ;
મ્હારા કેસરભીના કન્થ હો !

એક વાટ રણ–વાસની રે,
બીજી સિંહાસન વાટઃ
ત્રીજી વાટ શોણિતની સરિતે,
હો શૂરના સ્નાનનો ઘાટઃ
મ્હારા કેસરભીના કન્થ હો !
જયકલગીએ વળજો, પ્રીતમ !
ભીંજશું ફાગે ચીરઃ
નહીં તો વીરને આશ્રમ મળશું,
હો ! સુરગંગાને તીરઃ
મ્હારા કેસરભીના કન્થ હો !
રાજ મુગુટ ! રણ રાજવી ! હો !
રણઘેલા ! રણધીર !
અધીરો ઘોડીલો થનગને, નાથ !
વાધો રણે, મહાવીર !
મ્હાર કેસરભીના કન્થ હો !

---

## ૨૦૯

## ઉદ્‍બોધન

ઉઠ ઓ ભરતગોત્ર ! તુજ વાટ
જુવે જો ! જગત કાલને ઘાટઃ
અનિમિષ નયણે નીરખે તારાં
આત્મરાજ્યનાં પાટઃ
જુવે જો ! જગતને કાલને ઘાટ. ધ્રુવ.

૨

અજબ તુજ ઉપનિષદ ને વેદ,
અહન ષડદર્શનના એ ભેદ;

ભીષણ તુજ વ્રત તપ આશ્રમવાસ,
ભીષ્મ તુજ સંયમ ને સન્યાસઃ
બ્રહ્મચારી ત્યાગી મહાયોગી
ઋષિમુનિના જ પ્રભાવઃ
આત્મજ્યોત ઉજ્જ્વળી વળી તુજ એ
જગજ્જ્યોત પ્રગટાવઃ
અમર કવિતાના અનુપ વિલાસઃ
શીખવ એ પુણ્યજીવનના રાસ
ઉઠ, ઓ ભરતગોત્ર ! વિ.

3

ધર્મયુદ્ધના રસિક રણધીર,
સિંહ સમ, શીશોદિઆ ભડવીર;
શોભતા સુજનતાથી એ શૂર,
સુભટનાં જગતતીર્થનાં નુર.
શસ્ત્રીથી ય નિઃશસ્ત્રીના યશ
ગાયે તુજ ઇતિહાસ.
કુરૂક્ષેત્રમાં કરે યદુપતિ
અર્જુનનાં પણ હાસઃ
જગતનો ધર્મયોધમણિ પાર્થ
પાર્થથી ય પરમ વીર સિદ્ધાર્થ.
ઉઠ, ઓ ભરતગોત્ર ! વિ.

૪

ધન્ય ! એ પુણ્યવતી સતી નાર,
પતિના ચિતાયજ્ઞ પૂજનાર.
ધન્ય ! એ જૌહરનાં બલિદાન,
શીલવંતીઓનાં અગ્નિસ્નાન.

ધન્ય ! રાજસંન્યાસિની મીરાં !
આર્યોના સ્ત્રીભાવ !
સ્મરાવી એ ઇતિહાસ જગતને
નવ ઇતિહાસ ઘડાવ.
પૃથ્વીના ભરો આત્મભંડાર;
ભરતકુલ ! એ તુજ જય જયકાર.
ઉઠ, ઓ ભરતગોત્ર ! વિ.

---

૨૧૦

## ગુજરાત

ધન્ય હો ! ધન્ય જ પુણ્ય પ્રદેશ !
અમારો ગુણિયલ ગુર્જર દેશ:
કૃષ્ણ ચન્દ્રની કૌમુદી ઉજળો,
કીધ પ્રભુએ ય સ્વદેશ:
અમારો ગુણિયલ ગુર્જર દેશ. ધન્ય હો !
આર્યનું સાગર તીર્થ પુરાણ,
તપોવન ભૃગુવસિષ્ઠના ભાણ;
ગીતાના ગાનારા મહારાજ
પાર્થના સારથિનાં જ્યહાં રાજ્ય:
ગ્રીસ રોમથી ય જુનાં,
'કુરુ પાંડવથી યે પ્રાચીન,
સોમનાથ, ગિરિનગર, દ્વારિકાં:
યુગ યુગ ધ્યાનવિલીન,
ઉભીને કાલસિન્ધુને તીર,
બજાવે બંસરી ભવ્ય સુધીર. ધન્ય હો !
સ્થળે સ્થળ નવ પલ્લવના પુંજ,
નદી ને તળાવ કેરી કુંજ;

કોમળી કવિતા સમ સુરસાળ,
સિન્ધુ જ્‌હાં દે મોતીના થાળ;
જગ જૂનાં નિજ ગીત ગર્જતો
ફરતો સાગર આજ;
કેસર ઉછળી ઘૂઘવે ગરવો
વનમાં જ્‌હાં વનરાજ.
ગિરિગિરિ શિખરશિખર સોહન્ત
મન્દિરે ધ્વજ ને સન્ત મહન્ત. ધન્ય હો !
પૂર્વથી પશ્ચિમ વહે પ્રકાશ,
વ્હાણ ભરી વ્હેતી તેમ નિકાસ,
મોહી આંગણ ઉતર્યો જ યૂરોપ,
વીણવા વાડીના ફૂલરોપ;
વીણી ન વીણશે પુણ્યપાગરી
અમ રસભૂમિની છાબ;
જગમોહન મુંબઇ નગરી જૂવો !
શું પાથર્યો કિનખાબ:
નિત્ય નવ ફૂલે ખીલે અભિરામ
લક્ષ્મી મ્હોર્યું લક્ષ્મીનાં ધામ. ધન્ય હો !
ચોળી, ચણિયો, પાટલીના ઘેર,
સેંથલે સાળુના સોનલ સેર;
છેડલે આચ્છાદી ઉરભાવ,
લલિત લજ્જાનો વદન જમાવ,
અંગ આખે યે નિજ અલબેર
સાળુમાં ઢાંકતી રૂપની વેલ;
રાણકતનયા, ભ વધે.ભના,
સુંદરતાનો શું છોડ !
આર્ય સુન્દરી ! નથી અવનીમાં
તુજ રૂપગુણની જોડ;

ભાલ કુંકુમ, કર કંકણસાર,
કન્થનાં સજ્યાં તેજશણગાર. ધન્ય હો !
ખેતરો ન્હાનાં, ન્હાની શી પોળ,
નાત જાતે ન્હાનડિયા ગોળ;
ક્ષત્રિજાયાનાં ન્હાનલ રાજ્ય,
ધર્મના ન્હાનકડા જ સમાજ,
વૃદ્ધ ચાણક્યે વર્ણ્યાં પૂર્વ
ન્હાનાં પ્રજાનાં જન્ત્ર,
એ પુરાતનના પડછાયા,
આ અમ જીવનમંત્ર;
એક ફૂલવેલે ફૂલતાં ફૂલ,
અમારાં એક સુગન્ધ અમૂલ. ધન્ય હો !
દેશ નિજ તજી ધર્મને કાજ
સાગરે ઝુકાવ્યું સફરી જહાજ;
ધર્મવીર પારસીનો સત્કાર
જગતઇતિહાસે અનુપ ઉદાર;
ઇસ્લામી યાત્રાળુનું આ
મક્કાનું મુખબાર;
હિન્દુ મુસલમીન પારસીઓને
અહીંયાં તીરથદ્વાર;
પ્રભુ છે એક, ભૂમિ છે એક—
પિતા છે એક, માત છે એક,—
આપણે એકની પ્રજા અનેક. ધન્ય હો !
નથી રમી સમશેરોના દાવ;
નથી ત્યમ ઘણા ખીલ્યા એ ઘાવ;
શ્રી કૃષ્ણે કુરુક્ષેત્રની મ્હાંય
લીધાં વ્રત, જાણે હજીય પળાય;
એક ઇડરના વન કેસરીએ,

ભડવીર બાપ્પારાવ,
વિશ્વવન્દ્ય સૂરજ કુળ સ્થાપી
ચિતોડ કીધ યશછાંવઃ
જન્મભૂમિ દયાનન્દનાં ધામ,
ગાંધીના ગીતાજીવન નિષ્કામ. ધન્ય હો !
સૂરતના રસિક રંગીલા રાજ,
બુદ્ધિધન ભર્યો શ્રીનગર સમાજ;
શૂરવીર સૌરાષ્ટ્રી યશવાન.
કચ્છના સાહસિક સન્તાન;
ખંડખંડ વિસ્તરતો હિન્દી
તીર તીર જઇ સ્થાપી ગુર્જરી
મહાસાગર મહારેલ,
સંસ્થાનોથી વેલ;
મહાસાગરના પૃથિવિશાળ,
સરોવર કીધાં ગુજરી બાળ. ધન્ય હો !
વનેવન લીલો ઘટાસોહાગ,
જગતનો દીપે શું અમુલખ બાગ !
સજાવ્યા જેને રસશણગાર,
લતામંડપ સમ ધર્માગાર;
ભારતી એ કંઇ ફુલકુવારો
અંજલિમાં શું લીધ !
દિશ દિશામાં ફુલધાર ઉડાવી
દિલનાં પરિમળ દીધ !
હિન્દમાતાની લાડિલી બાળ !
ગુર્જરી ! જય ! જય ! તવ ચિરકાળ ! ધન્ય હો !

---

૨૧૧

## વનનાં આમન્ત્રણ

ઢાળ

પાલવડો મ્હારો મ્હેલો, મોહનજી !
મારગડે મ્હને જવા દિયો;
વળતાં આપીશ દાણુ મહીનાં;
મહી મ્હારાં વેચાવા દિયોઃ
પાલવડો મ્હારો વિ.

૧ વનનાં આમંત્રણ આવ્યાં વ્હાલમજી !
પુરને મહેલ શી ઉણપો હશે ?
લીલમલીલી એ કુંજો ઘેરાય, ત્ય્હાં
એવી વિરાટની વિભૂતિ શી વસે !
વનનાં આમન્ત્રણ૦

૨ વનમાં કોયલડી ટહુકે, વ્હાલમજી !
પુરમાંની મેના તો પીંજરે પડી;
વનમાં કો ગોપિકા ગાજે ગગન ભરી,
પુરમાં પટરાણીઓ રમણે ચ્હડી.
વનનાં આમન્ત્રણ૦

૩ વનમાંહિ કેસરીની કેસર, વ્હાલમજી !
પુરમાં કિરીટીનાં કિરણો સ્ફુરે;
વનમાં વૈરાગ્ય ને વિલાસ છે સોહામણુ.
પુરમાં સુવર્ણનાં સ્વપ્નાં ઉરે:
વનનાં આમન્ત્રણ૦

૪ વનમાં સરોવર ઘેરાં, વ્હાલમજી !
પુરના તો કુંડ કાંઇ છાછરછલ્યા;
વનમાં શકુન્તલા, ને વનમાંહિ રાધિકા;
પુરમાં તો કુબજાનાં કામણ, ભલા !

વનનાં આમન્ત્રણ૦

૫ વનકેરા આંબલા મ્હોર્યા, વ્હાલમજી !
પુરમાં કટોરાઘાટ કુંડાં ઉભાં:
વનમાં જોગી જહાંગીરી માણે, નાથ !
પુરમાં ગરીબોનાં દિલડાં દુભ્યાં:
વનનાં આમન્ત્રણ૦

૬ વનનાં તપોવને તપસી, વ્હાલમજી !
પુરમાં વણિક કાંઈ વણજે બીક્યા:
વનમાં તો વિશ્વનો વિહારી વિહારે, ને
પુરમાં મનુષ્યની ઝળકે કલા:
વનનાં આમન્ત્રણ૦

૭ વનનાં આમન્ત્રણ આવ્યાં, વ્હાલમજી !
પુરમાં યે પુણ્યપાપ ઓછાં નથી.
વનની મઢુલીમાં સીતાને રામજી,
રમશું ત્હાં વનની કથાઓ કરી;
ચાલો વનવનની કથાઓ કથી:
વનનાં આમન્ત્રણ૦

---

૨૧૨

## ડાંગરનું ખેતર

ક્યારે ક્યારે જલ ભર્યું, જલ પર ઝવારા ઝોલાં ખાય;
ચંડાળ આકાશેથી ઉતર્યું, કણ ખાતું ખાતું મહીં ગાય.
ચિચો ચિચો ચિંચવો ચવે, ને કરે કોયલ શું વાત;
ધીરા વાયુ વાય તે, જાણે મારા ખેતર હસે પ્રભાત.
હરિયાળી સળીઓ નમે, ને ઉપર કેશરવરણાં ફુલ;
હાથી શા ડોલે આંબલા, તેની લીલી પીળી ઢળી ઝૂલ.

૨૧૩

## "અમે તો પ્રભુ બાલ બલવંત" ! !"

( ભૈરવીનો લય )

અમે તો પ્રભુ-બાલ બલવંત ! અમારે રેલવવો આનંદ,
અમે તો પ્રભુ—બાલ બલવંત !
મહીંની પાલનમાં વિકસે-અમ જીવનનાં તંત્ર,
વિકાસમાં તો વેગ ભરે કંઇ-નિર્ભયતાના મંત્ર !
અમે તો પ્રભુ—બાલ બલવંત
નાથતણાં નિર્ભય નંદન ને-સ્વાર્પણના સ્વચ્છંદ,
તાતસમા તેજસ્વી વિચરીએ-ભરીયે તેજ તરંગ !
અમે તો પ્રભુ—બાલ બલવંત
ઉજાળીએ રસ સુગન્ધ વધવા-વસુંધરાનાં રત્ન;
પ્રાણ-રસાયણ પ્રસારીએ-રચી અમ ચેતનને યંત્ર !
અમે તો પ્રભુ—બાલ બલવંત
અમારે રેલવવો આનંદ-અમે તો પ્રભુ—બાલ બલવંત

---

૨૧૪

## વસમી વિદાય

( ધનાશ્રી )

વસમી એક વિદાય,
વ્હાલાંની, વસમી એક વિદાય.
પ્રેમ અને પરિચય વધતાં તો
વિરહ સહી ન શકાય;
વ્હાલાંની, વસમી એક વિદાય.

ઉભરાતા ઉપકારો ઉછળે,
ભીનાં હૈયાં ભરાય;-
વ્હાલાંની, વસમી એક વિદાય.
મનમાન્યાં વ્હાલાંની વ્હાલપ,
પળ પણ નવ વિસરાય;
વ્હાલાંની, વસમી એક વિદાય.
ઓછાને અધુરાં કંઇ ભાવે,
સ્વજન કર્યો શું થાય !
વ્હાલાંની, વસમી એક વિદાય.
દિલના દેવ સમાં વ્હાલાંને,
આંસુ અર્પી રહેવાય !
વ્હાલાંની, વસમી એક વિદાય.

---

૨૧૫

## અનેરી આશા

૧

સ્મિતભરી સહચરી નિરંતર કાર્ય ધુરંધર બનશે:
અંતરનાં કૈં હેત અનેરાં ઉર છલોછલ ભરશે,
ત્યારે અમી ઝમશે; શાંતિમાં દુઃખડાં શમશે;

૨

સજાત જોડાં જાતભોગથી પરહિતમાં પરવરશે.
અડગ ધૈર્ય ને શૌર્યભર્યાં સંતાન હિંદમાં સરશે;
ત્યારે દેવો અવતરશે, વિરલા નરવીર તરવરશે;

૩

પોતાનાં પ્રિય દેશીજનનાં દુઃખ પરસ્પર ધરશે,
જન્મભૂમિનાં ભોળાં ભાંડુ ભેળાં હળશે મળશે;
ત્યારે પ્રભુતા સંચરશે, સ્વર્ગસમ સુન્દર હિંદ થશે.

૪

હિંદજનો અર્ણવ ઘૂઘવશે ને બ્રહ્માંડ નચવશે;
ડગમગતા ડુંગર ડોલવશે, રંગરાગ રેલવશે,
એવું ઐકય થાશે, એવી લલિત લીલા ખીલશે.

---

૨૧૬

## દુઃખિયાના બેલી

( દા લાગ્યા ડુંગરીયે, કૂદાના કેમ કરિયે !-ભગવતી મીરાંના ભજનની ધુ.

ધા સુણીયે દુખિયાની,
બ્હાલાં ! બન્ધુ બનિયેઃ
બન્ધુ બનિયે રે, એનાં બેલી બનીયે,
દુઃખીને સંભાળિયે !
ધા સુણિયે દુખિયાંની,
બ્હાલાં ! બન્ધુ બનિયે !
એક જ જનનીનાં જાયાં,
એક જ શિરછત્ર છવાયાં,
શું ભાંડુનાં રખવાળાં લેઇયેઃ
રે ! હું કે ફૂલાવિયે !
બેલડિયાં બાંય બરોબર,
રહેવા સર્જ્યાં શું સહોદર !

દુ:ખે દુ:ખિયારાં આળાં અંતર ચાંપિયે:
હો હયાળી હેઞએ !
દુ:ખિયાંનાં ફેડી બન્ધન,
રચિયે ઉર આંગણુ નન્દન;
દીનને દ્વારે દયાસાગર રેલિયે:
એવાં આંસુ અર્પિયે !
દુખિયાંનાં દેવ સહાયક,
દીનનાં તો સન્તન સેવક;
રંકને પગલે પ્રભુલીલા ન્યાળિયે:
પ્રભુજીને ભાળિયે !
સંપીલી મીજલસ ભરિયે,
હૈયાંને હેલે વ્હડિયે;
વિભુની વ્હાલપનાં રૂડાં જ્યોતિ વન્દિયે:
પ્રાણુને ઉજાળિયે !
ધા સુણિયે રૂ:ખિયાંની,
વ્હાલાં ! બન્ધુ બનિયે.

---

૨૧૭

## જન્મભૂમિનું જયમંગલ

(ઝીંઝોટી: તાલ દાદરો )

જય મંગળ પ્રિય જન્મભૂમિનું ગજાવીયે;—ધ્રુવ.
રણુવીર સમ વિરલ વીર, ભારતી સુભટ સુધીર,
ઉરસમુદ્રને હિમાલયે ઉછાળિયે— જય૦
જનનીઅંક ઝીલિયે ગનૂની રંગ રેલિયે,
આત્મબળ—ઉજાસથી બધુ ઉજાળિયે— જય૦

સત્યઅર્થ સજ્જ થાઓ, વિજયવાવટો ઉઠાવો,
વીરધર્મથી ધરા સદા ઝૂલાવિયે— જય૦
સત્વથી સચવાય સ્વત્વઃ સમજીએ થઇ પ્રવૃત્તઃ
ઘૂમિયે ઝઝૂમી, જંગ તો મચાવિયે— જય૦
ભૂતળ ફોડી ફેડિયે, અફલ જડો ઉખેડીયે,
દોર ને દમામ દેશનો જમાવિયે— જય૦
સ્થિતિ સમય સ્વિકારિયે, પ્રવૃત્તિયજ્ઞ યોજીયે,
જાતને સ્વદેશ કાજ કાં ન હોમિયે ?— જય૦
માતુ દીન દુભાય છે સપુત ! પીડા પીછાનિયે,
દુધ દીપાવિયે ઉમંગને વધાવિયે-- જય૦
દેશસેવના સ્વધર્મ, અન્ય ન કર્ત્તવ્યકર્મ,
આત્મભાવથી બધું પ્રભુમય પીછાનિયે— જય૦

---

૨૧૮

## મઢુલી

( "કાનુડો ન જાણે મારી પીડ"–મીરાંના એ ભજનની ધુનમાં. )

મઢૂલી મજાની પેલે તીર; સંતો વ્હાલાં !
અનેરી અમારી એ લગીર ! ધ્રુવ.
વૃક્ષો વેલડિયોવાળાં; કુમળાં ફળફુલ રસાળાં:
લઇ જાઓ લ્હાણું એ લગીર ! સન્તો૦
મનની કંઇ મોજમજાઓ; રસિયાં ઉરનો કંઇ લ્હાવો,
લેવાને આવજો લગીર ! સન્તો૦
સામે સંસારી વિલસે વચ્ચે જીવનસરિતા વહે;
રેલવિયે ત્યાં રસરંગ લગીર ! સન્તો૦
ઉડવાય સફર સહિયારી—સુખ દુઃખની કંથા ધારીઃ
આનન્દ ઓર એ લગીર ! સન્તો૦
લગની રહેવા રહાવાનાઃ ગીતડાં પ્રભુનાં ગાવાની,
લાગે તે આવજો લગીર ! સન્તો૦

## ૨૧૯

## પ્રેમ અને સત્કાર

( ગઝલ )

લખ્યું ત્હેં પત્રમાં પ્યારા " નથી સત્કાર મ્હેં કીધો,
ખબર વિવેકની સુજને, નથી તો તુ ક્ષમા કરજે. "
અહો ! સત્સ્નેહને અંગે, સુહૃદ ! એ બોલવું છાજે ?
ચહે જો પ્રેમ આદરને નહીં એ પ્રેમ પ્રેમીનો.
અખંડિત પ્રેમને, બન્ધુ ! જરૂર શું હોય આદરની ?
" પધારો, આવજો, બેસો " વૃથા એ વાદ શા સારૂ ?
હૃદયસત્કાર જ્યાં થાતો ઉભય ઉરમાં વિના માગ્યો,
નયનસત્કાર નવ ઇચ્છે, વદનસત્કાર શાને તો ?
વિનય રસનાતણો એવો બતાવે પ્રેમમાં ખામી,
પ્રપંચી કાજ રહેવા દો, ન ઇચ્છે પ્રેમનાં પાત્રો;
હશે દિલ પ્રેમનાં ભરિયાં, રહે જુદાં છતે સંગે;
વિનય સત્કારને એમાં નથી અવકાશ મળવાનો.
પધારો એમ કહેવાથી પધારે તે પધાર્યો ના,
નિમંત્રણુ પ્રેમીને શેનાં ? અનાદર પ્રેમીને શાનો ?
મળ્યાં છે ચિત્ત વિણુ યત્ને, શરીર તો જોડવાં છે ક્યાં ?
કરે કર આપવો શાનો ? મને મન જ્યાં મળેલાં છે.
સુહૃદનું આગમન થાતાં ઉઠે સત્કાર કરવાને,
અરે એતો જનો જુદા, ખરેખર બાહ્ય પ્રેમી તે !
ભલે એ થીંગડાં દેવાં, હજો અતિ ઇષ્ટ શિષ્ટોને,
સ્પૃહા સત્પ્રેમના ભોગી જનો તે ત્હેની કયમ રાખે ?
વિનયની પૂરણી માગે, અધુરી તેટલી પ્રીતિ,
પ્રતીતિ પ્રેમની કરવા નથી અધિકાર આદરને.

૨૨૦

## શરન્મેઘ

( શિખરણી )

ઘણો વર્ષી વર્ષી સર સરિત સંપૂરિત કરી,
કુવા નાના મોટા વિમળ જળથી સત્વર ભરી;
ખળેલા ભાનુથી દ્રુમ સકળને પલ્લવ દઈ,
ક્ષિતિને સંતોષી વિવિધ વધતો વૈભવ દઇ,
અરે ! આજે ખાલી શરદઘન ! તું હા ! થઇ ગયો !
રહ્યું સૌ આપીને ધવલતર કાંતિ ધરી રહ્યો !
ભરેલું ના પેલું સજળ તન તારૂં કંઇ દીસે,
કલાપી કેકાથી તુજ ભણી નિહાળી નવ હસે.
નહિ ચંચૂ સામે તૃષિત બનીને ચાતક ધરે,
મલ્હારો મીઠાથી સુયશ જન એકે ન ઉચરે;
ભલે તું આકાશે ઉદિત રવિ ઢાંકી નવ શકે,
ભલે વારિધારા અનવરત નાંખી નવ શકે
તડિત્તેજે સે'જે જગત ચમકાવી નવ શકે,
ભલે ગાજી ગાજી હરિશિર ભ્રમાવી નવ શકે;
તથાપિ જે કીધું સમય પર તે સ્વલ્પ ન દીસે,
કર્યું તારૂં વા'લા ! અવર જગમાં કોણ કરશે ?
ધરિત્રીને ઢાંકી તૃણ, સલિલ ને ધાન્યઢગલે,
કરે યત્નો કોટિ પણ મનુજને તે નવ મળે;
કૃતિ એ સૌ તારી કદિ ન તનુધારી વીસરશે,
નવોત્સાહે ગાશે પ્રમદદિન દીપોત્સવમિષે.
ભલે છોડી શોભા પરહૃદય પીડા પરહરી,
મહા મોંઘું વા'લું જીવન જગને અર્પણ કરી;
ભલે પીવા માટે પળી ન પણ પાસે જળ રહ્યું;
ભલે ગાજ્યા કેરૂં જરઠ તનમાં ના બળ રહ્યું.

અહો ! આપી આપી પળવિપળ આપી અવનવું,
વિના માગ્યું હોંશે દઇ જગતને રિક્ત બનવું;
સુકર્મો સંભારી પછી હૃદયમાં રંજીત થવું,
નહિ નિર્ભાગીની નિયતિ મહીં એવું નિરખવું.
વસી ખૂણે ખાતા મનુજ નજરે પુષ્કળ પડે,
અને વેંચી ખાતા પણ બહુ વિદકી જન જડે;
પરંતુ કંઇ રાખ્યા વગર નિજ સંચ્યું જગતને,
સમર્પી સંતોષે વસવું વિરલાથી પ્રિય ! બને.
કદી દેતાં જેને નિજ પર તણો ભેદ ન હતો,
ભલાને ભુંડામાં સમ હૃદય રાખી વરસતો;
સુખી તે બીજાને નીરખી સુખ પામે કયમ નહિ ?
ધરે ધોળી કાંતિ કયમ ન જગને મસ્તક રહી ?

---

## ૨૨૧

## ચંદન

### શિખરણી

" સભામાં શ્રીમંતો અમીર, ઉમરાવો અનુચરો,
" અને આવે બીજા બહુ નગરના યોગ્ય પુરૂષો;
" મને પ્રીતિ નિત્યે સહુ જન પરે પૂર્ણ પ્રકટે,
" પિતા પેઠે મારૂં હૃદય થઇને વત્સલ રહે.
" પરંતુ જે પેલો વણિક અહીં આવે સહુ વિષે,
" અરે ! એને જોતાં અધિક ઉરમાં ક્રોધ ઉપજે;
" ન તે વૈરી મારો, અવિનય લગારે નવ કરે,
" બગાડે ના કાંઇ, પરૂષ કદીએ વાકય ન વદે.
" તથાપિ શા માટે હૃદય મુજ એને નિરખીને,
" વડા વૈરી જેવો સમજી હણવા તત્પર બને ?

"વિના વાંકે એવો મુજ હૃદયને ક્રોધ ન ઘટે,
"ખરે ! જાણું છું એ, પણ હૃદય પાછું નવ હઠે !"

શાર્દૂલવિક્રીડિત

ભૂપાળે દિન એક મંત્રિવરને એકાંત દેખી કહીં,
ઉંડી અંતર કેરી વાત ઉરને જે સર્વદા બાળતી;
એનું કારણ શોધવા સચિવને તે સાથ આજ્ઞા કરી,
મુંઝાણો મન મંત્રી ઉત્તર કશો આપી શકયો ત્યાં નહીં.

દ્રુતવિલંબિત

દિન પરે દિન કંઇક વહી ગયા, સચિવ તર્કવિતર્ક કરે સદા;
વણિક સંગ પિછાણ પછી કરી, દિન જતાં વધતી, વધતી ગઈ.

અનુષ્ટુપ્

મોટાની પામવા મૈત્રી ઇચ્છે કો નહિ અંતરે ?
વિના યત્ને મળે મૈત્રી, ન કોને હૃદયે ગમે ?
એકદા મંત્રી ચાહીને વૈશ્યને ભવને ગયો,
વાર્તા વાણિજ્યની એની સંગાથે કરતો હતો.

શાર્દૂલવિક્રીડિત

દીઠો ત્યાં ઢગ એક ચંદનતણો તે જોઇ આશ્ચર્યથી,
પૂછયું તે ઘડી મંત્રીએ વણિકને "આ શું પડયું છે અહીં ?
"એ છે ભૂલ સચિવજી ! મુજતણી, ના તે સુધારી શકું,'
ઉંડા અંતરમાંથી એમ વણિકે નિઃશ્વાસ નાંખી કહ્યું.

વસંતતિલકા

"પૂર્વે ગયો હું મલબાર તણા પ્રવાસે,
"લાવ્યો હતો વિમળ ચંદન વા'ણ માંહે;

"આ ક્ષુદ્ર ગામ મહીં એ નહિ કામ આવે,
વીત્યાં બહુ વરસ ગ્રાહક કો ન થાયે.
રોકાઈ પૂર્ણ ધન ચંદનમાં રહ્યું છે,
ચિંતાથી ખીન્ન ઉર એ દિનથી થયું છે;
આનો ન કોઈ ઉપયોગ અહીં કરે છે,
ને વ્યાજ તો શિરપરે મુજને ચડે છે.

અનુષ્ટુપ

"પામે કો ભૂપ મૃત્યુ તો ચિતા ચંદનની બને,
"તે વિના કોઇ રીતે આ માલ મોંઘો નહિ ખપે.
"કહે છે એમ આ લોકો, ઇચ્છું હું ઉરમાં નહિ,
"આપશું ઐક્ય પામ્યાથી હા ! બોલાઇ ગયું કંઇ !
"ક્ષમા એ દોષની માગું, વાત આ દાટજો અહીં,"
મૂજતો વૈશ્ય ભીતિથી કાલાવાલા કરે કંઇ.
"વાણીના દોષને વા'લા ! ન આણે કોઇ અંતરે,"
દિલાસો એમ આપીને ગયો મંત્રી પછી ઘરે.

વસંતતિલકા

કોપે ચડયો તરણિ માધવ માસ માંહે,
અગ્નિ ભર્યાં કિરણ ઉગ્ર અનેક ફેંકે;
પૃથ્વી અને પવન પૂર્ણ તપી ગયાં છે,
સ્પર્ધા કરે શું સહુને સળગાવવાને ?
પ્રાસાદમાં નૃપતિ આપ્તસમૂહ સંગે,
બેઠો હતો કરી વિલેપન શીત અંગે;
પાસે હતો સકળ મંત્ર સહાયકારી,
બેઠો પ્રધાન કંઇ વાત રહ્યો વિચારી.

દ્રુતવિલંબિત

ઉશીરના પડદા લટકી રહ્યા, અનુચરો જળ તેપર છાંટતા;
કુસુમ, ચંદન ને વ્યજનાદિકે, નૃપતિ સેવન શૈત્યતણું કરે.

### વસંતતિલકા

દેખી પ્રસંગ થઇ સ્વસ્થ પ્રધાન બોલ્યો,
"શૈત્યાર્થ ચંદન સમો ન ઉપાય બીજો;
'જો બંગલો સકળ ચંદનનો કરાય,
'ઉષ્મા ન ગ્રીષ્મ તણી તો જરીએ જણાય !"
"હા યોગ્ય એ જરૂર ઉષ્ણ દિને ઉપાય,
"મંગાવી ચંદન કરો જયમ શીઘ્ર થાય;"
આજ્ઞા સ્વીકારી સચિવે ઝટ કાર્ય કીધું,
દે મૂલ્ય વૈશ્યતણું ચંદન સર્વ લીધું.

### અનુષ્ટુપ

બનાવી બંગલો આપ્યો ભૂપ ભાળી ખુશી થયો.
એઉના સ્વાન્તને શાન્તિ આપી એ સચિવે અહો !

### શાર્દૂલવિક્રીડિત

વેચી ચંદન ભૂપને વણિક એ આપી ઘણી આશિષો,
રાજાના ઉરમાં ય એ સમયથી ના ક્રોધ કાંઇ રહ્યો;
જાણી એ પલટો કશો હૃદયનો રાજા શક્યો અંતરે,
તોયે કારણ એહનું ઉરવિષે આવ્યું કશું ના અરે !

### શિખરિણી

શક્યો જાણી સાચું સચિવ હૃદયે કારણ બધું,
અને સંતોષે એ હૃદય સહજે એમ ઉચર્યું;
"શકે છે સર્વનાં હૃદય અવલોકી હૃદયને,
"વિના પ્રીતિ ક્યાંથી ઇતર ઉરમાં પ્રેમ પ્રકટે ?
"પ્રજાને પાળે છે નૃપતિ નિજ સંતાન સમજી,
"અને એની દૃષ્ટિ સહુ ઉપર સ્નેહામૃત ભરી;
"પરંતુ જે પાપી અહિત કંઇ એનું ઉર ચહે,

" પછી પ્રીતિ કયાંથી નૃપ હૃદયમાં એ પર રહે ?
" અરીસો છે દૈવી હૃદયરૂપ, જોવા જગતને,
" છબી એમાં સાચી સકળ ઉરની સત્વર પડે;
" ન ચાલે વાણી કે અભિનયતણું કૈતવ કંઇ,
" ઠગાશે આ દૃષ્ટિ પણ ઉર ઠગાશે નહિ કદી. "

---

## ૨૨૨

### મૃગ અને ગાન

( મંદાક્રાન્તા )

મૂકી દે છે હરિત તૃણ આ કાં મુખેથી કુરંગ ?
ઓચિંતો શું તુજ સ્મરણમાં કાંઇ આવ્યો પ્રસંગ ?
ચારે બાજુ ચપળ નયનો સંભ્રમે ફેરવે શું ?
ઉંચે હૈયે વિકળ સરખો શબ્દ કૈં સાંભળે શું ?
શું સંકષ્ટે પ્રિય હરિણીએ દૂરથી સાદ કીધો ?
કે શાર્દૂલે ગહન વનમાં ઉગ્ર કૈં શબ્દ કીધો ?
હા હા ! સામે સ્વર મધુર કૈં ગાનના સંભળાય !
તેથી તારૂં હૃદય સહસા ત્યાં જવાને તણાય !
ભોળા ! એ તો નહિ પ્રણયથી પૂર્ણ સંગીત કાંઇ,
વ્યાધો કેરી અબુધ મૃગના મૃત્યુની એ ભવાઇ.
ના એ વા'લા રસિક કવિતા મૃત્યુનો સાદ એ છે !
એ શબ્દોમાં સ્વર સકળમાં ઝેર પૂરૂં વહે છે.
હા ! એ ચાલ્યો મરણ મુખમાં શીખ ના કાંઇ માની,
પોં'ચ્યા કર્ણો પ્રથમ થકી ત્યાં સાંભળે વાત શાની ?
કૂદી કૂદી સ્વર ભણી જતો ઠોકરો કૈંક ખાતો,
આડે માર્ગે તન પટકતો કંટકોથી વિંધાતો.
ને મૃત્યુના અનુચર કને આવી નિશંક ઉભો !

કેવો કાળો શબર કરમાં બીન લૈ કાંઇ ગાતો !
વાયુથી એ વિટપ હલતાં ત્રાસીને નાસી જાય,
મૃત્યુ સામે નિડર બની જો એસુજ ના દબાય.
ભૂલે પ્રાણી નિજ પ્રકૃતિને વૈર મૂકે વિસારી,
એ તો શક્તિ પ્રણય ! નિરખી કો અનિર્વાચ્ય તારી !
કોટિ યત્નો થકી પણ ફરી ના શકે જે નિસર્ગ,
તેને નાંખે પલટી પળમાં પ્રેમ ! તારો પ્રસંગ.
તું સૃષ્ટિના ક્રમ નિયમથી દૂર રે'તો દીસે છે.
તારી સત્તા નહિ હૃદયથી કોઇ માપી શકે છે !
જો ! આ કેવો હરિણ પ્રણયી ગાનગી તુષ્ટ થાતો !
રોમે રોમે રસ પ્રગટતાં ભવ્ય ભાવે ભીંજાતો.
ભૂલ્યો વા'લું વન સરિતને શૈ'લનાં શૃંગ ભૂલ્યો !
ભૂલ્યો ભીતિ, મરણ મૃગતા, સૃષ્ટિનો સંગ ભુલ્યો !
પ્રેમી દોલા ઉપર હિંચતો પ્રેમ પૂરે તણાતો,
ભૂલ્યો ' હું ને ઇતર ' તણી એ ભેદ સંપૂર્ણ વાતો.
ને ઓચિંતુ શબર કરથી છુટતું બાણ આવ્યું,
વિંધી નાંખ્યું હૃદય કુમળું મૃત્યુને સંગ લાવ્યું;
કેવી તારી કૃતિ અધમ આ ? વ્યાધ ! વિશ્વાસઘાતી !
ભુંડી સૃષ્ટિ પ્રણયી મૃગને માનશે મૂર્ખ આથી.
પ્રેમાવેશી હૃદય હણતાં કૈં ન કીધો વિચાર !
ભોળા હૈયા ઉપર કરુણા શું ન આવી લગાર !
ભુંડુ ભાવિ અહહ ! તુજને દુષ્ટ પંથે ચલાવે,
તેથી તારા મલિન ઉરમાં હા ! દયા કેમ આવે ?
પ્રેમીને તો રસ અધિક છે મૃત્યુના અંક માંહી,
ભેદ ભ્રાંતિ રહિત હૃદયે કષ્ટ શું હોય કાંઇ !
મીઠું મૃત્યુ સરસ સમયે ભેદ ભુલાઇ જાતાં,
નિર્ભાગીને જરૂર ન મળે ચિત્તથી નિત્ય ચા'તાં.
એ તો પામ્યો રસજલધિમાં ઉચ્ચ એકત્વ આજે,

ઘેર્યું પાપે તુજ હૃદયને તે નહિ મુક્ત થાશે;
મૃત્યુથી કે જીવનથી તને ના થશે શાન્તિ ક્યારે,
એની શાન્તિ અમર સુખને માનતી તુચ્છ ત્યારે.
કંપે વા'લા મૃગ ! હૃદય આ નાશ તારો નિહાળી,
શું માને તું પ્રણયી હૃદયે તે શકું હું ન જાણી;
હા ! શું માને ? રસમય ઉરે માનવું ક્યાં સમાય ?
માની લેજો જન જગત્‌ના જે મતિથી જણાય.

---

## ૨૨૩

## વિદ્ધ મૃગ

(હરિગિત)

સંગીત, લુબ્ધક ! સુખદ તારૂં આમ નવ અટકાવ તું,
રસમાં મને મરવા દઇ રસિકત્વ પૂર્ણ બતાવ તું;
આ મોક્ષથી મોઘું અને સાકર થકી વધતું ગળ્યું,
તુજ બાણના સંપાતથી પંચતત્ત્વ આ સમયે મળ્યું.
શર લક્ષ બીજાં ફેંક વા તલવારનો કર ઘા ભલે,
પણ ગીતના અવરોધથી નવ વ્યથિત કર મુજને અરે !
રસની ધુની હૃદયે વહે રસમાં અધિક છું મગ્ન હું,
રસરૂપ જગત જણાય આ રસને વળી વરસાવ તું.
આને ભલે મૃત્યુ ગણી આણે દયા દિલ માનવી,
પણ વૃષ્ટિ પ્રેમામૃત તણી મારે હૃદયથી માનવી;
પ્રેમાબ્ધિ આ ગરજી રહ્યો રસમેઘ પણ વરસી રહ્યો,
મીંચી નયન, અવલોકતાં આજે કૃતારથ હું થયો.
વસુધા વિષે બહુધા ફર્યો ગિરિશૃંગ ઉપર આથડયો,
પણ હર્ષવર્ષણનો પુરંદર આજ તું મુજને મળ્યો.
મારી વ્યથા અવલોકીને નવ દીલ દયા લાવીશ તું,

અવસાન સમયે ગીતનો ન નિષેધ મન માનીશ તું.
મુજ માંસને માટે અધીરો એક પળ ન બનીશ તું,
સારંગી રંગ ભરી ઘડી કરથી ન દૂર કરીશ તું;
દઇ તાલ સાયકપાતથી કરગાન એ પણ ઇષ્ટ છે,
આ પ્રેમપારાવારમાં ના'તાં મરણ પણ મિષ્ટ છે.

---

૨૨૪

## ઉષા

( દ્રુતવિલમ્બિત )

તિમિર કૈં દઢતા ત્યજતું હતું,
નિધનદર્શનથી ડરતું હતું;
જગતની ચિર નિંદ નિવારતો,
અનિલ શીત ઘરેઘર ઘૂમતો.
નભ ચમૂ સહ યુદ્ધ કરી કરી,
શ્રમિત સોમ વસ્યો શિખરે જઇ;
વિરલ વીર સમા કંઇ તારલા,
અહિં તહિં રણરંગ નિહાળતા.
અજબ ઉજ્જવલ કો અવતારનાં,
શકુન મંગલ કૈં પ્રકટી રહ્યાં;
મધુર ગાન વિહંગ ઉચ્ચારતાં,
સમય સન્મુખ જોઇ વધાવતાં.
કંઇ પ્રકાશ પડે નભ પૂર્વમાં,
કુતુકથી નીરખી રહી સૌ દિશા;
ઝળહળે રસપૂરિત રક્તિમા,
હસતી આવતી કો સુરકન્યકા.

વિજયના ધ્વજને ફરકાવતી,
કંઇક તારક ગેંદ ઉછાળતી;
ચરણ કેસરથી પથ પૂરતી,
તિલકથી નભભાલ સુહાવતી. ૫

રસ ભરી સુરશૈશવની છવિ,
જગતને કુતુકાર્થ બતાવતી;
વદન દિક્સખીનાં વિકસાવતી,
ભરિત ફેંટ ગુલાલ ઉડાવતી. ૬

પણ દશા પળમાં પલટી ગઇ !
સ્મિતવતી શિશુતા વણસી ગઇ;
ઉર ઉદાસ અચિંત્ય બની જતાં,
વદન વ્યાપતી ઘોર ગભીરતા. ૭

વિમલ ક્રીડન સર્વ વહી ગયું !
તરૂણીનું પદ શું પળમાં મળ્યું ?
નવલ ગર્ભવતી ગૃહિણી સમી,
પ્રબલ પાંડુરતા ધરતી થઇ. ૮

ક્ષણિક જીવનનું સુખ સર્વથા,
કૃતિ ન કાળ તણી થતી અન્યથા;
વિબુધવર્ગ તણી પણ એ દશા,
કથવી શી તહિં માનવની કથા ! ૯

અમર અર્ભકને અવતારવા,
જગતને અભિવાંચ્છિત આપવા;
શરણ મૃત્યુતણું ઉરથી સહે,
અમલ માનસનો શુચિ પંથ એ ! ૧૦

દિનમણિ મણિ શો અમને દઇ,
અહહ ! ઊડી અચાનક તું ગઇ !
સુખદ એ ઉપહાર શિરે ધરી,
સફલ જીવનને કરશું સખિ ! ૧૧

પણ મનોહર એ છવિ મીઠડી,
નહિ જશે ઉરમાં રહી જે જડી;
સહજ સુંદર નિર્મલ હાસ્ય એ,
વીસરશે ઉર ના કદીએ ઉષે ! ૧૨

---

૨૨૫

ગ્રામ્ય જીવન

( લાવણી )

( ધન્ય હો ધન્યજ પુણ્ય પ્રદેશ— એ રાગ )

રમ્ય એ જીવન ગ્રામ્ય રસાળ, સત્વસોહંતું વિમળ વિશાળ;
સ્વર્ગ તણી સેવે જ્યાં શુચિતા, બહુ વિધ માનવબાળ.
સત્વસોહંતું વિમળ વિશાળ. રમ્ય એ૦ ટેક,
ગૃહો નાજુકની વાંકી હાર,
સ્વચ્છ શેરી ને ન્હાનાં દ્વાર;
બાળ રવિનો કરતાં સત્કાર,
સ્વચ્છ આંગણુનો વધુ વિસ્તાર.
અણુઓટચો જ્યાં અનિલ અહર્નિશ, વન સુરભિભર વાય;
સમય સમય સંમાર્જન કરતો, મન મૂકી મલકાય
અર્પતો અમર તણું આરોગ્ય,
શૈત્યનો સેવી શુચિ સંયોગ. રમ્ય૦
ઘરોઘર ગાય તણાં લઘુ ગોષ્ટ,
વત્સનો મંદ મધુરો શોર;
રસેલાં ગોમયથી ઘર ચોક,
દીપે તુલસીતરૂ કેરા થોક.
અર્ભક સમ હસતાં આંગણુમાં ફૂલભર્યાં લઘુ ઝાડ,
વિધ વિધ વેલ્ય થકી છવરાતી વૃક્ષુલતાની વાડ.

શીત છાયામાં બાળક વૃંદ,
ક્રીડતાં દેતાં અતિ આનંદ. રમ્ય૦
સ્વચ્છ પાધર ને સરિતા તીર,
નિર્મળાં ખળખળ વહેતાં નીર;
ડોકતાં કુતુકભર્યાં તૃણ બાળ,
ધ્યાનમાં મસ્ત બગોની હાર.
નિર્ભય થઇ જલપાન કરે જ્યાં, હરિણ તણો સમુદાય,
ટહુકે મોર કળા ધરી કૂદે, પિક પંચમ સુર ગાય.
ગોંદરે ગોક્રીડન સોહાય,
વાંસળી ગોપ મનોહર વાય. રમ્ય૦
ઉષાનો ચોક ચડે ચળકાટ,
સૂચવે કુક્કુટ નવલ પ્રભાત;
દધિ સંથનના ઘરઘર ઘોષ,
અજબ યુવતીને હૈયે હોંશ.
મંથનનો કર દંડ ગ્રહીને શિશુ માગે નવનીત,
હસતી જનની દૂર હઠાવે, પ્રકટે અંતર પ્રીત.
વૃદ્ધ માબાપ હસંતી તીર,
શેકતાં બાળક શીત શરીર. રમ્ય૦
સાંજરે ગોધન આવે ઘેર,
ચડે ગોરજ ઊડી ચોમેર:
ધૂલિધૂસર ઓપે આકાર,
ઉઠે વ્રજગોકુળનો આભાસ.
પુણ્ય પુરાતન આર્યજીવનનો અણબાંધ્યો ઇતિહાસ,
ચારૂ ચાંદનીમાં ઉચરંતી રમણી ખેલે રાસ.
પ્રણયના ગાતી કૈંક પ્રસંગ,
સુંદરી સર્વ મળીને સંગ. રમ્ય૦
વીરના વિક્રમ કેરી વાત,
સનાતન સત્ય તણા સિદ્ધાન્ત;

આગલા અનુભવ કેરી ચાહ,
પૂર્વનો વિમળ નિવૃત્તિ વાહ.
શાંત શર્વરીમાં સહુ પુરૂષો, ચર્ચે મળીને ચોક;
શાણુસ્પર્શ લ્હેણાં રત્નોશા શબ્દ તણા બહુ થોક.
પામતા પળ પળ પુણ્ય પ્રકાશ,
અનુભવે વાર્ણા વિપિનવિલાસ ! રમ્ય૦
એક કુળ કેરાં બાળ સમાન,
ભેદનું સહજ ભૂલીને ભાન;
અઢારે વર્ણ કરે વ્યવહાર,
સ્નેહનો સેવે સાક્ષાત્કાર.
જન ભૂખ્યા જનનો જ્યાં પામે અતિથિ ઉરસત્કાર,
અમરતણું જીવન અનુભવતાં, વીસરે નિજ પરિવાર.
પ્રભુસમ પતિ ગૃહમાં પૂજાય,
કૈંક માણુસના કાટ ઘસાય. રમ્ય૦
વિશ્વના વિધવિધ દુષ્ટ વિકાર,
ભરેલો ભયથી છળનો ભાર;
સ્વાર્થનો ઝેરી ઉષ્ણુ સમીર,
નહિ પામે અવકાશ લગીર.
જગકાસાર વિષે પંકજશાં અણુડુબ્યાં એકાંત,
વિકસિત હૃદય રમે રસસિંચ્યાં ડોલંતાં દિનરાત.
મોક્ષનું માનવ દુર્લભ ધામ,
રહો એ અમર અમારૂં ગ્રામ. રમ્ય૦

---

૨૨૬

## ગોપિકા

( વસંતતિલકા )

દોહી રૂપાળી મધુરી મુજ ગાવડીયું,
ને દૂધડાં મિઠલડાં ભરી નામડીયું;
ચારો નીરી, ધણુ મહિં મૂકી ધેન, ચાલી,
જાશું રૂડાં જળ હવે જમનાંજી, આલી!
સાહેલી સાથ સરખો, ઠીક જોડ જામી,
આનન્દ ગોઠડી મિઠી પનઘાટ પામી;
માંજ્યાં, સુનેરી દીપતાં શિર, બેડલાં આ,
ને પાણીડાં ભરી વળ્યાં ઘર સર્વ જાવા.
રાંધ્યું, ઉન્હું ઉન્હું ધર્યું પકવાન્ન ભાણે,
ઠાકોરથાળ પીરશીઃ મન મોજ માણે,
ખાધાં પીધાં, શયન રોજ લીધાં; થઇ ત્યાં,
જાવાની વેળ લઇ ગોરસ વેચવાનાં.
ઝુલે ખીલી નવલી સુંદર મંજરીયું.
ડોલે પરાગ ઝરતી ફુલ પાંદડીયું;
વૃંદાવને ઝઝુમતાં નદીતીર કુંજોઃ—
ક્યાંથી મધુર સૂર ?–શો વનભેદી ગુંજ્યો!
કોયેલ ગીતડું શમ્યું, મનવેગ કંપ્યા,
ગાયો અને હરણિયાં ભર લ્હેર થંભ્યાં;
વાયે રસીલી અમી રેલતી વાંસળી જ્યાં,
ગોપાળ બાળ, ઉર આ સરી જાતું ત્યાં, ત્યાં.
( સંસાર–ઊપવનમાં ગૃહકુંજ શોભે,
કર્તવ્યધેનુ પય અમૃતશું મધુ દે;

પ્રીતિંપનોતું શુભ સ્નેહી-કુટુમ્બ રાજે:—
ત્યાં યે સદા સતી હૃદે પતિવેણુ ગાજે. )
ખેલ્યાં બધાં વિવિધ રાસલીલા અનેરી,
ચન્દા ઢળી, સખીરી! વેળ વીતી ઘણેરી;
હૈડું ન ત્હોય બનતું થિર, સૂર પેલો,
ઘુમ્યા કરે જીવન ડોલતી વાંસળીનો!

---

# મોહનલાલ પા. દવે

૨૨૭

## નિરાશા પછીની આશા

હતી જ્યાં ઘોર રાત્રિ ત્યાં ઉષા કેરો ઉદય થાશે,
ભયાનક મૌનને સ્થાને મધુર સંગીત પણ થાશે.
જહાં ધિકતા વિષમ વહ્નિ ત્યહાં અમી બિન્દુડાં સરશે,
સુતાં નિશ્ચેષ્ટ થઇને જે ફરી કિલ્લોલ તે કરશે.
રવિનાં ઉગ્રરશ્મિથી તપેલી ભૂઉપર થાશે,
ફરી વર્ષાતણી ધારા સુગંધી વાયુ પણ વાશે;
નિરાશાની પછી આશા અશાન્તિની પછી શાન્તિ,
રૂદન અંતે જ હર્ષાશ્રુ ધરે કાંઇ અવનવી કાંતિ.
ઉદયને અસ્તનાં ચક્રો સદા ગતિમાન થઇ રહે છે,
વિપદસંપદતણાં જોડાં અલગ પણ સાથમાં રહે છે;
વિપત્તિ વ્યાધિ એ ત્યારે, ભલે આ વિશ્વમાં રહેજો,
હમોને હમારાં તે ભલે દુ:ખ દર્દ પણ રહેજો.
પ્રભુ! સામર્થ્ય એ આપો, સહન કરીએ ત્રિવિધ તાપો,
નિરાશામાં છુપાઇ છે અમર આશા ઉરે થાપો.

# જેઠાલાલ ( મુકુલ )

૨૨૮

## મોહ

ધૈર્યને ધોઇ નાંખીને બુદ્ધિમાં વિષ પ્રેરતું,
આત્માના ધ્વંસને માટે છે આ સત્ત્વ કારમું ! !
એ કોઇ કાળજ્વર કે અહિનો;
બુદ્ધિ વિષે દંશ થયો જરી તો.
શાંતિ બધી જીવનની હરાય;
રૂંએ રૂંએ એ વિષ વ્યાપી જાય.
અરેરે મોહમાં કેવું મીઠું ઝેર વસી રહ્યું;
અનેક રત્નનું જેથી સત્વ ઝાંખું થઇ ગયું.
વિવેકને જ્ઞાન જતાં ગળીને;
અકાર્યમાં ચિત્ત જતું વળીને.
બધી શુભેચ્છા સરી સદ્ય જાશે;
અકાર્યમાં શ્રેયઃ થતું જણાશે.
જે વૃત્તિથી કર્યું કાર્ય તેવું તે કાર્ય થાય છે,
વિષ નાંખી કર્યાં પાક કહો તે કોણ ખાય છે;
વિષના વ્યસનીને તો વિષ એજ કરાર છે,
વધ્યું જે એક વેળા તે વળવાનું ધરાર છે.
જોનારને છે તદપિ ' કોઇ નથી ' જણાય,
કે'નાર છે તદપિ કાંઇ ન સંભળાય;
પાસે છતાં સઘળું શૂન્ય સમાન લેખે,
આત્મ પ્રતારણ છતાં સહુ સત્ય પેખે.
હરેક કાર્યમાં કિન્તુ પરિણામ છુપું વસે,
કવી તે શું શકે પ્રાણી કાળ માત્ર છુપો હસે.

# બ. ક. ઠાકોર

## ૨૨૯

જય જય મા મારી.

સ્વર્ગંગંગા સેંથો મા તારો,
માનસસર શિરમણિ રૂપાળો,
ભાલ-ત્રિવલ્લિ વિમલ હિમ-હારો,
જય જય મા મ્હારી !

ઝુલે જાહ્નવી સિન્ધુ કાને,
રેવા મહાનદી કટી સ્થાને,
કાવેરી તોડા ઠાણે,
જય જય મા મ્હારી !

રામેશ્વર એડીએ ચળકે,
પુરી દ્વારિકા કાશી ઝળકે,
મા તારી વાળીની ઠળકે,
જય જય મા મ્હારી !

સપ્તશૂલ પંજાબ એક કર,
પરશુ અરવલ્લી બીજે કર,
તેગ લટકતી સહ્યાદ્રી કટીપર,
જય જય મા મ્હારી !

રામ સૌમ્ય તુજ દગપલકારો,
બુદ્ધ ઉદધિ ઉરનો ધબકારો,
ગુરુ ગોવિન્દ પ્રકોપકુફાડો,
જય જય મા મ્હારી !

ભક્તિ-ગ્નાન-ધુનિ માને વ્હાલી,
એ સ્વરબ્રહ્મ વિશે લે તાળી,
અગણિત માની સન્ત-પ્રણાલી,
જય જય મા મ્હારી !

દિવ્ય ચક્ષુ જ્યારે મા ખોલે,
જ્ઞાન-સમાધિ-પ્રકાશ જ ઢોળે,
વ્યાસ પતંજલી શંકર બોલે,
જય જય મા મ્હારી !
શું શું મા તુજ સ્તવું વખાણી,
યુગ યુગ રાજ રતનની ખાણી,
અશોક અકબર વિજયા રાણી,
જય જય મા મ્હારી !

---

૨૩૦

## ખેતી

( સવૈયા )

*　*　*　*

પુરાણુ પૂર્વજ હતા ત્હમારા વનવાસી, કૃષિ કરનારા,
ઢોર ઉપર મમતા ધરનારા, કઠણ નિયમમાં પળનારા,
બાલક મ્હારાં. ૧
દેશ જીત્યા, બહુ રાજ્યો સ્થાપ્યાં,-ધર્મ કળા ને વ્યાપાર,
શાસ્ત્ર ફિલસુફી હુન્નર નીતિ, કહો શું ન ઉતર્યો પાર !
બાલક મ્હારાં. ૨.
જંગલ ભેદ્યાં, પશુ રાની પાળ્યાં કંઈ કંઈને માર્યાં,
અનાર્ય નરપશુ અસંખ્ય ટોળાં પવિત્ર સ્પર્શે ઉદ્ધાર્યાં;
બાલક મ્હારાં. ૩

૨

નર હૃદયે સુર ને દાનવનાં સૈન્ય ઉભય વસતાં સાથે;
દાનવ સૈન્ય હણી સુર પોષી પૌરુષજ્યોતિ ધરી માથે,
બાલક મ્હારાં. ૪

એહ જ્યોતિના બની ઉપાસક બોધક ધસ્યા નિડર જગમાં,
ખાળી શકયું નહિ કોઇ એમને,-વધાવતાં સઉકો પગલાં !
બાલક મ્હારાં. ૫
મ્હને મુકાવી પશુ અનાર્ય વિપિનો તમ ઘોર અધર્મોથી,
ધસ્યા મુકાવા ખંડ અન્ય,-અટકયા કેવલ જ્યાં ધરા ખુટી !
બાલક મ્હારાં. ૬

૩

શ્રમિત થયા, કંઈ લોહી ઘસાયું, તિમિરજૂથ ત્યાં આવ્યું ચ્હડી,
મથ્યા બહુ, અધું બેસાડયું, ઉપર આણ નિજ કરી ખરી,
બાલક મ્હારાં. ૭
પણ એ અધો આર્ય રજપુતો પુરા આર્ય જ્યાં થયા નહીં,
વળી તિમિરદલ ઉતર્યું ત્યાં તો, આભ ત્રુટયું, ગઇ જ્યોતિ શમી !
બાલક મ્હારાં. ૮
એહ જ્યોતિ પ્રકટાવો પાછી, એ પૌરુષ વર્તાવો ફરી,
કુંદરસંપ્રીત ફરી આદરતાં નવીન યુગ ઉગશે જલ્દી;
બાલક મ્હારાં. ૯

૪

દુકાળ ઉપરાઉપરી આવે છળશો નહિ તેથીજ જરા,
મ્હારાં બાલક, તમ માટે છે મુજ ધાવણના અખુટ ઝરા !
બાલક મ્હારાં. ૧૦
પણ અક્કલવાળા તે આર્યો, મુજ બાલક તે તે જ ખરા,
બિન અક્કલવાળા તે મ્હારા અણમાનીતા પુત્ર ઠર્યા,
બાલક મ્હારાં. ૧૧
સમય વિચારો, સમય સુધારો, સમય વિશે સાવધ વર્તો,
‘ ઉત્તમ ખેતી ’ સૂત્ર ત્હમારૂં પુરાણ પાછું ઉરે ધરો,
બાલક મ્હારાં. ૧૨

૫

ંડની દેવીઓમાં બ્રહ્માએ હું પ્રથમ ઘડી,
બચપણની હું સાક્ષી, મુજ બચપણમાં હું જ છડી.
બાલક મ્હારાં. ૧૩
ગ પૂરો મ્હેં દીઠો, ભવિષ્યમાં મુજ નજર તીણી,
કહું છું ચેતો, ચેતો, સાવધ બનો સમય જાણી,
બાલક મ્હારાં. ૧૪
તણી સંખ્યાથી જોજો ફોકટ ગર્વ ન ધરશો, બાળ,
નવત્સી પરવત્સોથી કરશો મા આખર બેહાલ,
બાલક મ્હારાં. ૧૫

૬

ને ક્હેરી રોગો ને કંતાએલાં શ્હેરી તન,
જીવન, નિર્બલ કલુષિત શિથિલ ઓચારાં શ્હેરી મન,
બાલક મ્હારાં. ૧૬
ગરીબી, શ્હેરી સુસ્તી, વ્યર્થ ફ્હેર તણી જંજાળ,
પાપો, ફ્હેરી જુઠાણું, શ્હેર તણા કલહો કંગાળ,
બાલક મ્હારાં. ૧૭
ા આવરણોને તોડો, એ માયાને પરી કરો,
ને હિતનાં સાધન શાશ્વત સ્વચ્છ લોચને ઉરે ધરો,
બાલક મ્હારાં. ૧૮

૭

વસાવો, ખેડો ખેતર, રચો વાડિયો, પશુ પાળો.
ર બીજ ઋતુ ચારા ધરતીના ભેદ પુરા ન્હાળો,
બાલક મ્હારાં. ૧૯
ો સાંધો, કૂપો ગાળો, સમુદ્ર વારિ મિષ્ટ કરો,

જલમાં સ્થલ, સ્થલમાં જલ આણો, કુદરત નાથી મિત્ર કરો,
બાલક મ્હારાં. ૨૦
નીકો ખોદો, બન્ધો બાંધો, આગ વીજ ને રસાયનો,
ખનિજ સૃષ્ટિ વળી વાયુચક્રને અધીન કરી ખપમાં આણો;
બાલક મ્હારાં. ૨૧

૮

એ વનવાસ વિશે ઊછરતાં, દૂધમલ્લ ત્હમારાં બાળ,
નહીં વ્યાઘ્રથી હઠશે પાછાં, નહીં એમને છળશે વ્યાળ,
બાલક મ્હારાં. ૨૨
ધોધ કુદી એ હસશે સામાં, નદીપૂર તરી ઊતરશે,
ખરે બપોરે ભોજન ખેતર લણી કણસલાં ઢગ રચશે,
બાલક મ્હારાં. ૨૩
જોબનપૂર વિશે એ આર્યો નિરખી જગ વિસ્મિત બનશે,
ભસ્મ થશે કલિયુગ આ ખંડે, નવીન યુગ વર્તી રહેશે,
બાલક મ્હારાં. ૨૪

૯

એ ખેતીના વિરામકાલે, રાતે ઉડુગણ નીરખતાં,
દિવસે કુદરતલીલા પીતાં, ઢોર જ્યહાં વિખરે ચરતાં,
બાલક મ્હારાં. ૨૫
વેદ નીતિ ને કલા પુરાણો ધર્મ ફિલસુફી વિશે ત્યહાં,
તર્કઘોડલા દોડી રહેશે, ઉપનિષદો અવતરશે હાં,
બાલક મ્હારાં. ૨૬
ઋષિઓ દ્રષ્ટાઓ અવતારો, પૌરુષ, જય, આત્મા સ્વાયત્ત,
પ્રકટ થશે એ વનવાસે સૌ સાત્વિક બરકત ઇશ્વરહસ્ત,
બાલક મ્હારાં. ૨૭

# સીતારામ શર્મા

## ૨૩૧

## રેંટીયો

સ્વતંત્રતાની સિદ્ધિ રે, સ્વદેશ કેરી રિદ્ધિ રે:
વ્હાલો મારો રેંટીયો હોજી.
જેના ગુંજનમાં રામ કેરાં નામ:
જીવન કેરી શક્તિ રે, જન્મભૂમિની ભકિત રે;
એતો એક જ રેંટીયો હોજી.
શ્રદ્ધા ને એકાગ્રતા, સંયમ શકિત વિશેષ;
ધૈર્ય, ચિવટ ને શાન્તિના આપે જે ગુણ એશ.
જડને ચેતન કરતો રે:
વહાલો મારો રેંટીયો હોજી—સ્વતંત્રતાની૦
પરદેશી પરતંત્રતા, તોડે પળની માંહ્ય;
દે આર્થિક સ્વતંત્રતા, શીળી સુખની છાંય.
નિર્ધનીઆંનો બેલી રે:
એતો એકજ રેંટીયો હોજી—સ્વતંત્રતાની૦
સુતર કેરે તાંતણે, સહજે મળે સ્વરાજ;
જેના બળથી હિંદનાં, સુધરે સઘળાં કાજ.
રૂપાળો રઢીયાળો રે:
વહાલો મારો રેંટીયો હોજી— સ્વતંત્રતાની૦
સુદર્શન ચક્કર સમું, સર્વ શક્તિનું પૂર;
જેમાં ગૂઢ રીતે ભર્યું, સો સૂરજનું નૂર.
એવો પ્રૌઢ પ્રતાપી રે:
વહાલો મારો રેંટીયો હોજી— સ્વતંત્રતાની૦
સ્રીજન કેરા શીયળની, રક્ષાનો કરનાર;
યોદ્ધાને અવકાશમાં, છે શાન્તિ દેનાર.

એવો અમાપ ગુણિયલ રેઃ
એતો એક જ રેંટીયો હોજી.
સ્વતંત્રતાની સિદ્ધિ રે, સ્વદેશ કેરી રિદ્ધિ રેઃ
વહાલો મારો રેંટીયો હોજી.

---

# મગનભાઇ ચ. પટેલ

૨૩૨

## એક દિન એવો આવશે

એક દિન એવો આવશે
જ્યારે અમીઝરણાં ઝરંતાં પૃથ્વીનેય પલાળશે
એક દિન એવો આવશે.
કળિકાળમાં પણ વીર એવા આર્યભૂમિમાં પાકશે,
નિજ વીર્યથી ભૂમિભકિતથી આ સૃષ્ટિનેય ધ્રુજાવશે. એક૦
રામ, અર્જુન, ભીષ્મ જેવા કર્ણ, સંગ પ્રતાપ ને,
હમિરાજ, યોગીરાજ, ગુર્જરરાજનેય ભુલાવશે. એક૦
શિબિરાજ, ભગીરથરાજ સમ પરમાર્થ જીવન ગાળશે,
મેવાડના ભડ ભીષ્મ ચંદારાજને વિસરાવશે. એક૦
પરબ્રહ્મનિષ્ઠ વસિષ્ઠ વિશ્વામિત્ર ઋષિના પાદને,
પ્રેમે નમી નિઃસ્વાર્થ નેતા આર્યાવર્ત ઉદ્ધારશે. એક૦
આત્મબળ પામી બધા આ પુત્ર ભારતવર્ષના,
નિર્ભયતણી મૂર્તિ બની સૌ સ્વાર્થને તુચ્છકારશે. એક૦
આ દેહ કાચો કુંભ આત્મા નિત્ય દિવ્ય પ્રકાશશે,
દૃઢ સત્યપર એ શત્રુના સંગ્રામસાં સૌ ચાલશે. એક૦

દુઃખને ભુખના પડે પોકાર ચારે દેશથી,
ાય મંગળ ગીતના ધ્વનિ મંદ મધુરા ચાલશે. એક૦

દેશના જેવી ઉજડ ભૂમિ સર્વ ભારતવર્ષની,
ફુલ્લથી લચી સુંદરીસમ એકલી અહિં મ્હાલશે. એક૦

ાંથી મહાવીર મ્હારથી ટંકાર કરતા શસ્ત્રના,
શમાં જઇ રાજ્યના શુદ્ધ ધર્મને શીખવાડશે. એક૦

થયા ન્હોતા વળી સ્વપ્ને ન તર્ક્યા વીર તે,
પૃથ્વીને કરી સ્વર્ગ સર્વે દેવનેય ઉતારશે એક૦

---

૨૩૩

## મહાજન પૂજન

ા અમારા દેશમાં પૂજન તમારૂં થાય છે,
સ્વ જેના સ્વાર્થનો રસ દેશમાં વહી જાય છે. આવો૦

ફકીરી આદરી પરમાર્થ જેનો સ્વાર્થ છે,
પ્રત્ય વાણી અભયવરદા એકલો પૂજાય છે. આવો૦

હૃદય ધડકી રહ્યું નિજ દેશના ધડકારમાં,
પુનિત સુંદર હૃદયવરનું પ્રેમપૂજન થાય છે. આવો૦

ગણ્યું આ જીવિત સરખું તુચ્છ પરદુઃખ આગળે,
ાશ દિવ્ય મનુષ્ય એક જ એ જ અહિં પૂજાય છે. આવો૦

હજારો દુઃખ દેશની અર્થ પુષ્પ સમાન તે,
પુષ્પના ભરગુચ્છની મૃદુમાળમાં મ્હેકાય છે. આવો૦

ીર ધીર મહન્ત પ્રેમી આવજો અમ મંદિરે,
હિન્દના દાદાતણું છે આદર્યું પૂજન અમે. આવો૦

કુંકુમ ભર્યે પગલે પધારી આંગણું પાવન કરી,
અમ ગરીબ જનના હૃદયને અભરે ભરો અમીધારથી. આવો૦

---

## વસંતવિનોદી

### ૨૩૪

વીર ! જાગો જાગો રે.

વીર ! જાગો જાગો રે;
હિન્દ રડત દુઃખથી હાય !
હૃદય તમ શું નવ ચીરાય ?
માત રૂદન કયમ ખમાય !
સુજન જાગો જાગો રે.
કાન્ત વદન કરમ્યું હાય !
અબલ બનેલ ધ્રુજત પાય,
કરમ કઠિન નવ રખાય,
શો સજેલ વાઘો રે.
છિન્ન ભિન્ન શી જણાય,
અનુપ માત હિન્દ હાય !
રાત દીન ક્ષીણ થાય,
તદપિ શું ન દાઝો રે.
રિબત માત કયમ ઉંઘાય !
ભવ્ય મનન કરી સહાય,
અધમ દ્વેષ પટકી પાય,
હિન્દ સૌખ્ય સાધો રે.

રમ્ય દિવ્ય લો ઉપાય,
યત્નમાં છો જીવ જાય,
હામ તો પ્રભુજી સ્હાય,
વીર! જાગો જાગો રે.

---

૨૩૫

## અમે તો ભરતભૂમિના બાળ

અમ્હે તો ભરતભૂમિના બાળ,
અમોને કેવળ એ પર વ્હાલ,
નિરંતર કેવળ એ પર વ્હાલ.
સ્વર્ગ સમી પરભૂમિ સુંદર ભલે રસમાં રમનાર;
અમ અન્તરમાં તેને તેજે પળભર નહિં ચમકાર. અમ્હે તો૦
રંક ભલે રહી માત અમ્હારી તદપિ તે અમ પ્રાણ;
હેયાંગેલ સલૂણાં દેતી શીખવી ઉન્નત ગાન. અમ્હે તો૦
અવર ભુમિની ભુરકીમાં નહિ ભરત અમે ભૂલનાર;
પર માતાનાં લાડ લૂખેરાં તે શું દુઃખ દળનાર. અમ્હે તો૦
અનેર વ્રત કંઇ અમે ઉજવીશું જગના સુર ઝમકાર;
ઉષા સમી બસ ભરત હસાવી જગવીશું જયકાર. અમ્હે તો૦

